## કર્તાનાં પુસ્તકો

| | |
|---|---|
| ૧ પ્રમાણશાસ્ત્ર પ્રવેશિકા | સં. ૧૯૭૮ |
| ૨ કાવ્યસમુચ્ચય ભા. ૧–૨ | સં. ૧૯૮૦ |
| ૩ ગોવિંદ ગમન ( સંપાદક અ. નરહરિ દ્વા. પરીખ સાથે ) | સં. ૧૯૮૦ |
| ૪ કાવ્ય પ્રકાશ ( ઉલ્લાસ ૧થી ૬: અનુવાદ ) ( અ० રસિકલાલ છો० પરીખ સાથે ) | સં. ૧૯૮૦ |
| ૫ ધમ્મ પદ (અ० ધર્માનંદ કોસમ્બી સાથે) | સં. ૧૯૮૧ |
| ૬ પૂર્વાલાપ ( સટીક સંપાદન ) | સં. ૧૯૮૩ |
| ૭ દ્વિરેફની વાતો | સં. ૧૯૮૫ |
| ૮ કાવ્યપરિચય ભા. ૧–૨ (અ० નગીનદાસ ના० પારેખ સાથે) | સં. ૧૯૮૫ |
| ૯ સ્વૈરવિહાર | સં. ૧૯૮૭ |





મુદ્રણસ્થાનઃ આદિત્યમુદ્રણાલય, રાયખડરોડ, અમદાવાદ
મુદ્રકઃ ગજાનન વિશ્વનાથ પાઠક

સન ૧૯૩૧ સંવત ૧૯૮૭

ભાગ ૧—કિં. રૂા. ૧-૦-૦ ભાગ ૨—કિં. રૂા ૧-૮-૦



આવૃત્તિ ૨ જી
પ્રત ૨૦૦૦

પ્રકાશક
રામનારાયણ વિશ્વનાથ પાઠક
એલિસબ્રિજ, અમદાવાદ.

સોલ એજન્ટ
એસ. બી. શાહની કું.
૩૦૮૨, પાનકોરનાકા, અમદાવાદ.

# બીજી આવૃત્તિની પ્રસ્તાવના

આ આવૃત્તિમાં મૂળ આવૃત્તિનાં કાવ્યો એનાં એ રાખ્યાં છે; માત્ર પહેલી આવૃત્તિમાં કેટલાંક કાવ્યો ઉપર આપવાં રહી ગયેલાં ટિપ્પણ ઉમેરેલાં છે. છતાં અહીં સંગૃહીત કાવ્યો ઉપર અત્યારે ઉપલભ્ય છે તેટલાં બધાં ટિપ્પણો આપ્યાં નથી. આ પુસ્તકની પહેલી આવૃત્તિ બહાર પડ્યા પછી આધુનિક કાવ્યો ઉપર કેટલુંક ટીકાસાહિત્ય બહાર પડ્યું છે. પૂર્વાલાપની સટીક આવૃત્તિ માટે હું જવાબદાર છું, પણ તે સિવાય પ્રો. નરસિંહરાવે આ વિષય ઉપર અનેક દૃષ્ટિએ, લેખોથી અને ભાષણોથી વિવેચન કર્યાં છે અને પ્રો. બલવંતરાય ઠાકોરે હમણાં જ 'આપણી કવિતા સમૃદ્ધિ'ની લેખમાળા પૂરી કરી છે, અને તે થોડા સમયમાં પુસ્તકરૂપે પ્રસિદ્ધ થવાની છે. આ બધું ટિપ્પણ આ ગ્રન્થમાં મૂકવા જતાં ગ્રન્થનું કદ ઘણું વધારવું પડે, જે ગ્રન્થની મૂળ યોજનાની બહાર છે. એટલે સારા શિક્ષકો અને અભ્યાસીઓ તે સાહિત્યનો ઉપયોગ કરી લેશે એમ આશા રાખી માત્ર માર્ગદર્શક થોડી ટીકા આપવાની અસલ યોજનાને વળગી રહ્યો છું.

અમદાવાદ<br>તા. ૧–૬–૩૧ } રામનારાયણ વિશ્વનાથ પાઠક

# ભૂમિકા

ગ્રન્થનાં વિષય પ્રયોજન અને અધિકારીનો નિર્દેશ કરવાનો પ્રાચીન સંપ્રદાય અત્યારે પણ આદરયોગ્ય છે. પણ આ ત્રણેય અનુબન્ધોની ચર્ચા પૃથક્ થઈ શકે નહિ. ગ્રન્થનો વિષય તેના પ્રયોજનથી નિયત થાય છે અને પ્રયોજન હમેશાં અધિકારીને લક્ષીને પ્રવર્તે છે માટે ત્રણેયની ચર્ચા ભેગી કરવી ઇષ્ટ છે.

આ સંગ્રહનો મુખ્ય ઉદ્દેશ આધુનિક સાહિત્યમાંથી જે કાંઇ રસદૃષ્ટિએ શ્રેષ્ઠ હોય તે એકત્ર કરવું, ગૂજરાતી સાહિત્યમાં રસ લેનારો વર્ગ દહાડે દિવસે વધતો જાય છે તેમની રસવૃત્તિને રોચક પૂરતી સામગ્રી રજુ કરવી એ છે. તેમાં એ પણ સરત રાખી છે કે નવા ઉછરતા સાહિત્યરસિક વર્ગની કાવ્યની રસવૃત્તિ ઘડાય, કેળવાય, સર્વતોમુખી થાય, પરિશુદ્ધ થાય અને પકવ થઇ સારાસાર વિવેકમાં સફળ નીવડે એમ થવા આધુનિક કાવ્યસાહિત્યમાંથી એ વર્ગે જે જે વાંચવું જોઇએ તે પણ આ સંગ્રહમાં આપી દેવું. આમાં સામગ્રીની ઉત્કૃષ્ટતા જેટલી મહત્ત્વની છે તેટલી જ તેની ઇયત્તા પણ છે. કાવ્યો સારાં વાંચવાં જોઇએ એટલું જ નહિ પણ ઘણાં વાંચવાં જોઇએ એ પણ રસવૃત્તિ ઘડાવા માટે આવશ્યક છે. માટે અત્યાર સુધીના

સંગ્રહો કરતાં આ સંગ્રહ જરા મોટો કરી તેને બે ભાગમાં પ્રસિદ્ધ કર્યો છે.

પશ્ચિમની સંસ્કૃતિની આપણા જીવન ઉપરની અસર સાહિત્યમાં પ્રગટ થવા માંડી ત્યારથી આપણો આધુનિક સાહિત્યનો યુગ આરંભાયો; અને એ આરંભ સર્વમતે દલપતરામ અને નર્મદાશંકરથી થયો. પણ બે સંસ્કૃતિઓનો સંગમ નદીઓના સંગમ જેવો છે. તે સંગમમાંથી બન્ને સંસ્કૃતિના વિચારોનાં, રસવૃત્તિઓનાં વિવિધરંગી સ્રોતો અનેક વહનોમાં વહેવા માંડે છે. વિશેષે કરીને જાતિ, ધર્મ, સંપ્રદાય વગેરેની વિવિધતા વાળા આપણા દેશમાં આ સ્રોતો અનેકરંગી થયાં છે. આ ભિન્નભિન્ન સ્રોતોમાંથી આચમન કરવાનો પણ ઉદ્દેશ છે.

આ પરિણામને એક જ વાક્યમાં કહેવાનું સાહસ કરવું હોય તો એમ કહેવાય કે સાહિત્ય સંપ્રદાયદૃષ્ટિ છોડી, સમસ્ત લોકવૃત્તની–સમગ્ર જીવનની અભિમુખ થવા માંડ્યું. આ પહેલાંના સાહિત્યનો મુખ્ય ઉદ્દેશ સાંપ્રદાયિક હતો. માટે જ દયારામ જેવા લોકપ્રિય કવિનાં કાવ્યો સમજવાને માટે પણ તેની પાછળ રહેલી સંપ્રદાયની ભોંય સમજવાની જરૂર પડે છે. નરસિંહ મહેતાની જેમ, સંપ્રદાયમાં જ કોઈ અતિ ઉચ્ચ કોટિએ જતાં ધર્મના મુક્તિવાળા વાતાવરણમાં તેની સંકડાશ સરી પડતી; એ સંપ્રદાયદૃષ્ટિ, વિરોધી અનિષ્ટો સામે થતાં સમગ્ર-જનતાભિમુખ થતી; અખાની અને ધીરાની કવિતા અને 'કળિકાળ'નું ઘણુંખરૂં સાહિત્ય આવી રીતે સાર્વલૌકિક બને છે. પ્રેમાનંદનું સાહિત્ય પણ ઉદ્દેશથી તો સાંપ્રદાયિક જ હતું; માત્ર કવિની પ્રતિભાથી સમગ્ર જીવન ઉપર તે રેલાયું. સામળનું સાહિત્ય લોકવિષયક ગણી શકાય પણ હાલની દૃષ્ટિએ એને શુદ્ધ કાવ્યસાહિત્ય કેટલા કહેશે? તેમાં કથારસ છે, તે પણ માત્ર બનાવોના ચમત્કારનો જ છે અને એ પદ્ય કરતાં ગદ્યનો વિષય છે. પશ્ચિમના સંસર્ગથી આ દૃષ્ટિ ફરી જાય છે. માત્ર સંપ્રદાય કાવ્યનો ઉદ્દેશ રહેતો નથી. એનો સૌથી નિદર્શક દાખલો દલપતરામમાંથી જ મળે છે. દલપતરામનું ઘણું લાંબું–કદાચ લાંબામાં

લાંબું એક કાવ્ય સ્વામીનારાયણ સંપ્રદાયનું છે તે આપણામાંથી કેટલા જાણે છે? અને દલપતરામનાં કાવ્યોના અભ્યાસમાં એ ગ્રન્થ ક્યારે જોવાય છે?

આધુનિક યુગમાં પણ પશ્ચિમની અસરથી જે કવિઓ ઓછાવત્તા અસ્પૃષ્ટ રહ્યા તેમનાં કાવ્યોમાં આ સાંપ્રદાયિકત્વ છે. આ સંગ્રહમાં તેવા ત્રણ કવિઓ આવે છે: અરજુન (આશરે ઈ. સ. ૧૮૫૦–૧૯૦૦)* અનવર (૧૮૪૩–૧૯૧૬) અને ત્રિભુવન પ્રેમશંકર (૧૮૬૪–૧૯૨૩). અરજુન ભગત આ અસરથી લગભગ અસ્પૃષ્ટ જ રહી ગયા છે અને તેમનું સાહિત્ય તેમના ગુરુઓ નિરાંત રણછોડની પરંપરાનું છે પણ તેમનાં કાવ્યોમાં તાજાપણું છે અને નવીન બળ ઉગ્રતા અને સરલતા છે. અનવર મુસલમાન સંત છે. તેમના શિષ્યવર્ગમાં હિંદુમુસલમાન બન્ને હતા. તેમનાં ઘણાંખરાં કાવ્યો વેદાન્તનાં ભજનોની ઢાળનાં છે. મુસલમાનોને માટે તેમણે કૃષ્ણભક્તિની સુફી ગઝલો ગાઈ છે અને હિંદુઓને તે મિથ્યા સ્પર્શાસ્પર્શના વહેમથી પર રહેવા ઉપદેશ આપે છે. તેમની ભાષામાં શાંત સાત્ત્વિક પ્રસાદ છે. મસ્ત કવિ ત્રિભુવન આ પ્રણાલીના છેલ્લા કવિ ગણાય. તેમનાં 'સ્વરૂપપુષ્પાંજલિ'નાં કાવ્યો જૂની ઢબનાં યોગાનુભવનાં ભજનો છ. 'કવિતા અને સાહિત્ય'માં કહ્યું છે તેમ પશ્ચિમના કાવ્યસંસ્કારોથી તેઓ કેવળ અસ્પૃષ્ટ નથી. તેમનાં ઘણાં કાવ્યો આધુનિક જ છે. પણ 'કલાપીનો વિરહ', જો કે એ કાવ્યોનો પ્રકાર આધુનિક છે, પણ તત્ત્વજ્ઞાન, વિચાર, પદ્ય વગેરેની દૃષ્ટિએ જોતાં જૂની ઢબનું છે અને કર્તાના સંપ્રદાયની છાપ તેના પર તરી આવે છે.

આ સંગ્રહમાં આવતા સર્વ લેખકો વિશે કાંઈ કહેવાનો અહીં ઉદ્દેશ નથી. આ સંગ્રહમાં મોટો ભાગ હજુ વિદ્યમાન લેખકોનો જ છે. અને વિદ્યમાન લેખકોનાં કાવ્યો વિશે ઇતિહાસ દૃષ્ટિએ કહેવું એ

* માત્ર વિદેહ સાક્ષરોના જન્મ મરણની સાલ આપેલી છે.

સાહસ છે એમ હું માનું છું. હજુ તેમાંના ઘણા તો ઘણું લખશે એવી આશા છે. અને જેમ ચિત્ર જોવા માટે અમુક અંતર જોઇએ છીએ તેમ કાવ્યોને બરાબર ઇતિહાસદૃષ્ટિએ જોવાને પણ અમુક કાલનું અંતર આવશ્યક છે. માટે અહીં તો આધુનિક સાહિત્યમાં હાલ ક્યાં ક્યાં વિશિષ્ટ અંગો વિકાસ પામ્યાં છે તેનો જ વિચાર કરીશ. અને તેમ કરતાં જે જે લેખકોના વ્યક્તિત્વની છાપ તેના પર પડી છે તે બતાવવા પ્રયત્ન કરીશ.

આધુનિક સમયમાં સૌથી પહેલા દલપતરામ (૧૮૨૦–૧૮૯૮) આવે છે. તેમને વિશે ઘણું લખાઈ ગયું છે અને સાહિત્યમાં તેમનાં કાવ્યોની યોગ્ય ગણના હવે થઈ ગઈ છે. એમનાં કાવ્યો લોકભોગ્ય હતાં, લોક માટે જ લખાયલાં હતાં, અને ઘણે ભાગે બોધાત્મક અને સભારંજક હતાં. પણ સભારંજક અને બોધાત્મક પદ્યોમાં ખરો કાવ્યરસ ન જ હોય એ વિચારને હું સંમત નથી. તેમના વિડંબકોએ એમની સહેલી શૈલી પકડી લઈ બોધાત્મક નીરસ જોડકણાં લખ્યાં એ ખરું. પણ દલપતરામનાં કાવ્યો પોતાના માનવબંધુઓ પ્રતિ વહેતો પ્રેમ હતો, અને પોતાના અજ્ઞાન બંધુઓ તરફ તેણે બોધાત્મક અને સભારંજક રૂપ આડંબર વિના સ્વાભાવિક રીતે જ ગ્રહણ કર્યું છે. તેમના હાસ્યરસમાં આ જ કારણથી પોતાના જ્ઞાનનું અભિમાન, કે તર્જન્ય લોક તરફના તિરસ્કારનો ડંખ પણ નથી. અને માટે જ હજુ પણ સામાન્ય લોકોના મોટા વર્ગમાં તેમનાં કાવ્યો ઘણાં જ પ્રિય છે. તેમનું આયુષ્ય અને કવનકાળ લાંબો હતો તે ખરેખર ગૂજરાતી ભાષાનું સદ્‌ભાગ્ય ગણવું જોઇએ કારણ કે તેથી કાવ્યરસિક વર્ગ ઘણો વધ્યો અને ભાષા પણ પુષ્કળ ખેડાઇ. તેમની રીતિ અને શલીના ઘણા લેખકો થયા પણ તેમાં ખાસ ઉલ્લેખ કરવા જેવા કોઇ નથી.

નર્મદાશંકર (૧૮૩૩–૧૮૮૬) દલપતરામના સમકાલીન હતા અને તેમના પ્રતિસ્પર્ધી ગણાતા. તે સમગ્રે એમાંથી

ખરે કવિ કોણ તેનો મતભેદ બહુ તીક્ષ્ણ હતો પણ અત્યારના વાંચનારને એ પ્રશ્નમાં એટલો રસ નહિ પડે અને એ એ વચ્ચેનો ભેદ પણ આટલે અંતરે ઓછો લાગે છે. નર્મદાશંકરનો સાહિત્યનો ફાળો ઘણો બહોળો છે. ગદ્યશૈલીનો વિકાસ તેમણે કર્યો. ગૂજરાતી ભાષામાં કોશ સૌથી પહેલાં લખ્યો, વિશાલ નિબંધ સાહિત્ય કેળવ્યું, અને તે એકદમ એટલાં પ્રસર્યાં અને રૂઢ થયાં કે આપણું ગદ્ય આટલું આધુનિક છે એ એમને એમ આપણે માની પણ ન શકીએ. પણ અહીં આપણે એમની કાવ્યસાહિત્ય ઉપરની અસર ખાસ વિચારવાની છે. તેમનાં કાવ્યોમાં 'જોસ્સો' છે, જુસ્સો ખરો અને પ્રબળ છે, અને જુસ્સાને જ તેઓ કાવ્યની ખરી કસોટી માનતા પણ ભાષાનું પ્રવાહીપણું અને કલા તેમનામાં ઓછાં હતાં. વળી વ્યંગ્ય જે કાવ્યનું જીવનસર્વસ્વ છે તે પણ સાધારણ હતું. પણ શબ્દોની વ્યંજકશક્તિ અને ભાષાનું પ્રવાહીપણું શબ્દોના વપરાશથી જ વધે છે અને તેમના નવીન અને ઉછળતા વિચારોને અનુરૂપ ભાષા, છન્દ, રીતિ તેમને મળી ન આવે એ સ્વાભાવિક છે. 'જોસ્સા'ના મતથી કાવ્ય અંતર્મુખ બન્યું, સ્વાનુભવરસિક કે આત્મલક્ષી કાવ્યો લખાવાની શરૂઆત થઈ. તેમનાં કુદરત સંબંધી કાવ્યો ઘણાંખરાં બાહ્યવર્ણનનાં છે પણ તેમાં પણ કોઈ કોઈ જગાએ ખરા હૃદયના ભાવો પ્રકટ થાય છે એમ સંગ્રહમાં આપેલા નમૂનાથી વાંચનારને ખાત્રી થશે.

આ બન્ને પછી, તેમના સમકાલીન, અને વિવેચક તરીકે વધારે પ્રસિદ્ધ, સાક્ષર નવલરામ (૧૮૩૬–૧૮૮૮) આવે છે. તેઓ દલપત કરતાં નર્મદશૈલી તરફ વધારે ઢળતા હતા પણ તેમનાં કાવ્યોમાં નર્મદાશંકર કરતાં વિશેષ ગાંભીર્ય, વિવેક, ભાષાની અને વિચારની પસંદગી, ઠરેલપણું હતાં. તેમની કેટલીએક હોરીઓ અત્યારે પણ મીઠી અને તાજી લાગે છે. તેમના સ્ત્રીવિષયક સાહિત્યને આપણા સાહિત્યમાં વિશિષ્ટ સ્થાન મળ્યું છે; તેમનું મેઘદૂત ભાષાન્તર રસવાહી અને ગૂજરાતીને અનુકૂળ નવીન મેઘછન્દમાં છે તે સારું વખણાયું છે.

આની પછી સાહિત્યમાં કંઇક દુર્લક્ષ પામેલા ભોળાનાથ સારાભાઇ (૧૮૨૩-૧૮૮૬) અને કેશવલાલ હરિરામ ભટ્ટ (૧૮૫૧-૧૮૯૬) વિશે કંઇક કહેવું જોઇએ. બન્નેનાં કાવ્યોમાં ઇશ્વરની ભક્તિનાં જ પદો છે; બન્નેની ભાષા દલપતરામ જેવી સરલ અને સીધી છે; બન્નેએ સુગેય પદ્યો વધારે સારાં લખ્યાં છે. ગેય પદ્યોની ગેયતા જ્યાં સુધી ન સમજાય અને કંઠમાં ન ઉતારાય ત્યાં સુધી તેના તરફ દુર્લક્ષ રહે એ સ્વાભાવિક છે. પણ અત્યારે ગૂજરાતમાં સંગીત કંઇક પણ પ્રસરતાં કેશવલાલનાં ભજનો અને બાગેસરીઓ ઠેર ઠેર ગવાય છે તેટલાં સદ્ગત ભોળાનાથનાં ગવાતાં નથી—તેમનાં કાવ્યોની વિદ્વત્તાભરી રસચર્ચા થઈ છે છતાં. તેનું એક જ કારણ કલ્પી શકીએ છીએ કે ભોળાનાથનાં કાવ્યો ઉપર પ્રાર્થનાસમાજની છાપ છે અને એ સંપ્રદાય હોય એવી તેના તરફ લોકની વૃત્તિ થઈ અને રહી. પણ લોકોએ સદ્ગત ભોળાનાથ તરફ ગમે તેવી વૃત્તિ રાખી હોય પણ સાહિત્યમાં તેમની અસર અવગણી શકાય તેવી નથી. તેમનાં કાવ્યો પર મરાઠી ખ્રિસ્તિ અને વૈદિક ભક્તિકાવ્યોની અસર છે. તેઓ ઇશ્વરની મહત્તા સૃષ્ટિનાં સૌંદર્યમાં અને નીતિ નિયમમાં પ્રત્યક્ષ કરતા. અને તેથી તેમનાં કાવ્યોમાં સૃષ્ટિસૌંદર્યનાં છૂટાં કવનો છે અને નીતિનો ઊંડો આદર છે. આ સર્વ અસરો તેમના કુટુંબના બીજા લેખકોમાં પણ ઉતરી આવી છે.

આ જગાએ કહેવું જોઇએ કે આપણા સાહિત્યપર અંગ્રેજી જેવા પરદેશી સાહિત્યની એક બાજુ જેમ અસર થઈ તેમ બીજી બાજુ આપણાં પ્રાચીન સંસ્કૃત વગેરે સાહિત્યની પણ થઇ. અંગ્રેજી કેળવણીને લીધે જ અભ્યાસીઓની જિજ્ઞાસા પ્રાચીન સંસ્કૃત કાવ્યસાહિત્ય તરફ દોરાઇ તેમાંથી કાવ્ય, નાટક, મૌક્તિકોના અનુવાદો થયા. અને આપણા સાહિત્યપર તેની અસર પણ જુદી પરખાઇ આવે એવી થઇ છે.

આ અસર નીચે જ **ભીમરાવ ભોળાનાથે** (૧૮૫૧–૧૮૯૦) સંસ્કૃત મહાકાવ્યની ઢબે 'પૃથુરાજ રાસો' લખ્યું પણ તેઓ એ દિશામાં વધારે પ્રયાસ કરી શકયા નથી. એજ અસર નીચેનું બીજું મહાકાવ્ય 'ઇન્દ્રજિત વધકાવ્ય' સદ્‌ગત દોલતરામ કૃપારામનું (૧૮૫૬–૧૯૧૬) છે પણ તેમાં સ્વતંત્ર પ્રતિભા કરતાં સંસ્કૃત મહાકાવ્યની પરતંત્રતા વધારે છે.

આધુનિક સાહિત્ય અનેક રૂપે ફાલ્યું છે. તેનાં અનેક વિશિષ્ટ અંગો છે. તે સર્વ જો કોઈ એક જ સાક્ષરનાં કાવ્યોમાં જોવાં હોય તો તે **શ્રી નરસિંહરાવનાં** કાવ્યોમાં મળશે. આ દૃષ્ટિએ **શ્રી નરસિંહ-રાવ** આધુનિક કાવ્યસાહિત્યના પ્રતિનિધિ યોગ્ય રીતે ગણાયા છે. તેમણે ૧૮૮૭માં 'કુસુમમાલા' પ્રથમ પ્રસિદ્ધ કરી તેમાં જણાવ્યું હતું કે પાશ્ચાત્ય દેશની કવિતા કેવી લખાય છે તેનો પરિચય ઉદાહરણો દ્વારા કરાવવો એવો તેનો ઉદ્દેશ હતો. પણ તેમના વિશે કંઇ પણ વિશેષ કહેવા પહેલાં પાશ્ચાત્ય સાહિત્યની અસર વિશિષ્ટરૂપે તપાસ-વાની જરૂર છે.

**દલપત નર્મદના** યુગમાં પાશ્ચાત્ય સંસ્કૃતિની આપણા ઉપર જે અસર થયેલી તે પ્રધાન પણે આપણા વિચારો ઉપર. તેની ખરી સર્વ-દેશીય અસર તો જ્યારે આપણા લેખકોએ ઉચ્ચ અંગ્રેજી કેળવણી લીધી ત્યારે થઈ અને તેથી આખા સાહિત્યનું સ્વરૂપ બદલાયું. અંગ્રેજી સાહિત્યની અસર કેવળ અંગ્રેજી સાહિત્યની જ નહિ પણ આખી દુનિયાંના સાહિત્યની ગણવી જોઇએ. અંગ્રેજોના સંબંધથી હિંદુસ્તાન જેમ દુનિયાંનાં બલો સાથે સંઘટ્ટનમાં આવ્યું તેમ અંગ્રેજી ભાષાદ્વારા આપણું સાહિત્ય પણ જગતનાં સાહિત્ય અને વિચારબલોના સંપર્કમાં આવ્યું. અને આપણું પ્રાચીન આર્ય સાહિત્ય આપણા ઉપર જે અત્યારે અસર કરે છે તે પણ એક બાજુ આપણા જૂના સાહિત્ય તરીકે અને બીજી બાજુ જગતના સાહિત્યના અંશ તરીકે. આ અનેક બલોના મહામંથનમાં આપણા સાહિત્યમાં અનેક નવા વિચારોનું પૂર

આવ્યું. આ સાથે કાવ્યસાહિત્યમાં એક બીજો ફેરફાર પણ લક્ષમાં રાખવા જેવો છે. દલપતરામ નર્મદાશંકરમાં પશ્ચિમના વિચારોની અસર છે; તેથી ઉપર કહી ગયો તેમ કાવ્યનો ઉદ્દેશ સાંપ્રદાયિક મટચો. પણ આ પરિણામ ઘણે અંશે કેવળ ઉચ્છેદક હતું. તેથી કાવ્યનો ઉદ્દેશ સંપ્રદાય કે ભક્તિ સિવાય બીજો કોઈ હોઈ શકે એમ થયું, પણ કાવ્યનું સ્વરૂપ કેવું જોઇએ એ વિશે કાંઇ ચોક્કસ વિચારો અસ્તિત્વમાં આવેલા નહિ. પશ્ચિમનાં અને આપણાં પ્રાચીન કાવ્ય અને સાહિત્યની ચર્ચાથી કાવ્યમાં પ્રધાનપણે કલા હોવી જોઇએ એ દષ્ટિનો નવીન રીતે આગ્રહ થયો. આ રીતે કાવ્યનું વસ્તુ અને બાહ્ય સ્વરૂપ બન્ને વિશે અભ્યાસપૂર્વક વિચારો બંધાતાં મુખ્ય પરિણામ એ આવ્યું કે કાવ્ય કેવળ વિદ્વદ્ભોગ્ય બન્યું. કલા સર્વોપભોગ્ય હોવી જોઇએ એ સૂત્રનો અર્થ જેઓ એમ કરતા હોય કે બધા માણસો કાવ્ય સમજીને રસ લે એવાં કાવ્યો તે જ કાવ્યો ગણાય, તો એવાઓને માટે આ પરિણામ કદાચ અનિષ્ટ ગણાય. પણ હાલ બીજા દેશોમાં પણ કાવ્ય એ અર્થમાં સર્વોપભોગ્ય નથી. ઇંગ્લંડ જેવા કેળવાયેલા દેશમાં કવિઓ લોકપ્રિય હોય છે, લોકો તેમનો આદર કરે છે, તેમનાં કાવ્યોની પ્રશંસા પણ કરે છે પણ તેમનાં કાવ્યો વાંચતા કે સમજી શકતા નથી, તો આપણા જેવો દેશ જ્યાં ઘણો વર્ગ બિલકુલ કેળવણી વિનાનો જ છે ત્યાં વિદ્વાન અને અશિક્ષિત વચ્ચેનું અંતર એટલું મોટું હોય તેમાં નવાઇ શી? સર્વ સમજી શકે એવાં કાવ્યો પણ હોઇ શકે અને એવાં કાવ્યો આપણા સાહિત્યમાં નથી એ શોચનીય છે પણ એટલા માટે એવાં ન હોય એ કાવ્યો જ નહિ એમ ન કહી શકાય. પણ આધુનિક સાહિત્ય સામેની આ ફરિયાદમાં કંઇક તથ્યાંશ છે ખરો. કવિને વાણી અને અર્થના, વિચારના ઉપાદાનથી સૃષ્ટિ નિર્માણ કરવાની છે તેથી તે તે ભાષા બોલનાર લોકોના જીવનથી અળગો પડી શકતો નથી. લોકોમાં રહીને જ તે પોતાના હૃદયની વિશાળતા પ્રમાણે

પોતાની કલ્પનાથી ગમે તેવી સૃષ્ટિ રચી શકે. પણ આપણું આધુનિક કવિહૃદય પરદેશના સાહિત્યથી ઘડાયું, પોપાયું. તેથી શબ્દો અને વાક્યો અંગ્રેજી રૂઢિનાં અને વ્યંગ્યાર્થનાં વપરાવા માંડ્યાં એટલું જ નહિ પણ કલ્પના પણ અંગ્રેજી વિચાર અને ભાવનાની ભોંયપર પોતાની રચના કરતાં શીખી. પોતાના લોકો તરફ તેની દૃષ્ટિ કોઈ પરદેશીના જેવી ધૃણાયુક્ત થઈ ગઈ. કાવ્યનું સમસ્ત વાતાવરણ પરદેશી થઈ ગયું. આ પરિણામ, હોય ત્યાં, કોઈ ઉદાહરણથી સાબીત કરી શકાય નહિ માત્ર અનુભવથી ઓળખી શકાય. એવાં કાવ્યો લોકહૃદયને સ્પર્શી ન શકે. લોકોની કલાભિરુચિ બુદ્ધિ પારના આત્માના કોઇ અગમ્ય ઊંડાણમાંથી સ્ફુરે છે. ત્યાં જઇ પોતાનો સંદેશો પહોંચાડવો એ કવિનો વિરલ અધિકાર છે. લોકો તરફના સર્વવ્યાપી પ્રેમ વિના એ બની જ ન શકે. પણ આ આપણી પરિસ્થિતિનું અનિવાર્ય પરિણામ છે અને આપણા જીવનમાં ઝાઝું ટકે એમ લાગતું નથી.

ઉપર કરેલી સામાન્ય ચર્ચા શ્રી નરસિંહરાવનાં કાવ્યોને કેટલે અંશે લાગુ પડે છે એ સંબંધી મતભેદને પુષ્કળ અવકાશ છે, અને તેનો નિર્ણય સમય જ કરી શકશે. પણ બિલકુલ મતભેદને અવકાશ ન હોય તેવા તેમનાં કાવ્યોના ગુણો છે. તેઓ ભાષાશાસ્ત્રના અભ્યાસી છે અને શબ્દો બહુ વિચારીને વિવેકથી પસંદ કરીને વાપરે છે. 'જ' 'ને' 'કંઇ' જેવા અપુષ્ટ શબ્દો તેમનામાં વિરલ જ દેખાશે. તેમને સંગીતનો સારો અભ્યાસ છે અને તેમણે ઘણાં સુગેય કાવ્યો લખ્યાં છે. પશ્ચિમનાં Lyrics સંગીતકાવ્યો, કે ઊર્મિકાવ્યોના જેટલા પ્રકારો છે તે લગભગ સઘળાનો તેમણે પ્રયોગ કર્યો છે, છન્દોનાં નવાં તેમજ જૂનાં સંવાદી રૂપો તેમને સિદ્ધ છે. તેમનાં કાવ્યો સુશ્લિષ્ટ અને દૃઢબન્ધવાળાં છે. વિષયની દૃષ્ટિએ, આપણા રસજ્ઞ વાર્તિકકાર શ્રી આનંદશંકર કહે છે તેમ તેમની વિશિષ્ટતા પ્રકૃતિના કવિ તરીકે છે. તેમણે પ્રકૃતિના નવા પ્રદેશો શોધી આપ્યા નથી પણ તેમનાં કાવ્યોમાં સૃષ્ટિનાં અખૂટ સૌંદર્યવાળાં અંગો

ચન્દ્ર, તારક, નિશા, કોકિલ, રજની વગેરેનાં વર્ણનો છે; એ વર્ણનો કેવળ બાહ્ય પદાર્થોનાં નથી પણ એક સસ્કારી હૃદયનાં પ્રતિબિંબો છે. તેમનાં ચિંતનાત્મક કાવ્યોમાં, ઈશ્વરની પ્રાર્થનાઓમાં અને તેમની કરુણ પ્રશસ્તિમાં શ્રદ્ધાળુ મનન છે અને માનવહૃદયના ઊંડા ભાવોનું સ્ફોટન છે. તે સિવાય અનેક આછા ઘેરા ભાવોનાં લલિત કાવ્યો તેમણે લખ્યાં છે. **એડવિન આર્નોલ્ડના** Light of Asia 'જમ્બુ-જ્યોતિ'નું તેમણે રસિક ભાષાન્તર આદર્યું છે જો કે જંબુદ્વીપની જ્યોતિ પશ્ચિમમાં પ્રતિબિંબિત થઈ એ પ્રતિબિંબનું પ્રતિબિંબ ગૂજરાતીમાં ઝીલવા કરતાં મહત્તર કાર્યો એમની પ્રતિભાને યોગ્ય ઘણાં હોય. તેમણે અનેક રીતિઓ અજમાવી છે, અંગ્રેજી કાવ્યોનાં ભાષાન્તરો અને અનુકરણો કર્યાં છે, 'ઉત્તરા અને અભિમન્યુ' જેવાં ખંડકાવ્યો લખ્યાં છે. આ સર્વ પ્રકારોનાં ઉદાહરણો આ સંગ્રહમાં આપવા પ્રયત્ન કર્યો છે.

ઉપર જણાવ્યું તે 'ઉત્તરા અને અભિમન્યુ' કાવ્ય કાન્તના તખલ્લુસથી પ્રસિદ્ધ, **મણિશંકર રત્નજી ભટ્ટના** (૧૮૬૭–૧૯૨૩) 'વસન્ત વિજય'ની રીતિનું છે. તેમણે સૌથી પ્રથમ ભાવને અનુરૂપ છન્દો ફેરવવાની અને આ જાતનાં ખંડકાવ્યો લખવાની રીતિ શરૂ કરી. આ લેખકનું શોકમય અવસાન હજી હમણાં જ થયું છે અને તેમનાં કાવ્યો વિશે ઘણી ચર્ચા પણ થઈ છે. માત્ર એમની એટલી જ વિશેષતા અહીં નોંધીશું કે બીજા કોઇમાં વિરલ જ જણાય તેવી તેમનાં કાવ્યોમાં ભાવ અને રીતિની અનુરૂપતા છે. જે નવા ભાવો અને વિચારો આપણા સાહિત્યમાં પ્રકટ થવા મથતા હતા તે પોતાને અનુરૂપ વ્યંજન એમનામાં મેળવે છે. પ્રાસની નવીનતા, છન્દોનો વૈભવ, શબ્દોનું પ્રભુત્વ, વાણીનું મીઠું સંગીત, વર્ણનનું સચોટપણું, ભાવની મૃદુતા ઋજુતા ઉદારતા, શૈલીનું લક્ષ્યવેધિત્વ અને આખા કાવ્યમાં ભાવની સમગ્રતા એ. એ સર્વમાં તેમની કલા વિશિષ્ટ રીતે પ્રતીત થાય છે.

તેમની કલાનું સૌંદર્ય નિરવદ્ય છે. તેમની પંક્તિએ પંક્તિએ જાણે વાઙ્મધુ ટપકે છે. તેમને જૂનાં વૃત્તો અને શબ્દોના સૌંદર્ય માટે એટલો આદર હતો કે તેમાંથી કોઇ ઉપર એમણે અત્યાચાર કર્યો નથી. એનો અર્થ એવો નથી કે સાહિત્યમાં એમણે નવા પ્રયોગો કર્યા નથી. ખંડશિખરિણી અને અંજનીગીત પ્રથમ એમણે યોજ્યાં અને ગેય પદ્યો પણ કેટલાંક લખ્યાં છે. તેમના જેવો પ્રબળ, હૃદયને ભેદી નાખે એવો કરુણ ( tragic ) અન્યત્ર ભાગ્યે જ મળશે. પણ તેમનામાં વિષયની વિવિધતા ઓછી છે. તેમનાં ઘણાંખરાં કાવ્યો કરુણ પ્રેમ ઉપર છે અને ઉત્તરવયનાં કાવ્યો સંપ્રદાયની છાયામાં આવે છે.

તેમના સાહિત્યમિત્ર શ્રી બ્રૂલવંતરાયનાં કાવ્યની ધાટી તેમનાથી બલકે આધુનિક બીજા કવિઓથી સ્વતંત્ર અને જુદા જ પ્રકારની છે. લશ્કરની જમાવટથી કૂચ કરતા તેમના વિચારોને છન્દમાં યતિસ્વાતંત્ર્યવાળો પૃથ્વી અનુકૂળ પડ્યો છે અને વ્યૂહમાં મિલ્ટનના જેવા સળંગ પંક્તિઓના ખંડો અને અંગ્રેજીના અનુકરણના સોનેટો અનુકૂળ પડ્યા છે. શબ્દોના ઉચ્ચારોમાં અને છન્દોના યતિમાં તેઓ સિદ્ધાન્તથી વિલક્ષણ છૂટ લે છે. તેઓ પોતે પોતાની શૈલીને 'ખડબચડી' કહે છે અને કાવ્યચર્ચામાં પણ તેમને ઊંડી દૃષ્ટિ છે. પણ 'ખડબચડી'નો અર્થ રસહીન કરવાનો નથી. અંગ્રેજી સાહિત્યમાં બ્રાઉનિંગની શૈલી ખડબચડી ( rugged ) ગણાય છે અને **नारिकेलफलसंमितं वचो भारवेः** એ વાક્યમાં સંસ્કૃત મહાકાવ્યોનો ટીકાકાર મલ્લિનાથ એ જ શૈલીના રસનું પ્રતિપાદન કરે છે. તેમનું કાવ્ય નિડર થઇ ગમે તે વિષય સ્વીકારે છે. અને ગમે તેવા શાસ્ત્રીય અને ફિલસુફીના વિચારોને કાવ્યમાં ગૂંથે છે. તેમણે 'ખેતી' ઉપર મનોહર કાવ્ય લખ્યું છે, આર્ય સંસ્કૃતિના ભવિષ્ય વિશેના વિચારો 'આરોહણ'માં લખ્યા છે, જગતના ઇતિહાસમાં વિરોધી બલોના સંઘટ્ટનથી જીવસૃષ્ટિ, માનવસૃષ્ટિ, સંસ્થાઓ વગેરે, વિકાસ પામી તેનું પંડ-પંડપતિના 'રાસ' તરીકે નિરૂપણ કર્યું છે, મધ્યયુગનું

ચન્દ્ર, તારક, નિશા, કોકિલ, રજની વગેરેનાં વર્ણનો છે; એ વર્ણનો કેવળ બાહ્ય પદાર્થોનાં નથી પણ એક સંસ્કારી હૃદયનાં પ્રતિબિંબો છે. તેમનાં ચિંતનાત્મક કાવ્યોમાં, ઈશ્વરની પ્રાર્થનાઓમાં અને તેમની કરુણ પ્રશસ્તિમાં શ્રદ્ધાળુ મનન છે અને માનવહૃદયના ઊંડા ભાવોનું સ્ફોટન છે. તે સિવાય અનેક આછા ઘેરા ભાવોનાં લલિત કાવ્યો તેમણે લખ્યાં છે. **એડવિન આર્નોલ્ડના** Light of Asia 'જમ્બુ-જ્યોતિ'નું તેમણે રસિક ભાષાન્તર આદર્યું છે જો કે જંબુદ્વીપની જ્યોતિ પશ્ચિમમાં પ્રતિબિંબિત થઈ એ પ્રતિબિંબનું પ્રતિબિંબ ગૂજરાતીમાં ઝીલવા કરતાં મહત્તર કાર્યો એમની પ્રતિભાને યોગ્ય ઘણાં હોય. તેમણે અનેક રીતિઓ અજમાવી છે, અંગ્રેજી કાવ્યોનાં ભાષાન્તરો અને અનુકરણો કર્યાં છે, 'ઉત્તરા અને અભિમન્યુ' જેવાં ખંડકાવ્યો લખ્યાં છે. આ સર્વ પ્રકારોનાં ઉદાહરણો આ સંગ્રહમાં આપવા પ્રયત્ન કર્યો છે.

ઉપર જણાવ્યું તે 'ઉત્તરા અને અભિમન્યુ' કાવ્ય **કાન્તના** તખલ્લુસથી પ્રસિદ્ધ, **મણિશંકર રત્નજી ભટ્ટના** (૧૮૬૭–૧૯૨૩) 'વસન્ત વિજય'ની રીતિનું છે. તેમણે સૌથી પ્રથમ ભાવને અનુરૂપ છન્દો ફેરવવાની અને આ જાતનાં ખંડકાવ્યો લખવાની રીતિ શરૂ કરી. આ લેખકનું શોકમય અવસાન હજી હમણાં જ થયું છે અને તેમનાં કાવ્યો વિશે ઘણી ચર્ચા પણ થઈ છે. માત્ર એમની એટલી જ વિશેષતા અહીં નોંધીશું કે બીજા કોઇમાં વિરલ જ જણાય તેવી તેમનાં કાવ્યોમાં ભાવ અને રીતિની અનુરૂપતા છે. જે નવા ભાવો અને વિચારો આપણા સાહિત્યમાં પ્રકટ થવા મથતા હતા તે પોતાને અનુરૂપ વ્યંજન એમનામાં મેળવે છે. પ્રાસની નવીનતા, છન્દોનો વૈભવ, શબ્દોનું પ્રભુત્વ, વાણીનું મીઠું સંગીત, વર્ણનનું સચોટપણું, ભાવની મૃદુતા ઋજુતા ઉદારતા; શૈલીનું લક્ષ્યવેધિત્વ અને આખા કાવ્યમાં ભાવની સમગ્રતા એ એ સર્વમાં તેમની કલા વિશિષ્ટ રીતે પ્રતીત થાય છે.

તેમની કલાનું સૌંદર્ય નિરવદ્ય છે. તેમની પંક્તિએ પંક્તિએ જાણે વાઙ્‌મધુ ટપકે છે. તેમને જૂનાં વૃત્તો અને શબ્દોના સૌંદર્ય માટે એટલો આદર હતો કે તેમાંથી કોઇ ઉપર એમણે અત્યાચાર કર્યો નથી. એનો અર્થ એવો નથી કે સાહિત્યમાં એમણે નવા પ્રયોગો કર્યા નથી. ખંડશિખરિણી અને અંજનીગીત પ્રથમ એમણે લખ્યાં અને ગેય પદ્યો પણ કેટલાંક લખ્યાં છે. તેમના જેવો પ્રબળ, હૃદયને ભેદી નાખે એવો કરુણ ( tragic ) અન્યત્ર ભાગ્યે જ મળશે. પણ તેમનામાં વિષયની વિવિધતા ઓછી છે. તેમનાં ઘણાંખરાં કાવ્યો કરુણ પ્રેમ ઉપર છે અને ઉત્તરવયનાં કાવ્યો સંપ્રદાયની છાયામાં આવે છે.

તેમના સાહિત્યમિત્ર શ્રી બ્રૂલવંતરાયનાં કાવ્યની ધાટી તેમનાથી બલકે આધુનિક બીજા કવિઓથી સ્વતંત્ર અને જુદા જ પ્રકારની છે. લશ્કરની જમાવટથી કૂચ કરતા તેમના વિચારોને છન્દમાં યતિસ્વાતંત્ર્યવાળો પૃથ્વી અનુકૂળ પડ્યો છે અને વ્યૂહમાં મિલ્ટનના જેવા સળંગ પંક્તિઓના ખંડો અને અંગ્રેજીના અનુકરણના સૉનેટો અનુકૂળ પડ્યા છે. શબ્દોના ઉચ્ચારોમાં અને છન્દોના યતિમાં તેઓ સિદ્ધાન્તથી વિલક્ષણ છૂટ લે છે. તેઓ પોતે પોતાની શૈલીને 'ખડબચડી' કહે છે અને કાવ્યચર્ચામાં પણ તેમને ઊંડી દૃષ્ટિ છે. પણ 'ખડબચડી'નો અર્થ રસહીન કરવાનો નથી. અંગ્રેજી સાહિત્યમાં બ્રાઉનિંગની શૈલી ખડબચડી ( rugged ) ગણાય છે અને **नारिकेलफलसंमितं वचो भारवेः** એ વાક્યમાં સંસ્કૃત મહાકાવ્યોનો ટીકાકાર મલ્લિનાથ એ જ શૈલીના રસનું પ્રતિપાદન કરે છે. તેમનું કાવ્ય નિડર થઇ ગમે તે વિષય સ્વીકારે છે. અને ગમે તેવા શાસ્ત્રીય અને ફિલસુફીના વિચારોને કાવ્યમાં ગૂંથે છે. તેમણે 'ખેતી' ઉપર મનોહર કાવ્ય લખ્યું છે, આર્ય સંસ્કૃતિના ભવિષ્ય વિશેના વિચારો 'આરોહણ'માં લખ્યા છે, જગતના ઇતિહાસમાં વિરોધી બલોના સંઘટ્ટનથી જીવસૃષ્ટિ, માનવસૃષ્ટિ, સંસ્થાઓ વગેરે, વિકાસ પામી તેનું પંડ-પંડપતિના 'રાસ' તરીકે નિરૂપણ કર્યું છે, મધ્યયુગનું

એક મહાકાવ્ય આરંભ્યું છે પણ તે ‘ તોડેલી ડાળ ’નું વૃક્ષ હજુ આપણે જોવા પામ્યા નથી. તેમનામાં જુવાનીનો જુસ્સો, ઉત્સાહ, પૌરુષ, નવું કરવાનું સાહસ, વિચારગાંભીર્ય છે અને તેમનાં કાવ્યો વિચાર–ભારે છે, કવચિત્ વિચાર–જટિલ છે. તેમનાં કાવ્યોનો સૌથી ઉત્તમ અંશ એ છે કે તેમની કલા હવા ઉપર ક્ષણિક ચિત્ર કાઢતી નથી પણ સ્પર્શક્ષમ વસ્તુનું ધીંગું સ્થાપત્યકામ રચે છે. તેમની કલ્પના ગમે તેટલા ઉડ્ડયનમાં વસ્તુસ્પર્શ ખોતી નથી.

આવી જ સ્વતંત્ર ધાટી હરિલાલ હર્ષદરાય ધ્રુવની ( ૧૮૫૬–૧૮૯૫ ) છે. વીરરસને માટે તેઓ પ્રસિદ્ધ છે. તેઓ વિચાર છન્દ રીતિ. શબ્દના એકસરખા વેગથી ઉત્સાહ અને વીર્ય વ્યંજિત કરી શકે છે. તેમની હોરીઓ રેખતા લાવણીઓ સુગેય અને વીર્યવાન છે.

અંગ્રેજીથી કંઇક ઓછી પરદેશી એવી ફારસીની પણ આપણા સાહિત્ય ઉપર અસર થઈ છે. તે સૌથી પહેલાં બાલાશંકર ઉલ્લાસરામમાં ( ૧૮૫૯–૧૮૯૮ ) શરૂ થાય છે. તેમનો ફારસીનો અભ્યાસ સારો હતો, કેટલાંક ફારસી કાવ્યોનો તેમણે અનુવાદ કરેલો છે, અને એ જ ઢબની ગુજરાતી ગઝલો પણ લખી છે. છતાં તેમની ગઝલોમાં ફારસી શબ્દોની એટલી જમાવટ નથી. તેઓ સંસ્કૃતના પણ સારા અભ્યાસી હતા અને તેથી તેમનાં કાવ્યોમાં સંસ્કૃત શબ્દો પણ પુષ્કળ આવે છે. તેમની વિશેષતા સુફીના જેવી મસ્તિમાં છે, અને કોઈ અલભ્ય સૌંદર્યની પ્રાપ્તિ માટેના દિલના ઊંડા દર્દમાં છે. તેમની કલ્પના પ્રગલ્ભ અને પ્રમત્ત છે, એ પ્રમત્તાવસ્થામાં શબ્દો અને કોઇ વાર વિચારવિવેક સંબંધી અત્યંત છૂટ લે છે. વિષયની વિવિધતા પણ તેમનામાં નથી અને કાવ્યો તેમણે ઘણાં થોડાં લખ્યાં છે, પણ જેટલાં લખ્યાં છે તે બધામાં મસ્તિનો રસ છે. તેમના ફારસી અને સંસ્કૃત જ્ઞાનથી પંડિત કવિ જગન્નાથ કંઇક યાદ આવે છે. બન્ને મસ્ત, બન્નેનું વલણ જૂના નિયમો સામે છૂટ લેવાનું, અને કદાચ આકસ્મિક પણ ધ્યાન ખેંચે એવું સરખાપણું–બન્નેનો શિખરિણી ઉપરનો કાબુ. વિદેહ

સાક્ષરોમાં મણિશંકર અને બાલશંકરનાં કાવ્યો વાંચનારને તલ્લીન કરી ચિત્તપર ચિરસ્થાયી સંસ્કારો પાડે છે.

એ ફારસી કાવ્યસ્રોતને મણિલાલ નભુભાઇ દ્વિવેદીએ (૧૮૫૮–૧૮૯૮) જુદી દિશાથી આવી કંઇક વિપુલ બનાવ્યું. તેમની ગઝલોમાં ફારસી શબ્દપ્રયોગ અને વિચારો વિશેષ છે, તેમની પણ મસ્તી બાલ જેટલી જ છે, પણ વેદાન્તફિલસુફી અને યોગાનુભવથી તેમનું સ્રોત દુરધિગમ્ય બને છે; મસ્તી, શબ્દમાધુર્ય, ગેયતા છતાં તે પ્રસાદ ખોઇ દે છે. આ ક્રમમાં છેલ્લો રાજવી કવિ કલાપીનો (૧૮૭૪–૧૯૦૦) ઉલ્લેખ કરવો જોઇએ. એક સમયે તે ગુજરાતમાં ઘણાજ લોકપ્રિય હતા અને હજુ મોટો જુવાનવર્ગ તે વાંચે છે. તેમનાં કાવ્યોનું અનેક વાર દોહન થઇ તેમાં વાંચવા જેવું શું કેટલું છે તે ચોક્કસ થઇ ગયું છે. તેમના સંબંધી કાન્તનો અભિપ્રાય, જો કે તે સમયે બહુ ચર્ચાયો હતો છતાં, અત્યારે તો સ્વીકારાશે કે કલાપી કવિ કરતાં સ્નેહી છે. તેની લાગણીઓ ખરી છે, અને ભાષા પ્રવાહી, આડંબર વિનાની અને સતત વહેતી છે પણ ખરો કલાકાર અંગત અનુભવને પ્રકટ કરવા પહેલાં તેને જે સ્વરૂપ આપે છે, તે તેમનામાં ક્યાંક જ છે. અને તેમનાં કાવ્યોમાં દિલના દર્દ સાથે નિર્બળતા પણ વ્યક્ત થાય છે. એવાં કાવ્યો ટાળવાને મેં સંભાળ રાખી છે જે કદાચ કેટલાક ટીકાકારોને અતિસંભાળ પણ લાગે. તે જીવ્યા હોત તો તેમનું ક્ષાત્ર ધૈર્ય પણ તેમાં પ્રકાશિત થાત અને ઘણા વિચારો પુખ્ત અને પ્રૌઢ બનત. પણ તેમના અકાલ મરણથી એ આપણે તર્ક કરવાનો જ રહ્યો.

મલબારી અને ખબરદારને નામે સાહિત્યમાં મશહૂર થયેલ બેહેરામજી મેહેરવાનજી મલબારી (૧૮૫૩–૧૯૧૨) અને શ્રી. અરદેશર ફરામજી ખબરદારનો જુદો ઉલ્લેખ કરૂં છું તે તેઓ ગૂજરાતી સાહિત્યમાં કોઇ રીતે જુદા પડી ગયા છે માટે એમ નહિ પણ પારસીબંધુઓ અત્યારે પારસી ગૂજરાતી લખે છે તેમાં આ બે વિરલ અપવાદ છે માટે. મલબારીનું કાવ્યસ્રોત દલપત નર્મદની અસરોના કાળમાં

શરૂ થયેલું અને તે વિચાર, ભાવ, લાગણી અને ભાષા સર્વમાં શુદ્ધ ગૂજરાતી છે. સુધારાનાં અને દેશપ્રીતિનાં કાવ્યો તેમનાં પ્રસિદ્ધ છે પણ કોઇ કોઇ કાવ્યમાં મૃદુ લાગણી અને ઊંડું ચિંતન પણ છે. ખબરદારનાં પ્રથમનાં કાવ્યોમાં દલપતરામની અસર છે પણ પછી તેઓ કાવ્યના સર્વ પ્રદેશમાં દેખા દે છે. સૃષ્ટિસૌંદર્યનાં કાવ્યોમાં તેમણે 'ચંપેલી' અને 'સનાતન અંધાર' જેવા વિષયો પર લખ્યું છે. પણ તેમની વિશેષતા વીરરસ કાવ્યો અને સ્વદેશગીતોમાં છે. તેમણે અનેક નવીન છન્દો યોજ્યા છે, અને તેનો ચમત્કાર તેના ઉચ્ચારમાં, અને છન્દની ચાલમાં છે. તેમનાં કાવ્યો ઉત્તરોત્તર ગંભીર થતાં આવે છે, હજુ ઘણાં કાવ્યોની તેમની પાસેથી આશા રાખીએ છીએ, કોઇ નવા છન્દમાં લખેલા એક મહાકાવ્યની તો તેમણે હમણાં જ આશા આપી છે, સ્વદેશગીતના ભાવ, રીતિ, આપણા સાહિત્યમાં હજુ આધુનિક જ છે એ સર્વ જોતાં તેમને વિશે યથાયોગ્ય અભિપ્રાય બંધાવાને હજુ લાંબું અંતર જોઇશે. અહીં તો વિશિષ્ટ કાવ્યશૈલી માટે અને સતત સાહિત્યસેવાને માટે ઉલ્લેખ કરવો જોઇએ તે સાદામાં સાદો કર્યો છે.

આધુનિક કાવ્યોનાં વિશિષ્ટ અંગોનું નિરૂપણ કવિ ન્હાનાલાલના ઉલ્લેખ વિના અધૂરૂં જ ગણાય. તેમનો કવનકાલ હજુ વીસમી સદીથી જ શરૂ થયો ગણી શકાય પણ એટલા સમયમાં તેમણે કાવ્યસાહિ-ત્યમાં વિપુલ ઉમેરો કર્યો છે. નવી ઢબનાં લાંબાં કાવ્યો અને નાટકો આપણે લાંબે વખતે તેમનાં જ જોવા પામ્યા છીએ. અને પ્રસિદ્ધ થયાં છે તેથી વધારે સાહિત્ય હજુ તેમની પાસે છે એમ સૌ જાણે છે. તેમણે પ્રજાના જુવાન વર્ગની આશા અભિલાષા ઉત્સુકતાને કલામાં સાકાર કરી તેને લગભગ એક વીશીથી મન્ત્રમુગ્ધ કરી રાખ્યો છે. પ્રેમ, કુદરતનું સૌંદર્ય, ઈશ્વરભક્તિ અને શ્રદ્ધાનાં નવાં જ સ્વરૂપો અતિ રમણીય શબ્દોમાં તેમણે ગાયાં છે. તેમની કલ્પના રમણીય તેટલી જ વિશાલ અને ઉન્નત છે. સૌન્દર્યના કોઇ નવીન જ પ્રદેશો

તેઓ નજર આગળ ખુલ્લા કરે છે. જૂનાં લોકગીતોમાં વહેતું રસસ્રોત તેમણે પોતાનાં કાવ્યોમાં વાળ્યું છે. મનને ગલગલી કરે તેવા તેમ જ રસમાં તરબોળ કરે તેવા ભાવો લલિત સંગીતમાં તેમણે સૌકર્યથી ગાયા છે. તેમનું લગ્નપ્રેમનું નિરૂપણ વિવેકી, મર્યાદશીલ, શુદ્ધ અને કુદરત જેવું મોહક રમતિયાળ અને સ્વાતંત્ર્યવાળું છે. તેમની ઉપમાઓ ઉત્પ્રેક્ષાઓ નવીન પ્રકારની છે અને છતાં તે અનુભવનિષ્ઠ છે એમ વાંચનારને લાગ્યા વિના રહેશે નહિ. પણ જે નવીનતાથી તેઓ મોહક છે તે જ નવીનતાથી તેઓ સખ્તમાં સખ્ત ટીકાને પાત્ર પણ થયા છે. અત્યારે ગૂજરાતમાં કોઇ પણ લેખક એમના જેટલો લોકપ્રિય અને તે સાથે જ ટીકાપાત્ર નહિ હોય. તેમણે એક નવી જ શૈલી શરૂ કરી છે જે નથી ગદ્ય કે નથી પદ્ય. કાવ્યને માટે તેઓ કોઇ પણ પરંપરાથી આવેલી નિયમિત પદ્યરચના આવશ્યક માનતા નથી, માત્ર ડોલન આવશ્યક માને છે. ડોલનને તેઓ અંગ્રેજી rhythmનો સમાનાર્થ શબ્દ કહે છે, અને કહેવું જોઇએ કે અંગ્રેજીમાં જે rhythm ગદ્યથી પદ્યને વ્યાવૃત્ત કરે છે તેમાં નિયમિત તાલ અને લય હોય છે તેવાં એમની શૈલીમાં નથી. પણ એ લાંબી ચર્ચા હજુ બન્ને પક્ષથી પૂરી થઈ લાગતી નથી. અને તેને વિશે મતનિર્દેશ કરવા ઉપરાંત અહીં વિશેષ પ્રસ્તુત પણ નથી. એ શૈલી વિશે ગમે તે મત હોય પણ તેમની એ શૈલીના ટીકાકારોએ પણ તેમની ગેય કૃતિઓની અપૂર્વ મીઠાશની કદર કરી છે અને તેમનાં કાવ્યોના મધુર વ્યંગ્યનું સ્ફોટન કરવામાં આહ્લાદ માન્યો છે. તેમના અલંકારો નવીન છે એ ખરૂં પણ ઘણીવાર એકબીજા સાથે ગૂંચાઇ જઇ એકબીજાની શક્તિને હણે છે; અને તેમનામાં માત્ર શબ્દચમત્કૃતિ જ છે એવી ટીકાને અવકાશ આપે છે. આ લેખકની લોકપ્રિયતામાં નવીનતાનો મોહ કેટલો કારણભૂત છે અને તેમની વિરૂદ્ધની ટીકામાં, એકવાર કરેલી અતિપ્રશંસાનો પ્રત્યાઘાત કે તેમની રસહીન નકલોનો કંટાળો કેટલો કારણભૂત છે તે તો સમય જ નક્કી કરી શકે.

આ સંગ્રહમાં અનુવાદો, સાહિત્યની એક પ્રવૃત્તિ બતાવવા માટે લીધા છે. તેમાં ઘણા લેખકોના અનુવાદો લેવાને બદલે દિશા બતાવનારા જે જે લાગ્યા તે જ માત્ર લીધા છે. અનુવાદોને કાવ્યસંગ્રહમાં સ્થાન આપવા સંબંધી ઘણો મતભેદ હશે. પણ આ સંગ્રહના ઉદ્દેશને એ આવશ્યક છે તેમાં ભાગ્યે જ મતભેદ હશે. છાયાકાવ્યોથી પણ રસવૃત્તિ ઘડાય છે અને તેમની સાહિત્ય ઉપરની અસર અભ્યાસીએ જાણવી પણ જોઇએ. રસદૃષ્ટિએ, રસમીમાંસાની દૃષ્ટિએ, છાયાકાવ્ય જો કાવ્ય હોય તો તે સ્વતંત્ર કાવ્ય જ છે. આપણા પ્રાચીન કવિઓએ ધર્મશાસ્ત્રોમાંથી અનેક વ્યાખ્યાનો લખ્યાં છે તે સઘળાં જો કે શુદ્ધ અનુવાદો નથી તોપણ તે ઉપરથી એટલું તો જણાય છે કે અનુવાદને પણ કાવ્યસાહિત્યમાં સ્વતંત્ર કાવ્યની પડછે સ્થાન મળ્યું છે. સંસ્કૃત અનુવાદોમાં ખાસ જેમના અનુવાદોની અત્યાર સુધી અનન્ય ખ્યાતિ છે એવા શ્રી કેશવ હ. ધ્રુવના અને મણિલાલ ન. દ્વિવેદી તથા નવલરામના થોડા જ લીધા છે. અંગ્રેજીના પણ અનુવાદો કે અનુકૃતિઓ લીધી છે અને બે બંગાળી અને એક ફારસી અનુવાદ લીધો છે. આપણું સાહિત્ય ક્યાં ક્યાંથી સમૃદ્ધ થાય છે અને તેમાં શી ખોટ છે તે આ ઉપરથી કંઇક જણાશે.

રંગભૂમિ ઉપર ભજવાતાં નાટકો આપણા શુદ્ધ સાહિત્યથી અલગ રહ્યાં છે એ શોચનીય સ્થિતિ છે. એવા બે નાટકકારો કવિ નથુરામ સુંદરજી (૧૮૬૨–૧૯૨૩) અને કવિ મૂળશંકર મુળાણીનાં ગીતો લીધાં છે; તે સારાં કાવ્યો સાથે પણ સરખાવી શકાય તેવાં છે તે જોતાં આપણા જુવાન શિક્ષિત વર્ગે એ અણખેડાયલા ક્ષેત્રમાં કામ કરવા હામ ભીડવી જોઇએ.

માનવ હૃદયના સૌથી સૂક્ષ્મ, રહસ્યમય અને જીવન્ત અનુભવ જ કાવ્યસ્વરૂપે પ્રકટ થાય છે. આ રીતે કાવ્ય કે કલા જ પ્રજાનું જીવન ઘડે છે એમ કહેવાય અને એના વિચારો પ્રજાની ભાવિ દિશા બતાવે છે એમ પણ કહેવાય. દલપતરામે સ્વદેશીનો, સેવાવ્રતનો, ગામ પંચા-

યતો કરવાનો ઉપદેશ કર્યો હતો તે અત્યારે ગૂજરાતમાં ઓછો વત્તો વહેવારૂ સ્વરૂપમાં દેખાયો છે. નર્મદાશંકરે જે સાહસ અને પ્રેમશૌર્ય, અને હરિલાલ ધ્રુવે જે તેજસ્વી ઉત્સાહનાં ગીતો ગાયાં છે તે ગૂજરાત ઉપર કેવળ વ્યર્થ ગયાં લાગતાં નથી. અનવરનો સ્પર્શાસ્પર્શનો બોધ આટલે વરસે પણ જનસમાજમાં ધીમે ધીમે મૂળ ઘાલતો દેખાય છે. હજુ બંગાળામાં છે તેમ, સમસ્ત ગૂજરાતને એક કરી કોઇ મહા ઉત્સાહને પૂરે ચડાવે એવું કાવ્ય આપણા સાહિત્યમાં નથી. નર્મદાશંકરે પ્રેમશૌર્ય ગાયેલું તે બન્ને જુદે જુદે પ્રવાહે સાહિત્યમાં તેની પછી પણ વહ્યું છે. આપણું પ્રેમ ઉપરનું સાહિત્ય આપણા સાહિત્યનો સમસ્ત ઇતિહાસ જોતાં, મગરૂરી ધરવા જેવું અને જેટલું છે. પણ દાંપત્યપ્રેમ સિવાયનાં પ્રેમનાં બીજાં રૂપો, મૈત્રીભાવ, બંધુભાવ, માબાપ તરફનો પ્રેમ, ભાઈ બહેનનો પ્રેમ, એનાં કાવ્યો આપણા સાહિત્યમાં કેટલાં વિરલ છે? આપણા જીવનમાં પરિચયમાં આવેલા આપણા ગુરુઓ, આપણા નેતાઓ, આપણા મહાપુરુષો, આપણા કવિઓ સંબંધી કાવ્યો કેટલાં ઓછાં છે? વળી જેમાં સમસ્ત ગૂજરાત, ભણેલા અભણ એક સરખો રસ લઇ શકે, જેમાં અનંત રૂપે તરવરતા મનુષ્યસ્વભાવનું નિરૂપણ હોય એવું સાહિત્ય ક્યાં છે? બાલસાહિત્યની ખોટ આપણામાં હજી તેવી ને તેવી જ છે. હાસ્યનાં અનેક રૂપોમાં દલપતરામે અને કંઇક નવલરામે જે મર્માળાં કાવ્યો લખ્યાં તેવાં, લોકો તરફના વિશાળ સ્નેહથી ઉદ્‌ભવેલાં, અને અભિમાન કે દ્વેષ કે અંગત કડવાશથી કેવળ મુક્ત, એવાં હાસ્યનાં કે કટાક્ષનાં કાવ્યો ક્યાં છે? દાંપત્યપ્રેમ અને સૃષ્ટિસૌંદર્ય એ બે વિષયો બાદ કરતાં, માનવ હૃદયને રસોદ્‌બોધક બીજા વિષયો કેટલા ખેડાયા? મૃત્યુ, શોક, વિષાદનાં કાવ્યો છે. પણ ધર્મવૃત્તિ, કર્તવ્યનો ઉત્સાહ, આત્મભોગ, સરલતાની કદર, દાનવીરતા, યુદ્ધ, મુસાફરી, ઉભરાતા જીવનનો આનંદ, વગેરે ઉપર, કૃત્રિમતા કે આડંબર વિનાનાં કાવ્યો કેટલાં જૂજ છે? આ સર્વ વિષયોનાં મને

મળી શકયાં તેટલાં કાવ્યો મેં નમૂના રૂપે આપ્યાં છે અને મારે કહેવું જોઇએ, કે તે બધામાં રસનું એક સરખું ધોરણ સાચવવું અશક્ય હતું.

કાવ્યો પસંદ કરવાના ધોરણ વિશે પણ મારે ખુલાસો કરવો જોઇએ. સૌથી પ્રથમ મહત્ત્વ મેં રસદૃષ્ટિને આપ્યું છે. તેથી ગૌણ રીતે આધુનિક કાવ્યોનાં વિશિષ્ટ અંગોનાં અને જુદા જુદા વિષયનાં નિદર્શક ઉદાહરણો આપવાની સરત રાખી છે. તે સાથે એક જ વિષયનાં કે એક જ રીતિનાં બે કાવ્યોની તુલના થઇ શકે, એક કાવ્યનું અનુકરણ કોઇ વાર મૂળ કરતાં ઝાંખું અને ઉતરતું તો કોઇ વાર મૂળ કરતાં પણ વધારે ઉત્કૃષ્ટ કેવું હોય છે તે પણ ઉપરની દૃષ્ટિઓને અધીન રહીને બતાવી શકાય એવી રીતે કાવ્યો ચૂંટયાં છે. કોઈ કોઈ વાર એકાદ કડી શ્લોક કલ્પના કે વિચારને માટે આખું કાવ્ય સંગ્રહમાં લીધું છે તો કોઇ જગાએ કાવ્યમાં એકાદ વાંધા ભરેલા શબ્દ કે વિચારને માટે કાવ્ય છોડી પણ દેવું પડયું છે.

તે ઉપરાંત મારો લાંબાં કાવ્યો તરફનો પક્ષપાત પણ વાંચનારના ધ્યાન પર આવ્યા વિના નહિ રહે. આધુનિક કાવ્યસાહિત્ય ઘણુંખરું ટૂંકાં કાવ્યો, મુક્તકોનું જ બનેલું છે. આનું એક કારણ—અને કદાચ મુખ્ય કારણ—એ છે કે આપણા ઘણા ખરા લેખકોને પોતાની કેવળણીમાં અંગ્રેજી Lyricsનો જ અભ્યાસ કરવાનો હતો—હોય છે; મહાકાવ્ય હોય છે તો પણ તેની ઊંડી અસર થવા પામતી નથી. આધુનિક મનોદશા, આપણી વધતી જતી નિર્બળતા અને મનની ઉપર ઉપરની ચંચલતા પણ આમાં કંઇક કારણભૂત છે. આ અને આવાં બીજાં કારણોથી આપણું મન નાનાં નાનાં કાવ્યોને અનુરૂપ, અને તેથી ઘણે ભાગે કલ્પના અને એકાગ્રતા—સમાધિનો સતત યોગ આવશ્યક હોય તેવાં લાંબાં કાવ્યોને પ્રતિકૂલ બનતું જાય છે. આથી માસે માસે પ્રગટ થઇ અસ્ત થતું ઘણુંખરું સાહિત્ય કાવ્યના ઘણા જ આછા રંગવાળું, વસ્તુ સત્ત્વ અને રીતિમાં નિર્બળ, નમાલું બનતું

જાય છે. આ સ્થિતિના પ્રતીકાર માટે લાંબાં કાવ્યો આ સંગ્રહમાં મૂક્યાં છે. પણ તેટલા માટે કોઇ ટૂંકાં કાવ્યોને સંગ્રહની યોજનામાંથી બહિષ્કૃત કર્યાં નથી એ વાંચનાર જોઇ શકશે.

સંગ્રહ કરવામાં સંગ્રાહકના પોતાના અભિપ્રાયો કાવ્યની ચૂંટ-ણીમાં પ્રવૃત્ત થાય એ ઇષ્ટ હોય કે ન હોય તોપણ અનિવાર્ય તો છે. વળી રસજ્ઞો એ પણ સમજી શકશે કે ઉત્તમ કાવ્યોની—માત્ર ઉત્તમ કાવ્યોની ચૂંટણી કરવામાં છે તે કરતાં, એ ચૂંટણીમાં વિષય, રીતિ, વિચારવહનો, ઐતિહાસિક ફેરફારો વગેરેની દૃષ્ટિ દાખલ થતાં ચૂંટણી વધારે મુશ્કેલ બને છે. રસનું ધોરણ જરા પણ રસેતર દૃષ્ટિથી વિશિષ્ટ બનતાં પસંદગી કરવી વધારે કઠિન બને છે અને તે પસંદગીમાં અંગત રુચિ નિર્ણાયક બનવાનો સંભવ ઘણો વધારે છે. આ કારણોથી, વાંચનારને કે સાક્ષરવર્ગને આમાં જે કાંઇ ત્રુટિ દેખાય તે સમર્થિત નહિ તો ક્ષમ્ય તો થશે જ એવી આશા રાખું છું.

કાવ્યોની આનુપૂર્વીમાં કોઇ ક્રમ છે કે નહિ એ પ્રશ્ન કદાચ કોઇને ઊઠશે. કાવ્ય એ જીવનની સમીક્ષા છે એવું એક અંગ્રેજ ટીકાકારનું વચન છે તે મુજબ આપણા સમસ્ત જીવનના જુદા જુદા પ્રદેશપર આપણું કાવ્ય શી સમીક્ષા કરે છે તે બતાવવાનો મારો કંઇક હેતુ છે. પણ આવા સંગ્રહમાં આવી શકે તેથી વધારે હેતુ આરોપવાથી કાવ્યો સમજવામાં ઉલટો વિક્ષેપ થાય અને તેના લેખકને અન્યાય થાય તે તરફ વાંચનારનું ધ્યાન ખેંચવાની મારી ફરજ સમજું છું.

સંગ્રહ માટે કાવ્યો જ્યાં લાંબાં લાગ્યાં ત્યાં અને તે સિવાય તેમ કરવાની જરૂર લાગી ત્યાં કેટલોક ભાગ છોડી દીધો છે. બે ચાર જગાએ જરૂર લાગી ત્યાં મેં શબ્દ ઉપર ટીપ આપી છે તે સિવાય કોઇ કાવ્યની ટીકા મેં કરી નથી, અને જ્યાંસુધી યોગ્ય ચર્ચા થઈ, અંગત ભાવોથી નિર્લિપ્ત સર્વ કાવ્યોની તુલના થઈ નથી ત્યાંસુધી, આવા સંગ્રહમાં મારી પોતાની ટીકા આપવી હું વાજબી

ગણતો નથી. કર્તાની પોતાની ટીકા હોય, કે કર્તાના પુસ્તક સાથે કોઈ બીજા લેખકની ટીકા પ્રસિદ્ધ થઈ હોય ત્યાં, તે કાવ્યને ઉપકારક ગણી લીધી છે અને તે સિવાય જ્યાં પ્રતિષ્ઠિત સાક્ષરની ટીકા મળી આવી ત્યાં તે ટિપ્પણમાં આપી છે અને ત્યાં પણ ઉપલભ્ય હોય તેટલી બધી આપવાને બદલે માર્ગદર્શક હોય તેવી થોડી જ આપી છે. સ્થલસંકોચને લીધે આ ટીકામાંથી પણ થોડો ભાગ છોડી દેવો પડયો છે. આવી કાપકૂપ કરવામાં મૂળ અર્થને હાનિ ન થાય તેની સંભાળ રાખી છે પણ આવી હાનિ થવાનો સંભવ ઘણો છે તે હું જાણું છું. જોડણીની હાલની અનિયત સ્થિતિમાં મૂળ લેખકની જોડણી રાખવાનો નિયમ રાખ્યો છે. આ સર્વમાં સરતચૂકથી જે જે દોષો થયા હોય તે માટે લેખકોની ક્ષમા ચાહું છું.

અન્તે આ સંગ્રહ માટે સર્વ લેખકોએ પોતાનાં કાવ્યો લેવા મને સંમતિ આપી તે માટે તેઓ સર્વનો, અને વિશેષ કરીને શ્રી અરદેશર ફેરામજી ખબરદારે સંગ્રહને માટે તેમના અપ્રસિદ્ધ કાવ્યસંગ્રહ ‘સંદેશિકા’નો ઉપયોગ દરવા દીધો તથા કાન્તમાલાના સંપાદકોએ તેની હાથપ્રતનો ઉપયોગ કરવા આપ્યો તે માટે તેમનો આભારી છું.

ગૂજરાત વિદ્યાપીઠે વિદ્યાપીઠની પરીક્ષાઓ માટે આ પુસ્તક નિયત કર્યું છે તે માટે અ સંસ્થાનો પણ આભાર માનું છું.

જેઠ વદ ૧૦/૮૦<br>અમદાવાદ.

રામનારાયણ વિ. પાઠક.

# અનુક્રમણી

હરિજીવન પંડિત

# કાવ્યસમુચ્ચય

## ભાગ બીજો

---

૧

### અપાવરણ પ્રાર્થના

અન્તરની શ્રુતિ ખોલો, ઓ તાતજી!
અન્તરની શ્રુતિ ખોલો!
વેદનાં વાયક ખોલો, ઓ તાતજી!
વેદનાં વાયક ખોલો!
" हिरण्मयेन पात्रेण सत्यस्यापिहितं मुखम्
तत्त्वं पूषन्नपावृणु सत्यधर्माय दृष्टये ॥ "
સુવર્ણમય પાત્રેથી સત્યનું મુખ બન્ધ જે,
ઉઘાડી આપ તું, પૂષન્! સત્ય ધર્મદૃગર્થ તે!
વેદનાં વાયક ખોલો, ઓ તાતજી!
વેદનાં વાયક ખોલો!
અન્તરની શ્રુતિ ખોલો, હો તાતજી!
અન્તરની શ્રુતિ ખોલો!

ઋષિશંકર

## ૨

## કાર્ડિનલ ન્યૂમેનની પ્રાર્થના

ઓ સ્નેહજ્યોતિ ! દોરો : દોરો : દોરો રે મને :
  આસપાસ અન્ધાર છે, રજની કાળી ઘોર :
  દૂર રહ્યો ઘરથી ઘણો, પગમાં લેશ ન જોર !
ઓ સ્નેહજ્યોતિ ! દોરો : દોરો : દોરો રે મને !

  પદ રક્ષા કરજો, પ્રભો ! પદ પર પાડી પ્રકાશ:
  એકજ પદ માગું, નહીં આગળનો અભિલાષ !
ઓ સ્નેહજ્યોતિ ! દોરો : દોરો : દોરો રે મને !

  ન હતો આવો સર્વદા, ન હતો પ્રાર્થત આમ :
  દોરો, તાત ! દયા કરી, પહોચું જેથી ધામ ?
ઓ સ્નેહજ્યોતિ ! દોરો : દોરો : દોરો રે મને !

  માર્ગ નિરખવા ચાહતો, પસન્દ કરવા તેમ :
  પણ હાવાં પ્રાર્થું, પિતા ! દોરો આપ જ એમ !
ઓ સ્નેહજ્યોતિ ! દોરો : દોરો : દોરો રે મને !

મણિશંકર

## ૩

## "મ્હારો જીવન પંથ ઉજાળ્ય"

(રાગ મ્હાડ)*

પ્રેમલ જ્યોતિ ત્હારો દાખવી
  મુજ જીવન પંથ ઉજાળ્ય.
પ્રેમલ૦

* દયાસિંધુ ત્હારે બારણે પુકારું દીનબાલ,'–એ ચાલ.

દૂર પડ્યો નિજ ધામથી હું,
  ને ઘેરે ઘન અંધાર,
માર્ગ સૂઝે નવ ઘોર રજનિમાં,
  નિજ શિશુને સંભાળ્ય;
    મ્હારો જીવન પંથ ઉજાળ્ય.
      પ્રેમલ૦ ૧

ડગમગતો પગ રાખ્ય તું સ્થિર મુજ;
દૂર નજર છો ન જાય;
દૂર માર્ગ જોવા લોભ લગીર ન,
  એક ડગલું બસ થાય,
    મ્હારે એક ડગલું બસ થાય.
      પ્રેમલ૦ ૨

આજ લગી રહ્યો ગર્વમાં હું, ને
  માગી મદદ ન લગાર,
આપ બળે માર્ગ જોઇને ચાલવા,
  હામ ધરી મૂઢ બાળ;
    હવે માગું તુજ આધાર.
      પ્રેમલ૦ ૩

ભભકભર્યા તેજથી હું લોભાયો,
ને ભય છતાં ધર્યો ગર્વ;
વીત્યાં વર્ષોને લોપ્ય સ્મરણથી,
  સ્ખલન થયાં જે સર્વ;
    મ્હારે આજ થકી નવું પર્વ.
      પ્રેમલ૦ ૪

ત્હારા પ્રભાવે નિભાવ્યો મ્હને પ્રભુ !
આજ લગી પ્રેમભેર,
નિશ્ચે મ્હને તે સ્થિર પગલેથી;
ચલવી પ્હોચાડશે ઘેર,
દાખવી પ્રેમલ જ્યોતની સેર.
પ્રેમલ૦ ૫.

કર્દમ ભૂમિ કળણ ભરેલી,
ને ગિરિવર કેરી કરાડ,
ધસમસતા જળ કેરા પ્રવાહો,
સર્વ વટાવી કૃપાળ
મુને પ્હોચાડજે નિજદ્વાર.
પ્રેમલ૦ ૬

રજનિ જશે, ને પ્રભાત ઊજળશે,
ને સ્મિત કરશે પ્રેમાળ;
દિવ્ય ગણોનાં વદન મનોહર,
મ્હારે હૃદય વસ્યાં ચિરકાળ,
જે મ્હેં ખોયાં હતાં ક્ષણવાર.
પ્રેમલ૦ ૭.

નરસિંહરાવ

૪

## મંગલ મન્દિર ખોલો

(ભૈરવી રાગણી)

મંગલ મન્દિર ખોલો,
દયામય !
મંગલ મન્દિર ખોલો !
જીવનવન અતિ વેગે વટાવ્યું,
દ્વાર ઊભો શિશુ ભોળો;
તિમિર ગયું ને જ્યોતિ પ્રકાશ્યો,
શિશુને ઉરમાં લ્યો, લ્યો,
દયામય !
મંગલ મન્દિર ખોલો !
નામ મધુર તમ રટ્યો નિરન્તર,
શિશુ સહ પ્રેમે બોલો;
દિવ્યતૃષાભર આવ્યો બાલક,
પ્રેમે–અમીરસ ઢોળો,
દયામય !
મંગલ મન્દિર ખોલો !

નરસિંહરાવ



૫

## તુંહી શ્યામ તુંહી શ્યામ

તુંહી શ્યામ, તુંહી શ્યામ, તુંહી રે......
હું તો નીરખું તુજને ઠામ ઠામ...... (૨)
મનમાં જોયું ને, મંદિર જોયું ને, જોયો સકળ સંસાર,

આ બ્રહ્માંડની માળા જોઇ વળી પણ નહિ આવ્યો પાર
સઘળે જ્યોતિ તારી રે...હું તો૦
આ તનનો રંગમ્હેલ બનાવ્યો ને માંહિ ભર્યો દરબાર,
અનહદ વાજાં વાગી રહ્યાં વળી, જીવ બને એક તાર.
ચમકી જ્યોતિ તારી રે...હું તો૦

મૂળશંકર



૬

## સનમની શોધ

પેદા થયો છું ઢૂંઢવા તુંને, સનમ !
ઉમ્મર ગુઝારી ઢૂંઢતાં તુંને, સનમ !
છે દુશ્મનો લાખો ભુલાવા રાહને,
દુશ્મન બનાવી યાર અંજાયો, સનમ ! ૧

ગફલત મહીં હું, ઝાલિમો કાબિલ એ,
જૂદાઇ યારોની મઝા એને, સનમ !
જે રાહદારીમાં અમોને લૂટતું,
ઉમેદ બર આવો નહીં એની, સનમ ! ૨

ત્હારી મદદ કોને હશે માલુમ નહીં,
શું યારના દુશ્મન સહે યારી ? સનમ !
પાંચે નમાઝે ઝૂકતાં તારે કદમ
આડા ફરે છે બેખુદાઓ એ, સનમ ! ૩

છો દમબદમ ખંજર રમે ત્હારૂં દિલે,
કાફર તણું કાતિલ ખેંચી લે, સનમ !
તું માફ કર દિલદાર દેવાદાર છું;
છે માફ દેવાદારને મ્હારા, સનમ ! ૪

કાંઇ નઝરબક્ષી થવી લાઝિમ તને,
ગુજરાનનો ટૂકડો ઘટે દેવો સનમ !
પેદા થઇને ના ચૂમી ત્હારી હિના,
પેદા થયો છું મોતમાં જાણે, સનમ ! ૫

શાને કસે છે મુફ્ત આ લાચારને ?
દાવો સુનાનો છે હમારો ના, સનમ !
પત્થર બની પેદા થયો છું પ્હાડમાં,
છું ચાહનારો એય તુંથી છું, સનમ ! ૬

કલાપી



૭

## કુલહોવલ્લાહ

૧

કહોં દે, ઇશ એક જ, એક જ છે;
સંસારથીં પાક, પવિત્ર જ છે;
નથીં જન્મ લીધો—
નથીં જન્મ દીધો—
—કદિ કો કુખથી
—કદિ કો જનમી;
નથીં ખેશબિરાદર એક વળી,
ખલ્કે,
ફલ્કે,
નહિ કોઇ સ્થળે.

૨

ખુદ આપ જ આપ થકી પ્રકટી,
પ્રકટાવી દિધી સઉ ખલક તને;
ધર્યું નામ ખુદા
રહ્યું યાદ સદા;
ઇશ એક જ, એક જ, એક જ છે.

**કરીમ મહુમદ માસ્તર**



૮

## પ્રાર્થના

પૃથ્વી

પ્રભો, શિર નમ્યું. નમ્યું જ ધરું સર્વદા, એટલી
વિશુદ્ધ મતિ રાખજેઃ સકલ અન્ય એમાં લહું.
જુએ શિશુતણી ખરી જિગરની બધી લાલસા,
અને વળી જુએ-ઉઠી ફરિ ફરી તરંગો ઉપર
પ્રસારી નિજ મેલ ફીણ વમળો અરે કીટકો
લસે અમિત, ને શમે તદપિ ખાર મૂકી જતા.
અરે સરિત માહરા જીવનની! અરેરે, પ્રભો!
વહે ફરિફરી તરંગદલ ક્યાં થકી એહવાં?
હશે પવનસન્તતિ? ઉદધિની જ વેલા હશે?
દીસે નહિ દીસે અગર તિમિરગહ્વરે આત્મમાં
ધસે વળી ધસે ત્યહાં થકી તરંગજૂથો જ એ?
અદૃષ્ટ-ભવથી, વળી જિગરના જુના પાપથી
બચાવ! જય આપ! આ વિમલ સ્રોત પોતાપણે
વહે, સલિલ ઓઘઅર્ઘ્ય પ્રસરાવતો, હે પ્રભો! ૧૪

**બલવંતરાય**

૯

## સત્ય સનાતનને

પદઃ બિહાગ, ત્રિતાલ.

વિમલ રજત ભાસે, પૂર્ણ કરી નીલાકાશે;
ચંદ્રમા આરતિ કરે, સહસ્ર કિરણે તે સત્ય સનાતનને.
અગણ્ય તારકાવલી, ચતુર્દિશ રહે ઉજ્જ્વલી;
મંગલ કનકદીપ ગગને ગગને, તે સત્ય૦. વિમલ૦ ૧
પુષ્પનો સુરભિ શ્વાસ, ઉઠે છે ધૂપનો વાસ;
કાનન કુસુમભાર, અર્પે છે ચરણે; તે સત્ય૦. વિમલ૦ ૨
પર્વતકંદરે જઇ, શુભ શંખ બજાવી;
પવન પૂજે તેને, ચામરવ્યજને. તે સત્ય૦. વિમલ૦ ૩
અમૃતના અધિકારી, અમે સહુ નરનારી;
અમે આરતિ કરિયે, પ્રકૃતિની સાથે. તે સત્ય૦. વિમલ૦ ૪
જ્ઞાનનો પ્રદીપ જ્વાલી, પ્રેમની સુવાસ ઢાળી;
શતકંઠે કરૂં ગાન સુમધુરતાને, તે સત્ય૦. વિમલ૦ ૫

ભોળાનાથ સારાભાઇ

---

૧૦

## જય જય દેવ હરે

( પ્રબંધ )*

જય રસના રતનાગર, નટ નાગર એ,
શ્રી–મુખ–ચંદ્ર–ચકોર, જય જય દેવ હરે !
જગ કારણ, જગતારણ, જગ ધારણ એ,
સઉ સુરવર સિરમોર, જય જય દેવ હરે !

* મૂળમાં ગુર્જરી રાગને પ્રતિમંઠ તાળ આપેલ છે. આદિ તાળથી ખમાચ રાગમાં ગાઈ શકાશે.

સીતાપ્રિય, સીતામય, સીતાશ્રય એ,
  સીતાહરકુળકાળ, જય જય દેવ હરે
કુંડળ શ્રવણે સુંદર, મુરલી કર એ,
  ઉર રાજે વનમાળ, જય જય દેવ હરે
કાલિય–વિષધર–ગંજન, ભયભંજન એ,
  યાદવકુળઅવતંસ, જય જય દેવ હરે
દિનમણિ–મંડળ–મંડન, જનવંદન એ,
  મુનિજનમાનસહંસ. જય જય દેવ હરે!
અમળ કમળ સમ લોચન, ભવમોચન એ,
  દનુજદમન ઘનશ્યામ, જય જય દેવ હરે!
નિજજનસંકટટાળક, પ્રતિપાળક એ,
  પ્રણમૂં પૂરણ કામ, જય જય દેવ હરે!
શરણોત્તમ! શરણે તમ, ચરણે તમ એ,
  કુશળ કરંત કૃપાળ, જય જય દેવ હરે?
સ્તુતિ આ સુરનરસેવ્યની જયદેવનો એ,
  દે મન મોદ વિશાળ, જય જય દેવ હરે!

કે. હ. ધ્રુવ

❦

૧૧



## નામ સ્મરણ

સમરૂં સતગુરૂ સંત ગણેશને, જેથી શુદ્ધ બુદ્ધિ થાય, જેથી (૨)
જેમ પારસ અડે રે પાષાણને, મન લોહ મટી જાય. સમરૂં૦
હેલાં સમરૂં તે નામ નિરાંતને, નેના ઉરમાં ઉગાય, નેના (૨)
જેમ સૂર ઉગે સૂરતે પડે, દૂરના દેશ દેખાય. સમરૂં૦
કરમાં માળા કબીર કમાલની, સુનમાં સજને કસાઇ, સુનમાં (૨)
જેમ કરવત કાપે રે કાષ્ઠને, વખિયા વેલી વઢાય. સમરૂં૦

પીપા પ્રેમ પીઆલોરે પીજીએ, મનમાં વસી મીરાંબાઇ, મનમાં (૨)
જેમ દોરીઓ બાંધ્યો રે દોરસેં, જલમાં ક્યાં ખસી જાય. સમરૂં૦
મહેતા નરસી સુદામો મહામણી, ગુણ ગુણીજન ગાય, ગુણ (૨)
જેમ સાકર છુપી રે શેરડી, ખુંજ્યા બાવનમાંય. સમરૂં૦
નારદ મુની ગોરખ શુક વ્યાસજી, હૈયે હરિચંદ્ર રાય, હૈયે (૨)
જેમ ચંદ્ર ચકોરશું પ્રીતડી, લાગું પ્રેમ કરી પાય. સમરૂં૦
ધીરા ઢાલ ધરૂં ધના ભક્તથી, અખ્ખા પ્હેરૂં બખ્તર પાય (૨)
જેમ શૂરો ચઢે સંગ્રામશું, કર કટારી કરમાબાઈ. સમરૂં૦
મને શૂર આપો સુરદાસજી, રણમાં લડું રણછોડરાય, રણમાં (૨)
જેમ અરજુને કૌરવ કાપીઆ, સરવે સંત કરજો સ્હાય. સમરૂં૦

અરજુન

૧૨

## હરિ તૂં ફરી જોબનિયૂં આપે-

ફરી જોબનિયૂં આપે, હરિ તૂં ફરી જોબનિયૂં આપે-
હિંદુદેશને થાપે, હરિ તૂં નીજ કરીને થાપે- ટેક.
ભર જોબનમાં બન્યો વૃદ્ધ તે, ત્હારે યોગ્ય સરાપે- હરી૦ ૧
તન મન ધન તે ગુમાવિ બેઠો, મદ આળસને પાપે- હરી૦ ૨
વિલે મ્હોડે તે રઝળે ટટળે, રીબાએ ત્રણ તાપે- હરી૦ ૩
ભણ્યો શૂર તે આજ જણાએ, વ્હેમી કાયર છાપે- હરી૦ ૪
પુત્ર પુત્રિ યશ અલાપ કરતો, તે રોએછે વિલાપે- હરી૦ ૫
શિક્ષા ઘટતી થઈ ને લાગી, તૂં વણ કો દુઃખ કાપે- હરી૦ ૬
પસ્તાતા ડાહ્યાપર કરવી, કૃપા હવે મા બાપે- હરી૦ ૭
ડુબ્યું નામ તે ઝટ તરી આવે, કીર્તિ જગે ફરિ વ્યાપે- હરી૦ ૮
હિંદુ દેશ માનીતો ત્હારો, પ્રથમ થકી જ અમાપે- હરી૦ ૯
ભણિગણિ શૂર થઇ તે લે જસ, નર્મદ બ્રહ્મપ્રતાપે- હરી૦ ૧૦

નર્મદાશંકર

૧૩

## હિંદ પર આશીર્વાદ

રાગ વાગેશ્વરી.

ઉતારો જી અમ દેશે ઈશ્વર આશીર્વાદ.
બાંધવ દેશ થયા જાગૃત સૌ :
એક રહી અમ દાદ !
ઉતારો જી અમ દેશે ઈશ્વર આશીર્વાદ.
શતકો વીત્યાં ભર નિદ્રામાં,
કીધો પૂર્ણ પ્રમાદ;
પૂર્વજની ઉજ્જવલ કીર્તિની
ન કરી સાચી યાદ ! ઉતારો૦
જીવનવિગ્રહને નવ સમજ્યા,
કરતાં નિષ્ફલ વાદ :
આજ કરી કરુણા નવ યુગનો
નવલ સુણાવો નાદ ! ઉતારો૦

મણિશંકર



૧૪

## ગુજરાત

૧

ધન્ય હો ! ધન્ય જ પુણ્યપ્રદેશ !
અમારો ગુણિયલ ગુર્જર દેશ;
કૃષ્ણચન્દ્રની કૌમુદીઉજળો,
કીધ પ્રભુએ ય સ્વદેશઃ
અમારો ગુણિયલ ગુર્જર દેશ. ધન્ય હો

આર્યનું સાગર તીર્થ પુરાણ,
તપોવન ભૃગુવસિષ્ઠના ભાણ;
ગીતાના ગાનારા મહારાજ
પાર્થના સારથીનાં જ્યહાં રાજ્યઃ
ગ્રીસરોમથી ય જૂનાં
કુરુપાંડવથી યે પ્રાચીન,
સોમનાથ, ગિરિનગર, દ્વારિકાઃ
યુગયુગ ધ્યાનવિલીન
ઉભીને કાલસિન્ધુને તીર
બજાવે બંસરી ભવ્ય સુધીર. ધન્ય હો!

૩

સ્થળેસ્થળ નવ પલ્લવના પુંજ,
નદીને તળાવ કેરી કુંજ;
કોમળી કવિતા સમ સુરસાળ
સિન્ધુ જ્યહાં દે મોતીના થાળઃ
જગજૂનાં નિજ ગીત ગર્જતો,
ફરતો સાગર આજ;
કેસર ઉછળી ઘૂઘવે ગરવો
વનમાં જ્યહાં વનરાજઃ
ગિરિગિરિ શિખરશિખર સોહન્ત
મન્દિરે ધ્વજ ને સન્તમહન્ત. ધન્ય હો!

૪

પૂર્વથી પશ્ચિમ વહે પ્રકાશ,
વ્હાણ ભરી વ્હેતી તેમ નિકાસ;
મોહી આંગણ ઉતર્યો જ યૂરોપ,
વીણવા વાડીના ફૂલ રોપ;

વીણી ન વણસે પુણ્યપાંગરી
અમ રસભૂમિની છાબ;
જગમોહન મુંબઈ નગરી જૂવો!
શું પાથર્યો કિનખાબ;
નિત્ય નવ ફૂલે ખીલે અભિરામ
લક્ષ્મીમ્હોર્યાં લક્ષ્મીનાં ધામ. ધન્ય હો!

૫

ચોળી, ચણિયો, પાટલીનો ઘેર,
સેંથલે સાળુની સોનલ સેર;
છેડલે આચ્છાદી ઉરભાવ,
લલિત લજ્જાનો વદન જમાવ;
અંગ આખે યે નિજ અલબેલ,
સાળુમાં ઢાંકતી રૂપની વેલ;
રાણકતનયા, ભાવશોભના,
સુન્દરતાનો શું છોડ?
આર્ય સુન્દરી! નથી અવનીમાં
તુજ રૂપગુણની જોડ;
ભાલ કુંકુમ, કર કંકણ સાર,
કન્થનાં સજ્યાં તેજશણગાર. ધન્ય હો!

૬

ખેતરો ન્હાનાં, ન્હાની શી પોળ,
નાતજાતે ન્હાનડિયા ધોળ;
ક્ષત્રીજાયાનાં ન્હાનલ રાજ્ય,
ધર્મના ન્હાનકડા જ સમાજ;
વૃદ્ધ ચાણાક્યે વર્ણ્યાં પૂર્વે
ન્હાનાં પ્રજાનાં તન્ત્ર,

એહ પુરાતનના પડછાયા
આ અમ જીવનજન્ત્ર:
એક ફૂલવેલે ફૂલતાં ફૂલ,
અમારા એક સુગન્ધ અમૂલ. ધન્ય હો!

૭

દેશ નિજ તજી ધર્મને કાજ
સાગરે ઝુકાવ્યું સફરી જહાજ;
ધર્મવીર પારસીનો સત્કાર
જગતઇતિહાસે અનુપ ઉદાર;
ઇસ્લામી યાત્રાળુનું આ
મક્કાનું મુખબાર;
હિન્દુ મુસલમિન પારસીઓને
આહિયાં તીરથદ્વાર;
પ્રભુ છે એક, ભૂમિ છે એક—
પિતા છે એક, માત છે એક—
આપણે એકની પ્રજા અનેક. ધન્ય હો!

૮

નથી રમી સમશેરોના દાવ,
નથી ત્યમ ઘણા ઝીલ્યા યે ઘાવ;
શ્રી કૃષ્ણે કુરુક્ષેત્રની મ્હાંય
લીધાં વ્રત જાણે હજી ય પળાય;
એક ઇડરના વનકેસરીએ,
ભડવીર બાપ્પારાવ,
વિશ્વવન્દ્ય સૂરજકુળ સ્થાપી
ચિતોડ કીધ યશછાંવ:
જન્મભૂમિ દયાનન્દનાં ધામ,
ગાંધીનાં ગીતાજીવન નિષ્કામ. ધન્ય હો!

૯

સૂરતના રસિક રંગીલા રાજ,
બુદ્ધિધન ભર્યો શ્રીનગરસમાજ;
શૂરવીર સૌરાષ્ટ્રી યશવાન,
કચ્છનાં સાહસિક સન્તાન;
ખંડખંડ વિસ્તરતો હિન્દી
મહાસાગર મહારેલ,
તીરતીર જઇ સ્થાપી ગુર્જરી
સંસ્થાનોની વેલ;
મહાસાગરનાં પૃથ્વિવિશાળ
સરોવર કીધાં ગુર્જરી બાળ. ધન્ય હો!

૧૦

વનેવન લીલો ઘટાસોહાગ,
જગતનો દીપે શું અમુલખ બાગ!
સજાવ્યા જૈને રસશણગાર,
લતામંડપ સમ ધર્માગાર:
ભારતીએ કંઇ ફૂલ ફૂવારો
અંજલિમાં શું લીધ!
દિશદિશમાં ફૂલધાર ઉડાવી
દિલનાં પરિમળ દીધ!
હિન્દ માતની લાડિલી બાળ!
ગુર્જરી! જય! જય! તવ ચિરકાળ! ધન્ય હો!

ન્હાનાલાલ

## ૧૫

## પિતૃતર્પણ

બાર બાર ગયાં વર્ષો રાત્રિઓ પડતાં સૂની,
બાર બાર વહ્યાં વર્ષો વાદળી વરસી ભીની: ૧
બાર વર્ષો થયાં, તાત! મૃત્યુના પડદા નમ્યે;
હજી યે ચક્ષુમાં ત્હો યે પ્રવેશો પૂર્વના રમે. ૨
કાલની વીંઝતી પાંખ અનેરા વેગથી ભરી,
નેત્ર મીંચી ઉઘાડું ત્હાં આવે બ્રહ્માંડને ફરી. ૩
નથી તે મેઘનાં નીરે, નથી અન્ધારનાં જલે
ધોયાં કો સ્મૃતિનાં ચિત્રો રંગેલાં પ્રાણપાટલે. ૪
આપ્યા એકાન્ત રાત્રીએ, ને મેઘે રસ સીંચિયા;
એમ જીવનના સર્વે આથમ્યા દિન ઉગિયા. ૫
વસન્તે ને વસન્તે જ બોલે છે બોલ કોકિલા,
આત્મામાં એમ બોલે છે વસન્તે આપની લીલા. ૬

૨

પિતાજી! પત્ર ને પુષ્પે એ જ આવી વસન્ત આ:
ટહૌકે છે કોકિલા, એવાં ટહૌકે છે સ્મરણો, અહા! ૭
આંબાની ડાળ મ્હોરી, ને આત્મા યે મુજ મ્હોરિયો;
ગાય છે સાધુ ને સન્તો હરિની રસહોરીઓ. ૮
હું ય તે લઇ આ વીણા સ્મરૂં છું ગુણ આપના;
પુણ્યશ્લોક પિતા! મન્ત્રો જપું છું પિતૃજાપના. ૯

× × ×

૪

ને એવું યે હતું જ્યહારે પડ્યો'તો પિતૃભાવથી,
વીસારી પિતૃપૂજા હું ખડ્યો'તો પુણ્યલ્હાવથી; ૧૦

× આ કાવ્યનો ત્રીજો ખંડ પહેલા ભાગનું ૧૫ મું કાવ્ય છે.

બહૂ અવગણ્યા, તાત ! અસત્કાર્યા, અનાદર્યા;
ને અપમાનને ગારે આ હાથે દેવ અર્ચિયા. ૧૧
ખીજવ્યા, પજવ્યા પૂરા, કૂમળું દિલ કાપિયું;
ને ત્હમારા દિનો છેલ્લા ઝેર કીધાઃ સહુ ગયું. ૧૨
ગયો તે યુગ મસ્તીનો, ઝંઝાવાતો ગયા બધા;
આપના મૃત્યુએ, તાત ! આછાં નીર ઊંડાં કીધાં. ૧૩
પાપની મોહિની પેખે, ન ત્હો યે મોહ પામતા,
પુરાણી ને પુણ્યવન્તી આર્યોની એ જ આર્યતા. ૧૪
જન્મની વેળ જે આપે સંચી'તી મુજ અન્તરે,
નિભાવ્યો આર્યતાએ એ, ને બચાવ્યો પ્રભુવરે. ૧૫
ભમે છે આ ગ્રહો આભે, કોઇ ત્હો યે નહીં પડેઃ
ન છૂટે દાંડીથી, જો કે વીંઝણો રમણે ચ્હડે. ૧૬
રમીને ને ભમીને હું આવ્યો છું આપ છાયમાંઃ
દેજો એ છાંયડી શીળી, દીધી છે જેમ કાય આ. ૧૭
સૌ અળવીતરાંની એ ક્ષમાઓ તાત ! આપજો;
ન જોતા માટીને, દેવા ! માનજો પંક પંકજો. ૧૮

૫

અંધારી રાત્રિએ ઊંડા શબ્દ હો અન્ધકારના,
બોલે છે ઉરમાં એવા શબ્દ કો ભૂત કાલના. ૧૯
ડોલાવે આત્મની જ્યોત ઝંઝાનિલો સ્મૃતિ તણા,
પ્રચંડ મોજે ઉછળે એ અવિરામ ઘોષણા. ૨૦
અદીઠા સિન્ધુની આવે ગર્જના ક્ષિતિજે તરી,
ગર્જે છે પડછન્દા કો એવા અન્તર્ગુહા ભરી. ૨૧
ઘોરે જેવો મહાઘોરે ઘેરો તોફાનનો ધ્વનિ,
સમસ્ત જીવન કેરો ઘોરે એવો મહાધ્વનિ. ૨૨
અને એ સ્મૃતિના ઊર્મિ, પડઘા ભૂત કાલના,
ને બધા મૂંઝવે એવા બોલ જે મુજ બાલ્યના: ૨૩

તે સૌમાં તરતો, જાણે ચન્દ્રમા વ્યોમને જલે,
સુણ્યો, આકાશવાણી શો, શાન્તિનો શબ્દ એક મ્હેં. ૨૪
શમાવે પ્રભુના શબ્દો આ કોલાહલ વિશ્વનો,
એ શબ્દે એમ મ્હારે યે શમ્યો પોકાર ઉરનો. ૨૫
વર્ષી માધુર્ય દેવોનું, અન્ધકાર ઉજાળતો,
પુરાણા યે યુગોને એ ઓળંગી શબ્દ આવતો. ૨૬
જ્યોત્સ્નાની ધારમાં જેવો ભર્યો મન્ત્ર સુધામય,
એવો ગેબી સુણ્યો મન્ત્ર, પિતૃદેવો ભવ, પ્રિય! ૨૭

૬

અધૂરી હા! અધૂરી છે એટલી એકલી ઋચાઃ
અંક લે ધરતી માતા, ભલે માર્તંડ હો ઉંચા. ૨૮
નથી આશા વિના આયુ, નથી ડાળી વિના ફુલ;
નથી પૃથ્વી વિના પાયો, નથી માતા વિના કુલ. ૨૯
હજી તો આભમાં મ્હારા બાળુડા સૂર્ય ઉગતો,
બાળુડા બોલનો ખોળે કાલો કલ્લોલ જામતો; ૩૦
દીઠો કે ન દીઠો ત્હેં તે, સુણ્યો કે ન સુણ્યો કંઇ,
સંકેલી દેહની માયા વન્દીને વિશ્વને ગઇ. ૩૧
વાતિયાં સ્હાંજ ને વ્હાણાં તે પછી બહુ વર્ષનાં;
ભૂલ્યો નથી હજી, માતા! હાસ્ય તે તુજ હર્ષનાં. ૩૨
આભના વર્ણથી આંજી વિશાળી તુજ આંખડી,
આભના ભેદમાં જોતી દૃષ્ટિ તે તાહરી વડી. ૩૩
ભરેલા ભાવથી અંગે ડોલતી કુલહાથિણી;
ગૃહિણી ગુણવન્તી તું, મ્હોટે ચાંલ્લે સુહાગિણી. ૩૪
સાદી શોભાથી શોભાતી, ધર્મીલી કુલધામની;
શામળે રંગ રંગેલી સેવિકા ઘનશ્યામની. ૩૫
આરબ્ધી, પુણ્યશાળી, ને પાપ પાવનકારિણીઃ

સજાગુત ધૈર્ય ગામ્ભીર્યથી ધીંગી, દેવિ ! તું દુઃખહારિણી. ૩૬
હેતવાત્સલ્યનાં વ્હેણે હૈયાનું પૂર ગાજતું:
ધર્મમૂર્ત્તિ પિતા મ્હારા, ભક્તિની મૂર્ત્તિ માત ! તું. ૩૭
સદા સૌભાગ્યવન્તી, ને સ્વામી સેવા પરાયણ;
વ્રતાળી, શાન્તિથી શીળી; એ જ ત્હારાં રસાયન. ૩૮
નથી એ વીસર્યો ત્હારી ટૂંકી જીવનની કલાઃ
વીસારી વીસરે કેમ માતૃવાત્સલ્યની લીલા ? ૩૯
દૂધથી તાહરા ત્હેં જે સીંચી'તી પ્રાણમાં સુધા,
નથી તે ઓસરી, માતા ! વાધી ઉર્મિ અનેકધા. ૪૦
ગુર્જરી વાડીમાં એક નદી રેવા અનુત્તમઃ
ગુર્જરી વાડીમાં તેમ માત રેવા અનુત્તમ. ૪૧
ઓ અભિજાત આર્યાઓ ! ઓ આર્યો સહુ ભોમના !
સુણો આ વેદની ગાથા, મન્ત્ર આ પુર જોમના: ૪૨
पितृदेवो भव, प्राज्ञ ! मातृदेवो भव, प्रिय !
સર્વે કુલાશ્રમો નિત્યે હજો એ ભાવનામય. ૪૩

૭

વિશાળી દુનિયા વીંટી ઘૂમે છે સિન્ધુ ગર્જતો, પ્રશસ્તિ
તે સિન્ધુનાં ઊંડાં નીરે મુક્તાપુંજ વિરાજતોઃ ૪૪
ઘેરીને પૃથ્વિની પાળો પડી છે આભની ઘટા,
અહોરાત્ર તપે ત્હેમાં તેજના ગોલની છટાઃ ૪૫
બાંધી બ્રહ્માંડની ઝાડી તે રીતે બ્રહ્મ રેલિયો,
ને બ્રહ્મજ્યોતિમાં નિત્યે પ્રકાશે પુણ્યશાળીઓ. ૪૬
પામીને તે બ્રહ્મજ્યોતિ, બ્રહ્મનાં તેજ ઝીલતાં,
ખીલે છે પુણ્યને પુષ્પે માહરાં માત ને પિતા. ૪૭

૮

ગુણાળી ગવરી માતા ! પૂજ્ય બ્રહ્મર્ષિ ઓ પિતા !
ધરૂં છું ચરણે તે આ સ્વીકારો ગુર્જરી ગીતા. ૪૮

સૌ ઉપનિષદો કેરા ભાવ શી આપ જીંદગી,
ને ઉપનિષદોના સૌ સાર શી આ ગીતા ઝગી. ૪૯
એ જ સંવત્સરી આજે, થયા દેવ મનુ મટી:
પાળું છું પર્વ, પૂજું છું ગુણો તાત ! રટી રટી. ૫૦
ભરી અંજલિ અશ્રુની કરૂં છું આ હું અર્પણ;
સત્કારો સ્નેહની સેવા, પુત્રનું પિતૃતર્પણ. ૫૧
અમોલાં બહુ યે રત્નો શાસ્ત્રરત્નાકરે તરે;
વીણીને એક મોંઘેરૂં પુત્ર આ પાવલે ધરે. ૫૨
સદા યે રીઝવી આપે સેવી દેવી સરસ્વતી;
આપના પુણ્યથી એહ આ ને આવી થતી કૃતિ. ૫૩
તો ભૂલી ભૂતની ભૂલો, ભાળીને લક્ષ્ય ભાવિનો,
અમીની આશિષો આપો, ફળે સદ્ભાવ સુતનો, ૫૪
પૂર્વે જે ભાવથી આપે વધાવ્યો જન્મ માહરો,
આ પરે યે, પિતામાતા ! દૃષ્ટિ તે ભાવની કરો. ૫૫

ન્હાનાલાલ.



## ૧૬

## અર્પણ, પ્રાણેશ્વરીને—

પ્રાણેશ્વરી ! વ્રતિનિ જીવન સાથ કેરી !
કીધું પ્રયાણ મુજ સંગ ભવાટવીમાં:
ત્હેં પોપી આત્મકલી, પાંખડીઓ ઉઘાડી,
ખીલી કંઇક, કંઇ ધૂળ વિશે ખરી તે.

ખીલી પ્રકાશ ચૂમતાં પ્રભુની પ્રભાનાં,
કે હા ! ખરી જડ વિશે જડભાવ પીતાં,
ઝીણી સુગન્ધ સહુ પાંદડીએ ઉડાવ્યો,
ત્હેનો રચી રસિક ! હાર વધાવું ઉર.

આજે સુદિન તુજ નામિની પૂર્ણિમાનો:
જો ! ફોડ્યું મેઘપટ કોકિલની કલાએ:
કીકી સમું ધરી શશાંક, ભ્રકુટી પાડી,
ઉગ્યો પ્રફુલ્લ અમીવર્ષણ ચન્દ્રરાજ.

પૂજ્યો શશી, પૂજું ત્હને રસની સુગન્ધે,
પૂજી પ્રકાશું મુજ અન્તર કેરી વાંછા:
આ ચન્દ્રિકા સમ મનોહર ને વિશાલ,
કલ્યાણકારી, ઉંડી આશિષથી ભરેલું,
તે પુણ્યશુદ્ધ, મૃદુ, ઉજ્વલ, વ્હાલરંગી,
તું હાસજે તુજ અલૌકિક એક હાસ્ય.

ન્હાનાલાલ



## ૧૭

## અર્પણ, જીવનસખીને—

(હરિગીત)

જે પુષ્પનાં દલ ખોલિને રજ સ્થૂલને રસમય કરે,
અધિકારી તે મધુમક્ષિકા એ મધુતણી પ્હેલી ઠરે;
તુજ સ્પર્શથી મુજ ચક્ષુને કંઇ સ્વપ્નસમું જે લાધિયું,
જીવનસખી ! તે તુજ વિના રે ! જાય કોને અર્પિયું ?

રમણભાઈ

## ૧૮
## ઉપહાર

જીવન સખી !

( વસન્તતિલકા )

સૌભાગ્યકુંકુમસુહાતી રમે ઉષા જ્યહાં,
તે વાડીમાંથી કુસુમો કંઇ વીણી તાજાં
મ્હેં માળ ગૂંથી, સખી ! જે બહુ કાળ પૂર્વે,
ત્હેનું લઈ રમી તું સૌરભ પ્રેમગર્વે. ૧

ઉલ્લાસકાળ શમિયો ન શમ્યો જ જ્યહારે,
વીણા તણા ધ્વનિ થયા હૃદયે જ ભારે;
મ્હેં તે સુરો ગજવતી જગવી જ વીણા,
તે ત્હેં ઝીલ્યા સખિ ! સુરો સહુ ભાવભીના. ૨

ત્હેં આમ જીવન વિશે રસ મન્ત્ર પૂર્યો,
જેને બળે વિષમ માર્ગ બન્યો મધુરો.
ને પ્રેમતન્ત્ર મૃદુભાવભરેલ ત્હારો,
શ્રદ્ધાથી મ્હેં અનુભવ્યો સુખ આપનારો. ૩

એથી મહાન હિત કાર્ય કર્યાં સખી ? ત્હેં,
કાં રાખું ગુપ્ત ? જગને જણવું શી રીતે ?
પ્રેમાગ્નિહોત્રપથમાં સહધર્મચારે,
દોર્યો મ્હને તિમિર વિઘ્ન વિદારી ભારે. ૪

એ પાવકે કરિયું જીવનને વિશુદ્ધ
બાળી દઈ મલિન કર્મ બધાં અશુદ્ધ
ત્હેં દિવ્ય આત્મબલિદાન દઈ ઉગાર્યો,
અસ્પૃશ્ય માની સખિ ! ત્હેં નવ તુચ્છકાર્યો. ૫

એ સર્વ જીવનસખી ! સ્મરણો જ ઘેરાં,
દાબ્યાં દબાય નહિં, આજ સ્ફુરે અનેરાં;
તો જોડું એ કવિતદેવીતણા અભંગ,
નૂપુરઝંકૃતિતણા પડછંદ સંગ. ૬

નરસિંહરાવ

૧૯

## પરમ પ્રિય કુલચંદ—

નમી રહે ગગને ઘન પંક્તિ જ્યાં,
મયૂર કંઠ ગ્રહે નવી મિષ્ટતા;
નમી રહ્યા કંઈ ભાવ ઉરે અહીં,
નિરખતાં ઉરની તુજ શ્રેષ્ઠતા.
અકથ આમ ઢળે ઉર તું કને,
વિરચતાં રસગ્રંથ નવીન આ;
ઉપજશે ભજશે સહુ તો તને,
મનની સૃષ્ટિ પદે પડતી જ આ.

ત્રિભોવન પ્રેમશંકર



૨૦

## ઉત્સર્ગ, કલાપીને—

(વસંતતિલકા)

જ્યાં ઉર ઉર ઉઘડી મળી જાય સ્હેજે,
આનંદમાં રસ પીતાં લવ ભાન ના રે'-
એવા અનંત ભવના સુર સોબતીને
કંઠે રહો ભજનની શુચિ માલિકા આ. ૧

કોઈ કરે સ્મરણમાં વર કીર્તિસ્તંભ,
કોઈ કરે તીરથમાં જઈ દાનપુણ્ય;
કોઈ કરે શરીરનો તતકાળ ઘાત,
હું તો કરૂં સ્મરણમાં તવ ગાન માત્ર. ૨

ત્રિભોવન પ્રેમશંકર

એ યોગીન્દ્ર છે અવધૂત.
એ તો સંસારી સાધુ છે;
ગૃહસ્થ થઇ સંન્યાસ પાળે છે.
નિરન્તર દુઃખને ન્હોતરતો
એશિયાના એક મહાયોગીન્દ્ર ઇશુનો
એ અનુજ છે ન્હાનકડો.
પરપીડા પ્રીછી પ્રજળનાર
મહાવૈષ્ણવોનો એ વંશજ છેઃ
શ્રીનગરનો જાણે નરસિંહ મહેતો.
હૈયામાં એના હોળી સળગે છે,
જ્વલન્ત અંગારા જેવી છે એની આંખડીઓ,
વદને વિરાજેલી છે વિષાદછાયા.
દેશની દાઝથી દાઝે છે
છણછણતી એની દેહલતા.
વિરોધીઓ પ્રતિ યે પ્રેમીલો,
शठं प्रत्यपि सत्यम् બોધનાર,
'અન્યાય સ્હામે યે ઉગામ મા'નો અનુયાયી,
'દેહથી દેહી જયવન્તો છે'નો આચરનાર,
દુઃખતપતી આ દુનિયાનો દરવેશ છે તે.
—એકદા એનો આજ્ઞાડંકો વાગ્યો,
ને નિઃશસ્ત્ર નરનાર ને બાલકોની,
ચાર હજાર દુઃખસજ્જોની સેના
ટ્રાન્સવાલને હૂમલે ચાલી.
આશ્ચર્યચકિત જગત નિરખી રહ્યું
જગતના ઇતિહાસમાં અદ્વિતીય
દૂભાયેલાં ચાર હજારની તે કૂચ.
મોખરે હતો તે સેનાધિપતિઃ

સિંહને શસ્ત્ર ન હોય,
ને ન હતાં તે નરકેસરીને.
પછી તો વર્ષો વીતી ગયાં:
રાત્રિદિવસના ઓછાયા ઉગ્યા ને આથમ્યા.
ઇતિહાસમાં અપૂર્વ છેલ્લા જગસંગ્રામમાં
મદમલપતી જર્મન મહાપ્રજાની
છેલ્લી ભરતીનો જુવાળ ચ્હડ્યો,
જાણે પ્રલયની મેઘાવલિ.
દિશામંડલ ડોલવા લાગ્યું,
ધરતી ધણધણવા માંડી,
ગીધ સરીખડાં વિમાનો
વાતાવરણ ભેદી ઉડી રહ્યાં:
ભયંકર તોપોની ભીષણ ગર્જનાથી
નભોમંડળ ગડગડી ઉઠ્યું.
ચિન્તાચકિત નયને સૌ નિરખતું
કે શું થાય છે, ને શું થશે.
જગતે ન જોયલું,
પૃથ્વીએ ન પ્રીછેલું.
માનવ કથાએ ન નોંધેલું,
મનકુલનાં કાવ્યોમાં ન કલ્પેલું,
પ્રચંડ મહાભારત મંડાણું
ભૂગોળની સર્વ મહાપ્રજાઓનું.
જ્વાળામુખીની મહાજ્વાળાનો છેલ્લો ભભૂકો
ભભૂકતો હતો યૂરોપના જગરણમાં,
ત્યહારે રાજરાજેન્દ્રનો સન્દેશ આવ્યો,
ને રાજપ્રતિનિધિ મહાસૂબાએ
રાવરાણા ને મહાજનોની

આમન્ત્રી પ્રજામહાસભા યુદ્ધમન્ત્રણાને કાજ.
મહારાજ્યોની પ્રાચીનમાં પ્રાચીન પાટનગરીમાં
જામી વળી એકદા
એ યુદ્ધમન્ત્રણાની મહાસભા.
ત્હારે ત્હેણે તોડ્યાં ત્હેનાં મહાવ્રત.
સામ્રાજ્યની કટોકટીને વિષમ પ્રસંગે
નિઃશસ્ત્રવાદી તે તપસ્વીએ
ઉચ્ચારી છે શસ્ત્ર સજવાની રણહાકલ,
વગાડયો છે મહાઘોષ સંગ્રામશંખ.
જગદ્‌ગુરુ કૃષ્ણચંદ્રે યે, મહાત્મન્!
શસ્ત્ર સજ્યાં હતાં એકદા કુરૂક્ષેત્રમાં,
એકદા તોડયાં હતાં નિઃશસ્ત્રતાનાં વ્રત.
હસ્તિનાપુરની યુદ્ધમન્ત્રણાની એ મહાસભામાં
કેવો શોભતો હતો તે તપસ્વી ?
જાણે વિષ્ણુસભાની વચ્ચે ધ્રુવકુમાર,
જાણે યદુપુરીના સિંહાસનોમાં સુદામો.

જીવનાદેશ શોધવામાં બ્રહ્મર્ષિ,
રણખેલનામાં સુભટ ક્ષત્રિય વીર,
નીતિમન્ત્રણામાં સુજ્ઞ વૈશ્યવર,
લોકસેવાભાવમાં પરમ શૂદ્રઃ
ત્હેનામાં સૌ વર્ણ સમાયેલા છે.
વેળુકણીના તે મણિ રચે છે,
પત્થરના તે દેવ પ્રગટે છે,
શલ્યાની તે અહલ્યાઓ કરે છે,
અસાધુના તે સાધુ ઘડે છે,
અહંકારીના તે સમર્પણી બનાવે છે.

દુઃખિયાંનો બેલી ને વિસામો,
દાઝયાંના અન્તરનો આરામ,
ઘાયલના આત્માનો અમૃતૌષધિઃ
અનારોગ્યોનો ધન્વન્તરી છે તે.
વાદળાંની અધ્રુવ છાયાકૂદડીમાં
એક એ ધ્રુવ તત્ત્વઃ
ઇતિહાસમાં ઉચ્ચારાતો
સનાનત સત્યનો એ શબ્દ,
પ્રાચીનતાનો પરમ મંન્ત્રઃ
નવામાં નવો તે,
ને જૂનામાં જૂનો છે.
સત્ય ત્હેનો મુદ્રા મન્ત્ર છે,
તપ ત્હેનું કવચ છે,
બ્રહ્મચર્યનો ત્હેનો ધ્વજ છે,
અખૂટ ક્ષમાજલ ત્હેને કમંડલે છે,
સહનશીલતાની ત્હેની ત્વચા છે.
સનાતન યોગીકુલનો યોગવારસ,
રાગદ્વેષના ઝંઝાનિલથી પર,
ભારતનો વર્તમાન મહાગુરુ,
એ તો ગુજરાતનો તપસ્વી
**મહાત્મા મોહનદાસ ગાંધી.**

એવાને કાજે આયુષ્ય નથી,
વિદ્યાના બેપરવા કાજે વિદ્યા નથી,
લક્ષ્મીના બેપરવા કાજે લક્ષ્મી નથી,
આયુષ્યના બેપરવા કાજે આયુષ્ય નથી.
આનન્દો, રે આનન્દો, નરનાર !

આજે પચ્ચાસ વર્ષોનો ઉત્સવ છે.

ને યોગીન્દ્ર ! સબૂર.
ત્હારા સમૃદ્ધ આત્મભંડાર
ભર્યાભર્યા ઉઘાડ, ને પારખ.
અનન્ત આકાશના અન્તર્પટ
વીંધીને વિચર, ને ભીતર નિહાળ.
દુઃખમાં, પાપમાં, અન્ધકારમાં યે
બ્રહ્મકિરણ જ વિરાજમાન છે.
ત્હારે હૈયે છે યજ્ઞકુંડના હુતાશઃ
એ અગ્નિ નહીં, ઓ ગુરો !
પણ ત્હેના પ્રકાશ પ્રગટાવ
આત્મન્‌આત્મન્‌ના અમૃતદીપમાં.
સાધો ! સત્યના યે આગ્રહ ન હોય.
એ તો છે હઠયોગના પ્રકારાન્તર,
નહીં કે રાજયોગના રાજમાર્ગ.
મનુષ્યની નહીં, પ્રણ પ્રભુનીજ ઇચ્છા
પ્રવર્તે છે સત્યના યે પ્રચારમાં.
મનુષ્યે પુરુષાર્થ આદરવાના છે,
પ્રભુએ મનુષ્યના પુરુષાર્થ પૂરવાના છે.
પુરુષાર્થમાં યે પુરુષે પ્રભુઇચ્છાને નમવાનું છે.
—ને ઇતિહાસભૂલેલા વિસારે કે વિચારે,
છતાં આદર્યા'તા તે યોગ બ્રહ્મનિષ્ઠ મનસૂરે,
મહાયોગીન્દ્ર ઇશૂ ખ્રિસ્તે,
મેફ્લાવર જહાજના સફરી યાત્રાળુઓએ,
હિન્દસત્કાર્યા હુતાશરવિપૂજક જરથોસ્તીઓએ,
ને અસંખ્ય સદ્ધર્મોપાસકોએ.—

સન્તજન ! નયને ભડકા,
ને વદને વિષાદસન્ધ્યાને બદલે
કીકીકુંભમાં ચન્દ્રિકા
ને મુખમંડલે સુધાકર માંડ.
બ્રહ્માંડમાં બ્રહ્મતેજ વરસાવ.
તપ તપતાં યે, ઓ તપસ્વી !
કૃશાંગ છે શા માટે ?
સર્વસમર્પણી ઓ પરમ વૈષ્ણવ !
સમર્પણના આનન્દમાં ઉલ્લાસ.
તપના ત્હારા વડા દાવાનળ,
જોજે, આત્મવેલને ન કરમાવે.
સપ્તરંગી જગવિવિધતામાં યે
એક જ શ્વેત કિરણ નિહાળ.
સળગતી શઘડી જેવા
તુજ પ્રાણમાં દેવપ્રસાદ પ્રગટાવ.
ઉરમાં આનન્દ ઉછળાવ,
વદનચંદ્રે સ્મિતરેખા રમવા દે.
જગતનો ક્રૂસ ઉપાડી વિચરતાં યે
જગત્યાત્રા હસતે મુખડે આચર.
ભીષણ કર્મયોગમાં ખેલતાં યે,
પ્રેરણા પા ચિત્તપ્રસન્નતાની,
ઉમંગોર્મિઓ ઉછળાવ ઉત્સવના.
નિરન્તર બ્રહ્મ છે બ્રહ્માંડમાં,
ને એ બ્રહ્માંગુલિ જ આલેખે છે
જગતના સર્વ સારાનરસા ઇતિહાસ.
માણ ને મણાવ સદા
આ શુભાશુભ બ્રહ્માંડમાં યે બ્રહ્માનન્દ.

સાધુજન ! ધીરો થા.
કર્યાં ભોગવવાનાં છે સૌએ,
પુરુષોએ તેમજ પ્રજાઓએ.
પ્રાયશ્ચિત્તકાળ પૂરો થયો છે
ભારતનો કે ભારતવાસીઓનો ?
પ્રાયશ્ચિત્તયુગ સમાપ્યા પહેલાં
શે ઉગશે સ્વર્ગનાં સ્હવાર
કોઇનાં, કે ત્હારાં, કે અમારાં યે ?
લાંબા ઇતિહાસના પ્રૌઢા કર્મકોષ
બળી ભસ્મ થઈ ગયા છે ?
—પ્રજાઓ ! પ્રીછજો આ પ્રાયશ્ચિત્તયુગ
ભરતખંડની મહાપ્રજાનો,
ને સારવજો સદ્‌બોધ એ યુગના—
કેટકેટલાંએ આદર્યાં છે એ તપ
તુજ સરીખડાં અઘોર ?
થોડાંકની એવી તપશ્ચર્યાથી
કેટલાં ને ક્યારે પ્રજળી રહેશે
પ્રજાના ઐતિહાસિક કર્મભંડાર ?
પ્રજાને પ્રાયશ્ચિત્ત આપે છે,
અપવાસ કરાવે છે તું;
એ જ છે સાચો વિધિ:
પ્રજાપ્રાણના આત્મસંયમન.
સંયમન આત્મશક્તિને ઔર બહલાવે છે.
સિનાઇના શિખરે દોરી જા,
કર્યાંના પશ્ચાત્તાપ કરાવ,
પ્રજાના તપનો સમારંભ આરંભ.
પયગમ્બરી સન્દેશ મળશે,

ખુદાઇ નૂર ઉતરશે,
પરમેશ્વરી પરમાનન્દ વરસશે.
બ્રહ્માંડભરમાં ભરતી ડોલશે
એ પરમ બ્રહ્માનન્દની.

ને એને પડખે છે કોણ?
કસ્તૂરી શી મ્હેકતી તે તપસ્વિની!
સાધુવરની સાધ્વી નાર,
પત્નીઓમાં પરમ પત્ની,
જગતની એ તો આદર્શ ગુજરાતણ:
પ્રાણનાથની પ્રતિકૃતિ,
પ્રિયતમની પરમ શોભા,
જીવનના જીવિતેશ્વરનો
ઓળો આભા તેજમંડળ.
તપોવનની એ તાપસી,
નિર્ભય, નિડર, નિ:સંશય.
સુખદુ:ખની તડકી છાંયડીમાં,
જીવન વિવિધતાના વનઉપવનમાં,
દેશપરદેશના રણપગથારમાં,
પ્રાણની કાયા સરીખડી,
દેહની છાયા સમોવડી,
સદા સંગાથે પરવરે છે એ કુલકલ્યાણિની.
સ્પાર્ટા કે ચિતોડની કો
ક્ષત્રિયાણીનો જાણે અવતાર.
એ તો પરણેલી બ્રહ્મચારિણી,
એ તો સંસારિણી મહાયોગિની.
ગુજરાતની એ તો ગુણિયલ:
ગુજરાતણની એ તો ગુણમૂર્તિ.

આશ્રમની એ માતુશ્રી,
નગરની એ જોગણ,
પ્રજાસંઘની એ પ્રેરણા,
જગતની સત્પત્નીઓનું ભૂષણ,
અમારી એ તો અનુપમ ગુજરાતણ.
ભગવતી કસ્તુરબાઈ ગાંધી.

**ઓ નિષ્કામ કર્મયોગી !**

ઓ ગીતઘેલા સાધુ !
ઓ મનુકુલના મહાત્મન્ !
નિઃશસ્ત્ર ત્હારે તો
મહાભારત ખેડવાં છે સંસારનાં,
આત્મવાદીએ ત્હારે તો
દેહવાદીઓને જીતવા છે ને ?
શ્રીકૃષ્ણના ઓ સખા !
ઓ સુદામાપુરીના વાસી !
એ કાલજૂનાં સત્યો
સાચાં પાડવાં છે ને ત્હારે ?
સૌ જાણે છે એ સર્વસિદ્ધ વાત
કે દેહથી આત્મન્
અળગો ને ઉપર છે.
સહુ આત્મવાદીઓ ઉચ્ચારે છે આશીર્વાદ,
" જય હો ! જય હો !
ચૈતન્યપૂજકનો ત્હારો
સ્થૂલપૂજકોના સંઘમાં:
જય હો ! જય હો !
આત્મબલવન્તાનો તુજ
દેહબલિષ્ઠ લોકપરિવારમાં. '

નાસ્તિકો વિના સૌ જાણે છે
કે દેહ નશ્વર છે,
ને આત્મા અમ્મર છે.
ને તુજબોધ્યાં આત્મબલે મહાત્મન્ !
એટલાં જ છે અમ્મર આત્મદેશમાં.

પચ્ચાસ વર્ષોનો ઉત્સવ !
અર્ધી સદી વીતી ગઇ
લોકોદ્ધારક પ્રજાકલ્યાણક
એ ત્હારા જન્મયોગ પછી.
આવાંને કાજે ન હોય
આટઆટલાં આયુષ્ય.
ઈશૂએ એ નથી ભોગવ્યાં,
શંકરે એ નથી માણ્યાં.
નખશિખ ઉભયે પ્રજળતી
મહાસત્યોની એવી જ્વાલામૂર્તિઓની
નથી નિર્માઇ લાંબી જીવનઅવધો.
આનન્દો, માટે આનન્દો, પ્રજાજન !
પચ્ચાસ વર્ષોનો આજે ઉત્સવ છે.

મન્દિરોમાં પચ્ચાસ સ્વસ્તિકો પૂરાવો,
પચ્ચાસ દીપમાળા પ્રગટાવો,
પચ્ચાસ ફૂલમંડલિ ભરાવો,
પચ્ચાસ આરતીઓ ઉતરાવો,
પચ્ચાસ દેવઘંટા વગડાવો.
તપમન્દિરે આજે, ઓ પૃથ્વીના લોક !
તપસ્વીનો ઉત્સવ છે, ઉત્સવ છે.

ન્હાનાલાલ

૨૨

## કલાપીને સંબોધન

સુરતાની વાડીના મીઠા મોરલા!
ઊછળતા શા ઉરસાગર ઉલ્લાસ જો!
નિર્ઝરતી સૌભાગ્ય સુહાગન જ્યોત્સ્નિકા;
નયને ઝળકે નમણૂં નિર્મળ હાસ જો!
સુરતાની વાડીના મીઠા મોરલા!

આંજે ને અજવાળે આંખડલી સખી,
અન્તર ઉપર ઉઘડે આલમનૂર જો!
"હેત હયાનાં વહતી વાજે વાંસળી"
ઊડે સ્વર આકાશે અન્દર દૂર જો!
સુરતાની વાડીના મોંઘા મોરલા!

નન્દવનના પ્રાસાદોની ટોચથી
મધુરી કેકા આજે શી ઉભરાય જો!
સુરભીઓની સાથે સંસારે સરી,
અન્તર્દ્વારે ગીતા શી અથડાય જો!
સુરતાની વાડીના મીઠા મોરલા!

"તત્ સવિતાનૂં ભર્ગ વરેણ્યં ધીમહિ!"
ગાયત્રીનો જૂનો ભેદક મંત્ર જો!
આજે અન્ય પ્રકારે આ માથું નમેઃ
નમતો સાથે આત્માંનો એ તંત્ર જો!
સુરતાની વાડીના મોંઘા મોરલા!

મણિશંકર

## ૨૩

## સાક્ષર સપ્તક

### ૧

( શિખરિણી )

અલંકારો અંગે ધરી અવનવા આસ્ય ખુલતી,
કટાક્ષેથી જોતી, ધ્વનિત સરસા અંગ ફુલતી,
મતિ લેતી ઝાલી, અગણિત જનોની ક્ષણગણી,
નિહાળી શું નારી? નહિ નહિ, સુવાણી હરિતણી?
સુવર્ણે શોભંતી, અભિનવ કલા અંગ ધરતી,
સુહાવે હાવેથી, અનુભવ ભલા ભાવ ભરતી,
સુરીતિવાળી એ, પિયુષ ઝરણી ક્લેશહરણી,
નિહાળી શું નારી? નહિ, નહિ, સુવાણી હરિતણી!
સુઅંગી, રંગીલી, મુદભરણી આમોદસદની,
રહી રાગે રાચી, શુભગુણવતી પૂર્વ પદની;
અદોષી ઓચિન્તિ નજરપથ આવી બહુ બણી,
નિહાળી શું નારી? નહિ, નહિ, સુવાણી હરિતણી?

### ૨

મીઠું બોલી મ્હારૂં, મનહરણ કીધું પલકમાં,
રહી રાગે રાચી, ખુશનુ ભર ખાંતે ખલકમાં;
કહી વાણી કાંઇ કુદરત ભરી શૈલ વનની,
મળી'તી શું મધ્યા? નહિ, નહિ, કવિતા કુસુમની!

### ૩

( હરિગીત )

અતિ કર્ણપ્રિય ઉચ્ચાર ચાલે, ચરણમાં ધ્વનિ ધારતી,
પ્રતિ વાક્યમાં વરસાવતી, રસ ગુણભરી, લક્ષણવતી,

પ્રીતિ મહિં પરિપક્વરીતિ શુભ ગ્રહે અણમૂલની,
વ્હાલા વખાણે વ્હાલીને? ના, બોલી આ બુલબુલ તણી?

૪

ઝીલી રહી અનહદ રસે, મદછક બનેલી માનિની,
શોભે અલંકારો ખચ્યાથી, ચોગુણી ચન્દ્રાનની;
પ્રીતિ ભરેલા પ્રસવતી આનન્દ કેરા ઉભરા,
આનન્દ સંમોહા પ્રિયા? ના, બાલ મસ્ત તણી ગિરા!

૫

( માલિની )

સરસ સરલ વાક્યે, ચોરતી ચિત્ત પ્યારી,
ચરણ સુવરણેથી સોગુણી કાન્તિ ધારી;
સુગુણવતી સુરૂપા, સુરીતિવાન શાણી,
નવ ત્રિય? નહિ, ભાળી કાન્તની શાન્ત વાણી?

૬

( શિખરિણી )

ધરે છે શૃંગારો, પણ ન વધતી ભા તનતણી,
જણાયે છે રાગી, પણ અતિ વિરાગી મન તણી;
મિઠાઇને માટે વદતી કુગિરા મ્લેચ્છ ભણિતિ,
વિલોકી શું વૃદ્ધા? નહિ નહિ સખા વાણિ મણિની!
ઘડી માંહિ રાગી, ઘડી મંહિં વિરાગી બનિ જતી,
ઘડી સ્વીયા સાથે, ઘડિક પરકીયા તણી ગતિ;
રસે ભીની જોઇ, ઘડિક રસહીની રહી બની,
શું દેખી સામાન્યા? નહિ, નહિ, સખા વાણિ મણિની?

૭

( હરિગીત )

તોડી વછોડી ભૂષણો, કરી દૂર સર્વ સુવર્ણને,
રસ રાગ બેઠી ખોઇ, ખુબ કઠોર કીધા ચર્ણને;

સૂતી છુપાવી મુખ, દુઃખણીએ ન જોયું અમ ભણી,
શું મિત્ર! માનવતી પ્રિયા? ના ગિરા ગોવર્દ્ધનતણી!

**નથુરામ સુંદરજી**



૨૪

## મનુષ્ય અને કુદરત

ઘડી છોડી દેને ધડમથલ ત્હારા જગતની,
જરા જા આજે તો નિરજન મહા જંગલ મહીં;
તરુ પક્ષીમાંથી જરૂર મળશે કાંઇ કીમિયા,
જશે અંધાપો આ તુજ હૃદયનો ત્યાં વિહરતાં. ૧

બધું એ સૂનું છે જન વિણ અરેરે! વન નકી.
થજે તેનો ભોક્તા જીવનમય થાશે સહુ પછી;
સુખી આત્મા ઊંડો નિરખી તુજને ત્યાં ઘુઘવશે,
અને ત્હારી સાથે રસભર બની હાસ્ય કરશે.

ઝુલન્તા વૃક્ષોથી અમર રસનાં બિન્દુ ઝરશે,
વળી દૈવી વાતો ચકલી મૃગલી ત્યાં કહી જશે;
કુમારી કન્યા એ કુદરત તને ત્યાં પરણશે,
અને બન્ને વચ્ચે રુચિર કિરણો કૈંક વહશે. ૩

ચિદાત્માની સંજ્ઞા કુદરત પ્રભુની પ્રતિકૃતિ,
અરીસો તેનો આ જનહૃદયની લાગણી વળી;
પ્રતિ સૃષ્ટિલીલા કશી જન સ્થિતિનો પ્રતિધ્વનિ,
મનુષ્યોની સાથે કુદરત બની ગ્રન્થિત નકી. ૪

લૂખી ઉદ્ભિદ્વિદ્યા, સૂકી સૂકી વળી ઔષધી બધી,
જહીં સુધી તેની કૃતિ જનસ્વભાવે નવ મળી;

“ અહીં આ ઉગે, ને તરુ વળી તહીં આ ન ઉગતું, ”
કવિતા વિના એ મુજ દિલ ગણે શુષ્ક સઘળું. ૫

અરે! એ સૃષ્ટિને કવિનયનથી જો ઘડીક તું,
જનોના આત્માનો કુદરતથી સમ્બન્ધ કર તું;
મજા તેની તો લે, હૃદય કર વિસ્તીર્ણ કુમળું,
અને એ ઉર્મિમાં દ્રવી પડ ઝુકાવી જિગર તું. ૬

પડી છાનો રહેજે ખળખળ વહન્તુ ઝરણ જ્યાં,
અને પંખિડાં જ્યાં જલ તણી ભરી ચંચુ ઉડતાં:
મ્હેકન્તાં પુષ્પો લથડી પડતાં જ્યાં કલી પરે,
અતિ તૃપ્તિથી જ્યાં મધુપ સુરભે મૂર્ચ્છિત બને. ૭

અહીં જ્યાં ઝુંડોમાં કિરણ રવિનું કો ચળકતું,
તહીં દૂરે કાળું ખડક શિર માથે ઝઝુમતું;
ગુફા પેલીમાં ત્યાં મૃગપતિ પડયો શાન્ત ગરજે,
અને શાન્તિનું તો દિગ્વિજયી છે રાજ્ય સઘળે. ૮

મીચાશે કૈં નેત્રો ઝરણ વહતું એ નિરખતાં,
ચમત્કારી કાંઇ જીવન વહશે એ હૃદયમાં;
પછી સ્વપ્નામાં તું અનુભવીશ કો જાગ્રતિ નવી,
અને ત્યારે જોજે જનહૃદય ને સૃષ્ટિ સઘળી. ૯

ઝરામાં તું જોશે ઝરણ જનના સંચિત તણું,
અહો! કેવું વ્હેતું અમર ગતિથી એક સરખું!
પડયું કો સૂકું જો ઝરણ પર એ પર્ણ ઉડતું,
તરંગોમાં આવી સરલ વહને ભંગ કરતું. ૧૦

પડે આવાં પત્રો વળી કણ પડે દ્રાક્ષરસનો,
કટુ કે મીઠો એ સમય ગણજે તું જીવિતનો;
જનોની વૃત્તિની કુસુમ વળી છે શું ન મૃદુતા?
અને મૂર્ચ્છાયેલા મધુકર ન શું પ્રેમમયતા? ૧૧

મૂકી મેળો મીઠો સુહૃદજનનો પક્ષી મધુરાં,
અને વીરો શૂરા મૃગપતિ તણું ગર્જન મહા,
ગિરિનાં શૃંગો એ જનહૃદયની ટેક દૃઢતા,
રૂડી કુંળી મીઠી કલી તુજ વળી તે પ્રિયતમા. ૧૨

ક્ષિતિજે દિસે જે શકલ નભના ગાઢ વનમાં,
ન શું એ આશાની અગર સ્મૃતિની દિવ્ય પ્રતિમા ?
હજુ શું જોવું છે ! સ્મિતભર દિસે છે મુખ બન્યું,
અરે ! કિન્તુ આ શું ? કુપિત વળી હૈયું કયમ થયું ? ૧૩

કુહાડી લાગે છે તરુ ઉપર એ કાષ્ટિક તણી,
પડી જાશે ડાળી, કુંપળ પડશે સૌ ખરી ખરી;
મીઠાશે ખારાઇ, અરર ! નવ શું તું સહી શકે ?
અરે ! ભાવિ તો એ વિટપ સમ અન્તે તુજ, સખે ! ૧૪

કલાપી



૨૫

## શાંત સ્વસ્થ કેસરી

( સ્રગ્ધરા )

૧

લાંબા પ્હોળા પસારી કર, અરધિ મિચી આંખ, માથું વચાળે—
ફેલાતી કેશવાળી, ચળકતિ શિ ઝલે ! દેહ દેદિપ્યમાને !
સંકોચેલે છુટે કૈં ! નિકટ નિજ વશા, બાળસ્વચ્છંદ ખેલે.
મુદ્રા શૃંગાર. વાત્સલ્ય અતુલ બળની કેસરી !!! કોણ હેલે ?

૨

ભેદે કુંભ સ્થળો જે મદકળ ગજનાં વજ્ર શક્તિ શમી છે—
આપે ગર્ભો ગળે રે વિકળ મૃગલિના ગર્જના જો ! ખમી છે—

જ્વાળા ના એ જણાયે ધખતિ અસહના તપ્ત અંગાર ઝર્તી.
પુંજા, કંઠે, દગે શી હવનવિભુતિમાં સુપ્રશ્રી સૌમ્ય સ્ફુર્તી !

૩

અગ્નિ ચોમેર વર્ષે—ગિરિ પણ ડરતો વૃક્ષ ગુલ્માદિ છાય
આપે આપે અમાપે; ઝરણ જળકણે લીન શી લ્હેર વાય !
ના કોઇ દ્વારપાળો, સમિપ અનુચરો; રાજમર્યાદ તોયે.
ન્હી ન્હી વાયુ વહે ત્યાં ઇતર રવ કહિં ? શાંતિ—સામ્રાજ્ય સોહે.

૪

ભીતિ ને ત્રાસ સ્થાને, મિઠડિ મિટડિયે, પ્રીતિયે વાસ પૂર્યો.
સંતાપોત્તાપ બાધા કરૂણ અવધિમાં દૂરના દૂર રે રો' !
નિર્ભ્રાંતે, ને સ્વચ્છંદે, પરસપર વળી પ્રાંતસીમા બચાવી,
ખેલો આનંદિ વૃંદો, હરિણ ગજકુળો, મોજમાં ભાવિ ભાવી !!

૫

એ એ ઝીણા સલૂણા તમતમ તમરાં સાદથી લ્હેર લાવે !
ઘૂંટે ઘૂંટે ટહૂકી, છુપિ અછુપિ ઝરી કોકિલા કેલિ ભાવે !
ઘૂ ઘૂ હોલો ઉલ્હાસે, કંઇ કંઇ ચકવી—શોર, ના ઘોર ભાસે !
કુંજે ગુંજી, ગુફાએ, નદજળ વમળે, નાદ ઘૂમી વિલાસે !!!

હ. હ. ધ્રુવ

૨૬

## વિકરાળ વીર કેસરી

( સ્રગ્ધરા )

૧

ઘુ ઘ્ઘૂ ઘૂ ઘૂ ઘુઘવ્તી ! ગહનગિરિ, ગુફા, કાનને ગાજિ ઉઠે !
ફ્હાડોએ ત્રા'ડ તોડી ગગન ઘુમિ જતી, આભના ગાભ છૂટે !

ઊભી છે પિંગળા શી ચટપટિત સટા ! પુચ્છ શું વીજ વીંઝે !
સ્વારી એ કેસરીની ! ત્રિભુવન જયિની ચંડિકા એથી રીઝે !

૨

એ તે શું નાદ કેરો અવિરત ઝરતો ઘોષ આસ્ફોટ ફૂટયો !
કે એ શું ગર્જનાનો ત્રિભુવન દળતો ગેબી ગોળો વછૂટયો !
વર્ષે શું વન્હિ, કર્ષે નયન પ્રજળતાં ! વજ્ર પંજે અગંજે
હા હા શું રંજ ? અંજે હૃદય ભડકતાં શૂરનાં ચૂર ભંજે ! ! !

૩

ઝંઝાવાતે ઘુમાવી અતળ વિતળ સૌ એક આકાશ કીધું !
ઉલ્કાપાતે ઘુમાવી તિમિર મિહિર સૌ ઘેરિ એ ઘોળિ પીધું !
શસ્ત્રાઘાતે ચલાવ્યું શર વહનિ ઝરે લોહિનું સ્રોત સીધું !
ડોલ્યું સિંહાસને રે ? નૃપ મુકુટ પડયો ! ક્રાંતિ એ રાજ્ય લીધું !

૪

કા' કા' કોની સહાયે ! સહુ ભય વનમાં ભ્રાંતિમાં ભીરૂ ભૂલ્યાં !
સંરક્ષે કોણ પક્ષે ? મરણ શરણમાં લક્ષ લક્ષેય ડૂલ્યાં ?
તે' તે' તે' કેસરી તે' તડુકિ તળપિ તે' છિદ્ર છિદ્રે વિંધાવી
સંકોડી અંગ અંતે રૂધિર ઝરણમાં ભિષ્મ-વૃત્તિ સુહાવી !

૫

(અનુષ્ટુપ્ છંદ)

વીરશ્રી ધન્ય એ ભક્તિ ! ધન્ય પ્રૌઢ પરાક્રમ !
અખંડોદ્દંડ સામ્રાજ્ય કેસરી વન-વિભ્રમ ! ! !

હ. હ. ધ્રુવ

## ૨૭

## વરસાદ

પ્રબળ દળ સમ આજ વાદળ, વિવિધ વર્ણ ધરી ફરે
કરે અવાજ દરાજ દિશદિશ, નિમિષ પણ નહિ સ્થિર ઠરે. પ્ર૦ ૧
નિબિડ તમને દૂર કરતી, ચપળા ચમકી અંબરે
જુગનુ જોત જમાવી જાહિર, તેજ નયન તણું હરે. પ્ર૦ ૨
ગહક કેકી ડહક દાદુર, ઝીલ્લીગણ કલરવ કરે
મહદ મારુત જોર ધરીને શોર કરતો સંચરે. પ્ર૦ ૩
વાટ વાટ જણાય જળમય, વરસ્યો વરુણ વસુધાપરે
ક્ષણ પણ ન શાન્તિ ધરી રહે, નીર નવ ઝર ઝરઝરે. પ્ર૦ ૪

નથુરામ સુંદરજી

## ૨૮

## નાનકડું વ્હેળીયું

વૃક્ષ તણાં પત્ર શું ખેલતો પવન ગાય છે ગાન;
ધીમું ધીમું પવન ગાય છે ગાન.
નાનકડું આ વ્હેળીયું રમે ગાન મહિં ગુલતાન.
ઝમકઝમ રમે તારલા ગગન,
તાલ દઇ કુદડી ફરતા જાય,
આછાં અંબર વિધવિધ રંગી, ઓઢે ને ઉડી જાય.
પેલી શશિલેખા જોઇ જોઈ હસે, ગાન એના કંઠે વિલસે,
જગતને ન્હવરાવે કોઈ રસે, રસે ન્હવરાવી કરે બેભાન—નાનકડું૦

મૂળશંકર

૨૯

## સુરતથી મુંબાઇ આવતાં દરિયામાં ચંદનીની શોભા

આહા! પૂરી ખીલી ચંદા, શીતળ માધુરી છે સુખકંદા;
પાણી પર તે રહી પસરી, રૂડી આવે લેહર મંદા. આહા૦
શશીલીટી રૂડી ચળકે; વીજે હીલે તે આનંદા. આહા૦
ઊંચે ભૂરૂં દીપે આસમાન વચ્ચે ચંદા તે સ્વચ્છંદા. આહા૦
નીચે ગોરી ઠારે નેનાં, રસે ડૂબ્યા નરમદ બંદા. આહા૦

નર્મદાશંકર



૩૦

## કોકિલાને

( એવા રૂડા આંબલીયાની ડાળ—એ લગ્નગીતનો ઢાળ. )

નીલ લીલમ સમાં લાલ ગાલે બેઠાં તમે જે તણે રે,
એવા રૂડા આંબલીયાની ડાળ મુકીને, કોયલ ક્યાં ગયાં રે!
ઉંચે સોહે પ્રભાતના રંગ રાતા રાતા આભમાં રે,
તેવા નાચે નીચે આના મ્હોર!— મુકીને૦
ફાલ્યો ફાલ્યો આંબલીયો આ કાળ વસંતસમીરમાં રે,
સુનો હોય તમો વિના આજ.— મુકીને૦
કાળા કાળા ભેદી જાડા મેઘ, કિરણ શશીલેખાનાં રે
ઠારે આંખ, ન લેખા જણાય!!— મુકીને૦
ભેદી તિમિર તણાં પડ એમ ઉંડાં ગાણાં તમતણાં રે
શુણે કાન, તમો ન દેખાવ!— મુકીને૦

× × ×

શશિ રેખાની સુંવાળી જાત નદીના તરંગમાં રે,
ઉંચી નીચી ન્હાની મોટી થાય,— મુકીને૦

## ૩૨

## ચંપેલી

( અદલ છંદ )

જગમાં બહુ સુંદરતા સરજી,
બહુ વાર, છતાં, મનની મરજી,
મધુરાં ફુલડાં! સહુને વરજી
તુજ શું બની ઘેલી,
નિરખે નિરખે તુજને જ અહીં,
નહિ દૃષ્ટિ ઠરે સ્થળ અન્ય કહીં,
તુજ મોહ સમો કંઇ મોહ નહીં
ફુલરાણી ચમેલી! ૧
કદી દેશ રહું પરદેશ ફરૂં,
વળી હર્ષ જ કે કદી શોક ધરૂં,
તુજ નામ ઘડી ઘડી હું સમરૂં,
ઉરની મતતાથી;
મુજ બાળપણે તુજશું રમતો,
ભરું પીમળ યૌવનમાં ભમતો,
ભરજે મુજ વૃદ્ધવયે શમ તો,
મુજ જીવનસાથી! ૨
બહુ વેળ અહીં તુજ પાસ રહ્યો,
મુજ મંદ વિચાર–પ્રવાહ વહ્યો,
લખી તેપર ગૂઢ, સુભેદ કહ્યો
તુજ મિષ્ટ સુગંધે;
મુજ અંતર વાંચી ઉમંગ થકી,
સમજી ધરતું બહુ હર્ષ નકી,
ભરતું વધુ એક કણી ઠમકી
નિજ જ્ઞાન પ્રબંધે. ૩

નભમાં બહુ તારક છે જે જડયા,
બહુ જ્યોતિષિ તેહનો પૂઠ પડયા,
અતિ અંતરના મરમો પકડયા
કળથી નિજ યંત્રે;
મધુરી! પણ છે મુજ તારક તું,
અહિં ભૂપર ઉરસુધારક તું;
બની જ્યોતિષિ હું તુજ બ્હાર કહું
મુજ કાવ્ય સુમંત્રે! ૪

જવ ગ્રીષ્મ તપાવી મૂકે જગતી,
જ્યમ અંતર ધૂણી રહે ધગતી,
વળી માનવ દૃષ્ટ ઊંચે ચગતી
શાંત આશ્રય કાજે,
તવ તું ખુબ ખીલી રહી જ પ્રીતે,
સહુ ઠારતી મિષ્ટ સુગંધશીતે,
તુજ માળ ગ્રહી અરપે સુરીતે
અતિ સુંદર સાજે! ૫

બહુ સેવતી આંહિં ભલે જ ફૂલે,
વળી ગર્વથી તેમ ગુલાબ ખુલે;
પણ તુજ સુવાસ સમીપ ભૂલે
નિજ સર્વ વડાઇ;—
તું જ રાણી ખરી સહુ પુષ્પતણી,
પ્રિય શુક્ર સમી તુજને જ ગણી,
મુજ બાગની તું જ મુકુટમણી,
ગુણ શું રહું ગાઇ! ૬

બહુ વેળ અરે લલના લટકે
તુજ પાસ સુભાવથકી ભટકે,

તુજને લઇને કરમાં ઝટકે
નિજ કાન જ પ્હેરે,
નિરખી રહું તે બહુ હર્ષ ધરી,
લલનાં વધુ સુંદર કે તું ઠરી,
પણ સાથ સુગંધ રહે તું ખરી,
મધુરી તું જ છે રે। ૭

પ્રતિ એક સમીર સમીપ તને
મૃદુ નાચતો જોઉં વિનોદી મને;
નખરાં સહુ એહ સમીર કને,
કરતી અતિ પ્રેમે;
તુજ કોમળ ભેટ લઇ વધતો,
મધુરો તુજ સ્પર્શ થકી બનતો,
તુજ ફ્હેણ બધે જ પૂગાડી જતો
તુજ નિર્મળ નેમે ! ૮

નયને તુજને નિરખી જ રહું,
શયને પણ હું તુજને જ ચહું,
ભયને ન ગણું તુજ પંથ વહું,
મુજ પ્રીતિ જ એવી;
સમતા ઉરની કદી દૂર પળે,
ભમતા કંઇ દુઃખવિચાર ભળે,
મમતાથી સ્મરૂં, ઝટ કે તું કળે
ઠરતી ઉર દેવી ! ૯

તુજ પાસ પધારું ક્ષણીક ઘડી
કળવા જનજીવનકેરી કડી;
તવ તું મુજને કંઇ વાત વડી
અતિ પ્રૌઢ સુઝાડે;—

કંઇ હાસ્ય કરૂં, કંઇ અશ્રુ મીઠાં,
કંઇ ચિત્રવિચિત્ર પ્રપંચલીટાં,
જન આત્મપરે ચિતરેલ દીઠાં
ન દીઠાં દગ પાડે ! ૧૦

પ્રતિબિંબ પડી સહુ એ મનમાં
ગૂઢ ચિત્ર ધર્યું ઉરદર્પણમાં
હમણાં અહિં તે પ્રતિજીવનમાં,
રૂપની સ્મૃતિ આપે;—
ધ્રુવશું સ્થિર પ્રેમની દિવ્ય કળી,
કંઇ અંતર ભૂલી ગયેલ રળી,
છટકયા કંઇ તર્કતરંગ વળી
હૃદયે મુજ થાપે ! ૧૧

પ્રિય પંચકરી ! મધુરી ફરજે
તુજશું ભલી શુદ્ધ ધરા કરજે;
કવિપુષ્પ બની કવિમાં ભરજે
જશ પીમળ તું તો !
તુજ ગાન કરે જગમાં ભટકી,
પ્રિય ! આશ રહે તુજ શું લટકી,
મુજ અંતસમે દવઅશ્રુથકી,
રડશે નહિ શું તો ? ૧૨

અરદેશર ખબરદાર

૩૩

## રાજહંસ

સૂના આ સરોવરે આવો,
    ઓ રાજહંસ! સૂના આ સરોવરે આવો;
જૂનાં એ ગીતને જગાવો,
    ઓ રાજહંસ! સૂના આ સરોવરે આવો;
ક્ય્હાં શુભ્ર માનસર? ક્ય્હાં અમ રંક આરો?
ક્ય્હાં પુણ્યશ્વેત વપુ? ક્ય્હાં ગિરિ આ અમારો?
    ઓ દેવપંખી! કંઇ દૈવી નથી, તથાપિ
ઉદ્ધારવા અમ સરોવરિયે પધારો.
લીલા લ્હેકંતા કાંઇ કંઠે મજાના,
સ્નેહે નમન્તાં ધીરે પગલે લજ્જાનાં,
અમારાં નીર આ સુહાવો,
    ઓ રાજહંસ! હૈયાને સરોવરે આવો;
હૈયાને સરોવરે આવો,
    ઓ રાજહંસ! હૈયાને સરોવરે આવો.

ન્હાનાલાલ



૩૪

## પંખેરૂ જા વન ઉડી

( રાગ ભૈરવી )

જા ઉડી, બંધન છૂટી, પંખેરૂ જા વન ઉડી.
તે તુજ ભૂમિ રસે બૂડી. પંખેરૂ જા વન ઉડી—ટેક. ૧
આ તન આવું, ગાન મધુરૂં,
ક્યમ રાખે પિંજર પૂરી? પંખેરૂ જા વન ઉડી. ૨

વ્યોમ વિશાળું રંગ રસીલું,
ત્યાં ફર જા મનડું મૂકી. પંખેરૂ જા વન ઉડી: ૩
ગિરિ ઝરણે, નિરમળ સરવરનાં
સ્નાન લહે શીતળ ઝૂકી. પંખેરૂ જા વન ઉડી. ૪
ત્યાં લચતાં તરૂઓ ફળથી કંઇ,
એની લહેજત અતિ મીઠી. પંખેરૂ જા વન ઉડી. ૫
ત્યાં પરજન્ય રહે પરવરતા,
રાગ રસીક લહે ઝુંટી. પંખેરૂ જા વન ઉડી. ૬
ઉડ અયિ લય થા નભ ગાતો,
દે દિક્પ્રાન્ત સુરે પૂરી. પંખેરૂ જા વન ઉડી. ૭
સુણી સુણીને ધરતો ચક્ષુ ઉર,
હું એ ગુંકાવું હૃદય તુષ્ટિ, પંખેરૂ જા વન ઉડી. ૮

જટિલ



## ૩૫

## ઉષાનું ગીત

( ગઝલ: સાખી. )

સનાતન યૌવને રાતી, હસું આનંદ હું ન્હાતી;—
આનંદ કુસુમ વીણતી, દિવ્ય ઉપવનની માંહિ,
ને કુસુમો એ વેરતી, મર્ત્ય લોકમાં કાંઈ;
કુસુમ વેરી મનુજ લોકે સુખ સુગંધો ભરૂં થોકે;
કૃતિ એ ઉદારને યોગે, મધુર ગાન હું રહું ગાતી...સનાતન૦ ;
મુજ પ્રિય રવિનો ઉર મહિં દિનભર રહું લપાઈ,
સંધ્યારૂપ ધરી ફરી સૂઉં ઉદધિની માંહિ;

સૂતી રવિનાથની સંગે ઊઠું વ્હેલી કંઈ ઉમંગે,
ગગનનું આંગણું રંગે પૂરું હું કાંઈ મકલાતી...સનાતન૦
સેવું પરમ પુરુષ જે નિશદિન હું આ પેર,
કરવા ઝાંખી તેતણી આવી આજ હું તો સ્સભેર;
ઝાંખી એ જ્યોતિ મધુરની.

નરસિંહરાવ.



૩૬

## કુટિલચન્દ્ર

વસંતતિલકા.

એવે, કુમાર્ગ ભજતાં કરી જે કલંક,
લાગેલ તે ફિટવવા ફરતો મયંક;
કાલિંદીપાન કરવા અરથે ઊભાસ્યો,
પ્રાચીમુખે કુટિલ ચંદનચાંદલા શો.

કે. હ. ધ્રુવ.



૩૭

## એકાકી ચન્દ્રમા

ચન્દ્રમા જી રે ઉગ્યો સખિ ! આજ મ્હારા ચોકમાં;
આશા–નિરાશાનો ચન્દ્રમા જી રે.
ચન્દ્રમા જી રે ઉગ્યો છે ભગવે ભેખ, જો !
યોગી–વિયોગી શો ચન્દ્રમા જી રે.

કરે ગગનનો ગોખમાં ચાંદલિયો ચમકાર;
ઉરને સરવર પોયણાં ઉઘડે અપરંપાર.
સખિ ! એક એકાકી ચાંદલો ઉગિયો;
સખિ ! એ તો શોભે છે આભલાને ગોખ,
મ્હારા માથાને મુગટે આવે નહીં રે!
ચન્દ્રમા જી રે ઉગ્યો સખિ ! આજ મ્હારા ચોકમાં,
આશા–નિરાશાનો ચન્દ્રમા જી રે.

ઘડી તપશે–ને આથમશે ચન્દ્રમાની કોર;
એવા તપશે ?–કે આથમશે ઉરના અંકોર !
કોઈ કહેશો ? હો રાજ !
કોઇ કહેશો ? હો રાજ !
આયુષ્યે અજવાળિયાં ક્યહાં સુધી ?
ચન્દ્રમા જી રે ઉગ્યો છે ભગવે ભેખ જો !
યોગી–વિયોગી શો ચન્દ્રમા જી રે;
ચન્દ્રમા જી રે ઉગ્યો સખિ ! આજ મ્હારા ચોકમાં,
આશા–નિરાશાનો ચન્દ્રમા જી રે,

ન્હાનાલાલ



૩૮

## ખીલેલી ચંદા.

ખીલી ખીલી રહી આ કેવી ચંદા !
સરે મંદ મંદા, આનંદે ગગનમાં,
જાય સરતી રૂપેરી ખેલ વનમાં,

જુએ ઝાંખી ઝાંખી આછા ઘનમાં,
પવનમાં, ભુવનમાં, વ્હાલાના વદનમાં.

સાખી—ઝાંખી ઝાંખીને હસે, હસતી હસતી જાય,
જાતાં જાતાં રસ ઝરે, રસે પ્રાણ પોષાય
પ્રાણ પોષે પ્રીતિની લગનમાં,
શમે પીડા આરામ થાય મનમાં
આ તનમાં, ગહનમાં, શાંતિના વહનમાં.—ખીલી•

મૂળશંકર



૩૯

## ઝીણા ઝીણા મેહ

ઝીણા ઝરમર વરસે મેહ,
ભીંજે મ્હારી ચુંદડલી:
એવો નીતરે કૌમારનો નેહ,
ભીંજે મ્હારી ચુંદડલી.

આજે ઝમે ને ઝરે ચન્દ્રીની ચન્દ્રિકા,
ભીંજે રસિક કોઈ બાલા રે:
ભીંજે સખી, ભીંજે શરદ અલબેલડી,
ભીંજે મ્હારા હૈયાની માલા:
હો ! ભીંજે મ્હારી ચુંદડલી.

વનમાં પપૈયો પેલો પિયુ પિયુ બોલે,
ટહુકે મયૂર કેરી વેણાં રે:
ટમ ટમ ટમ ટમ વાદળી ટમકે,
ટમકે મ્હારા નાથનાં નેણાં:
હો ! ભીંજે મ્હારી ચુંદડલી.

આનન્દકન્દ ડોલે સુન્દરીના વૃન્દને,
મીઠા મૃદંગ પડછન્દા રેઃ
મન્દ મન્દ હેરે મીટડી મયંકની,
હેરો મ્હારા મધુરસચન્દા!
હો! ભીંજે મ્હારી ચુંદડલી.

ન્હાનાલાલ

૪૦

## સાગર અને શશી

આજ મહારાજ! જલ પર ઉદય જોઇને
ચન્દ્રનો હૃદયમાં હર્ષ જામે,
સ્નેહધન કુસુમવન વિમલ પરિમલ ગહન,
નિજ ગગન માંહિ ઉત્કર્ષ પામે;
પિતા! કાલના સર્વ સન્તાપ શામે!
નવલ રસ ધવલ તવ નેત્ર સામે,
પિતા! કાલના સર્વ સંતાપ શામે!

જલધિજલદલ ઉપર દામિની દમકતી,
યામિની વ્યોમસર માંહિં સરતી;
કામિની કોકિલા, કેલિ કૂજન કરે,
સાગરે ભાસતી ભવ્ય ભરતી;
પિતા! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી!
તરલ તરણી સમી સરલ તરતી,
પિતા! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી!

મણિશંકર




જુએ ઝાંખી ઝાંખી આછા ઘનમાં,
પવનમાં, ભુવનમાં, વ્હાલાના વદનમાં.

સાખી—ઝાંખી ઝાંખીને હસે, હસતી હસતી જાય,
જાતાં જાતાં રસ ઝરે, રસે પ્રાણ પોષાય
પ્રાણ પોષે પ્રીતિની લગનમાં,
શમે પીડા આરામ થાય મનમાં
આ તનમાં, ગહનમાં, શાંતિના વહનમાં.—ખીલી•

મૂળશંકર



૩૯

## ઝીણા ઝીણા મેહ

ઝીણા ઝરમર વરસે મેહ,
ભીંજે મ્હારી ચુંદડલીઃ
એવો નીતરે કૌમારનો નેહ,
ભીંજે મ્હારી ચુંદડલી.

આજે ઝમે ને ઝરે ચન્દ્રીની ચન્દ્રિકા,
ભીંજે રસિક કોઈ બાલા રેઃ
ભીંજે સખી, ભીંજે શરદ અલબેલડી,
ભીંજે મ્હારા હૈયાની માલાઃ
હો ! ભીંજે મ્હારી ચુંદડલી.

વનમાં પપૈયો પેલો પિયુ પિયુ બોલે,
ટહુકે મયૂર કેરી વેણાં રેઃ
ટમ ટમ ટમ ટમ વાદળી ટમકે,
ટમકે મ્હારા નાથનાં નેણાંઃ
હો ! ભીંજે મ્હારી ચુંદડલી.

આનન્દકન્દ ડોલે સુન્દરીના વૃન્દને,
મીઠા મૃદંગ પડછન્દા રેઃ
મન્દ મન્દ હેરે મીંટડી મયંકની,
હેરો મ્હારા મધુરસચન્દા !
હો ! ભીંજે મ્હારી ચુંદડલી.

ન્હાનાલાલ



૪૦

## સાગર અને શશી

આજ મહારાજ ! જલ પર ઉદય જોઇને
ચન્દ્રનો હૃદયમાં હર્ષ જામે,
સ્નેહઘન કુસુમવન વિમલ પરિમલ ગહન,
નિજ ગગન માંહિ ઉત્કર્ષ પામે;
પિતા ! કાલના સર્વ સન્તાપ શામે !
નવલ રસ ધવલ તવ નેત્ર સામે,
પિતા ! કાલના સર્વ સંતાપ શામે !

જલધિજલદલ ઉપર દામિની દમકતી,
યામિની વ્યોમસર માંહિં સરતી;
કામિની કોકિલા, કેલિ કૂજન કરે,
સાગરે ભાસતી ભવ્ય ભરતી;
પિતા ! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી !
તરલ તરણી સમી સરલ તરતી,
પિતા ! સૃષ્ટિ સારી સમુલ્લાસ ધરતી !

મણિશંકર

## ૪૧

## શરદ પુનમ

પડ્યો હતો તે તટ વિશ્વનો વડો,
અગાધ એકાન્ત હતો ઊંડો ઊંડો;
પ્રશાન્ત ઝૂકી હતી આભની ઘટા,
માઝાવતી સાગરની હતી છટા. ૧

શાન્તિ શાન્તિ હતી ગાઢ હૈયામાં અંતરિક્ષમાં
ત્હાં સન્ધ્યાના મહાઆરે દીઠી ઉગન્તી પૂર્ણિમા.

લજ્જા નમેલું નિજ મન્દ પોપચું,
કો મુગ્ધ બાલા શરમાતી આવરે;
ને શોભી રહે નિર્મલ નેનની લીલા,
એવી ઉગી ચન્દ્રકલા ધીરે ધીરે. ૩

અન્તરે ઉઘડ્યાં, સિન્ધુ સળક્યો, જાગી ચેતના,
અને ગુંજી રહી મીઠી ગોષ્ઠિની મન્દ મૂર્છના. ૪

ઝીલી પ્રિયાનયનનાં શર, ને વીંધાઇ,
પોઢ્યો હતો શ પ્રિય મૂર્છિત રૂપદંશે;
તે વ્હાલી સ્પર્શથી સચેતન થાય; તેમ
જાગ્યો નૃલોક નવચેતન ચન્દ્રીસ્પર્શે. ૫

મીઠા મ્હેરામણે ક્ય્હાંક વાદળી કોક વર્ષશે,
અને કો છીપમાં આજે મેઘનાં મોતીડાં થશે. ૬

વદન પુનમચન્દ શું વિહાસે,
જલધરનું ધરી ઓઢણું વિલાસે;
પરિમલ પ્રગટાવતી ઉમંગે,
શરદ સુહાય રસીલી અંગઅંગે. ૭

હૈયાના મ્હેલમાં જેવી કવિતા ચમકી રહે,
એવી ગેબી પ્રભાવન્તી ચન્દ્રીની ચન્દ્રિકા વહે. ૮

મદે ભરેલી, ઝીણી ટીલડી કરી,
સોહાગી દેહે રસપામરી ધરી;
શોભે ઊભી સુન્દરી જેમ બ્હારીએ;
ચન્દ્રી ચ્હડે છે નભની અટારીએ. ૯

હસે છે સ્નેહની લ્હેરે જેવું તું, ઓ સુધામુખિ!
હસે છે એવું અત્યહારે ચારુ ચન્દ્રકલા, સખિ! ૧૦

સરવરજલ જેવું વ્યોમ નીરે
અતલ પડ્યું પથરાઇ નીલધેરે:
પરિમલ પમરી સુધાપ્રભાના;
કમલ ખીલ્યું મહીં એક ચન્દ્રી કેરું. ૧૧

નમી આ આંખડી મ્હારી ભાળી એ દેવબાલિકા;
નમ્યાં સૌ જગનાં લોકો, નમી સૌ ઝાંખી તારિકા. ૧૨

જેવું ઝૂલે સાગર ઉર નાવડું,
કે મેઘને અંક કપોતિની રૂહું;
એવી સખિ! ચન્દ્રકલા સુઝૂલતી,
જ્યોત્સ્નાસરે એકલ ભીંજતી જતી. ૧૩

ગાજે છે મધ્ય રાત્રી, ને ગાજે છે તેજનિર્ઝરી;
ગાજે છે ખોખરા શબ્દે દૂર સાગરખંજરી. ૧૪

કો સ્નેહી કેરા સ્નેહના કુંજ આરે
અખંડજ્યોત્સ્ના સ્નેહરાણી પધારે,
ને એકલી એ સ્નેહ કુંજે ઝઝૂમે;
મધ્યાકાશે ત્યમ સુતનુ તે ચન્દ્રી એકાકી ઘૂમે. ૧૫

એકલાં ઉગવું, રહેવું, એકલાં આથમી જવું:
સ્નેહથી છલકાતા આ સંસારે એમ શે થવું? ૧૬

દેવિ! અમારા ઉરમાં પધારજો!
દ્વારે દીપો એમ દિલે સદા હજો!
આત્મા વિશે રંક, ગરીબ બારણે
આ પાટ માંડ્યા સહુ આપ કારણે. ૧૭

સાગરે ભરતી જામી, ને જામી ભરતી ઉરે:
ઘેરા ઘેરા અનેરા ત્હાં જાગ્યા સંગીતના સુરે. ૧૮

કરી સ્તુતિ તે વિધુકન્યકા તણી,
ઉચ્ચારી કીર્તિ પ્રભુની ઘણી ઘણી;
ને સ્નેહમન્ત્રો ય અનેક ભાખિયા;
એ સ્તોત્રના સૌ ધ્વનિ વ્યોમ વ્યાપિયા. ૧૯

અમીથી આંખડી આંજી, મન્ત્ર સૌભાગ્યના લખી,
વિશ્વના ચોકમાં રાસ ખેલે ચન્દ્રકલા, સખિ! ૨૦

સ્નેહી હતાં દૂર, સમક્ષ તે થયાં,
આઘે હતાં, તે ઉરમાં રમી રહ્યાં;
ને મૃત્યુશાયી પણ પ્રાણમાં ઉભાં:
એવી બધે સાત્ત્વિક વિસ્તરી પ્રભા. ૨૧

તપે છે, સૃષ્ટિને માથે પુણ્યજ્યોત મહા પ્રભુ:
તપી ત્હેવી ઘડી તો તે પુણ્યની પૂર્ણિમા વિભુ. ૨૨

ન્હાનાલાલ

## ૪૨

# દીવાદાંડી દર્શન

મન્દાક્રાન્તા.

રાત્રિ રાણી શમ શમી રહી, શાન્તિ સામ્રાજ્ય સ્થાપી !
સિન્ધુએ એ તજી મુખરતા-પર્વતેએ અમાપી ! ! !
નિદ્રાશાયી પવનલહરી કૈં સમુદ્રાંક સેવે !
કે કૈં શૃંગે, ગિરિ ગગનની ગોદમાં રે' લપાયી ! ! ! ૧

ચન્દ્ર જ્યોતીથી ઝળહળતી ખાપ શું આબ ખ્વાબે !
આછા ઝીણા ધુમસવસને શું છવાયું છ આભે ! ! !
સંકોચી એ સહુ અવયવો, વસ્ત્રને એ સ્રંકોરી
ધારી મૌનવ્રત અચળ શી એકલી એ કિશોરી ! ! ૨

દેવો સર્વે, દિવિ ઉડુગણો થૈ જુએ એની લીલા !
ચન્દા ફન્દી અમૃત કિરણો ઢોળી રે ' શી રસીલાં !
ઝાંખી જેવી હૃદય ઉમગ્યાનાય નિઃશ્વાસ નાંખે !
આંખે અશ્રુ ઝળહળિ રહ્યાં, મોતિડાં ઝીલિ રાખે ! ! ! ૩

ઝંખે વ્હાલો, અડગ ખડગે, એ પલાંઠી શું વાળી ?
પંથે ઝીણી મધુર કિરણી દષ્ટિથી રે' નિહાળી ?
અર્દ્ધાં ખીલ્યા અધર વદશે શું ? ન એ મૌન હાય ! ! !
નાચ્યો, નાચ્યો, હજુય હઠિલો નાવલો દૂર જાય. ૪

હ. હ. ધ્રુવ

૪૩

## સરોવર

૧

નરી સરલતા કોણ પૂજશે ?
નથી તેજ, નથી તરંગઃ
શાન્ત, વિમલ, વિરલ, રમ્યઃ
તુજ મુખ શું ભર્યું સૌમ્ય, મુજ લાડિલી !

૨

અલૌકિક નીલ પટ સન્ધ્યા લઇને
પ્રશાન્ત નિદ્રિત બાલ પ્રભાત
અન્તરિક્ષના રંગ ધરી સૂતું
તુજ નયન સમા જલહૃદયે, મુજ લાડિલી !

૩

એ સુન્દરતા કોણ નિરખશે ?
કોણ સમઝશે ? કોણ સુહવશે ?
કોણ નીર ચંચુ ત્હાં ભરશે ?
—અનિમિષ, અકલ ગહન સૌંદર્યઃ
તુજ નયનમાં ઊંડું શોભતા આત્મન સમું, મુજ લાડિલી !

૪

વિશાલ નભ વીંધતા ગરુડ ઉડશે,
પ્રભા વીણન્તા દિગન્ત ઘન ઘૂમશે,
સઉ શમશે, સઉ શમશે, ઊતરશે,
તુજ હૃદય સમા સરવર પર, મુજ લાડિલી !

૫

મુજ કુંજ પેલી, જો ! ઝુલે,
પ્રભુનાં દીધાં કંઇ સુખ ફુલે,
મ્હારાં-ત્હારાં કંઇ કંઇ કુસુમ મધુરાં ખીલઃ
સખિ ! તુજ હૃદયજલ ત્યહાં અમલ સીંચી શોભજે,
મુજ લાડિલી !

ન્હાનાલાલ

૪૪

## રાત્રિ-વર્ણન અને મધુરાકાશ દર્શન

શાર્દૂલવિક્રીડિત

હીરાની કણિકા સમાન ઝળકે તારા-ઝગારે ગ્રહો !
મોતીનાં ઝુમખાં બધે લળિ રહ્યાં નક્ષત્રમાળા અહો !
ધોળી શી ઉભરાસમી દુધ તણી આકાશ-ગંગા ખિલે !
વાંકી કોર રૂપેરિ ચંદ્રનિ કળા જો આસમાની ઝુલે ! ! ! ૧

શાંતિ, શીતળતા, તથા મધુરતા, સૌંદર્ય, શોભા, પ્રભા, !
રાત્રિ રાણિ સુહાવિ સાડિ શરિરે દીપાવિ આ જ્યોત્સના !
હર્ષે નિર્ખિ ઝલે હલેતિ રમણી બાળા ચકોરી-કુળ !
ગાયે ગાન મિઠું રૂડા હલકથી આનંદમાં બુલ્બુલ ! ૨

આવે શાંત સમે શિ ખળ્ખળ વહી, ઝર્ણો, નદીઓ, લળી-
સંગીત-ધ્વનિ વિસ્તરે ! અનિલની લ્હેરો વિલાસે ઢળી !
તારામંડળ સાથ રાસ રચિને બાળા તરંગો-જીવળા
શી આદર્શસમે સરોવર-જળે નાચે શશીની કળા ! ? ૩

મ્હુ. હે. દુ

૪૫

## ઊંડી રજની

* રાગ મ્હાડ

આ શી ઊંડી રજની આજની
  ભણે ઊંડા ભણકાર !
ઘેરી ગુહા આકાશનીરે
  માંહિં સૂતો ઊંડો અન્ધકાર,
ઊંડા ડૂબ્યા નભતારલા કંઈ
  ગૂઢ સન્દેશ વ્હેનાર રે;
    આ શી ઊંડી રજની ! ૧

શાન્તિપૂર રેલી રહ્યું રે
  ઊંડું, અદ્‌ભુત, સહુઠાર,
એ પૂરતે ઝીણું ઝીણું હલાવી,
  છાનો અનિલ રમે સુકુમાર રે;
    આ શી ઊંડી રજની ! ૨

ડૂબી ઊંડી એ પૂરમાં રે
  તરુવરકેરી હાર,
મોહમન્ત્રથી મૂઢ બની એ
  કાંઈ કરે ન ઉચ્ચાર રે;
    આ શી ઊંડી રજની ! ૩

મૂઢ બન્યો એહ મન્ત્રથી રે,
  સ્તબ્ધ ઊભો હું આ વાર;
ગૂઢ અસંખ્ય ભેદો કંઈ,

* 'મ્હારી ઝુમાં ત્હારે ઓઢણે મેવાડો રે મહીર' એ-ચાલ

કરે ચોગમ ઘોર ઝંકાર રે;
આ શી ઊંડી રજની ! ૪

જાગી ઊઠી એ ઝંકારથી રે
અનુભવું દિવ્ય ઓથાર;
ભરાયું ભેદ અસંખ્યથી રે
મ્હારૂં હૃદય ફાટે શતધાર રે
આ શી ઊંડી રજની !

ગૂંથાયું એ શત ધારથી રે
એહ સ્તબ્ધ હૃદય આ ઠાર,
શાન્ત, અદ્દ્ભુત, ઊંડા કંઠ
સુણે ઉચ્ચ ગાનના પુકાર રે.
આ શી ઊંડી રજની ! ૬

નરસિંહરાવ



૪૬

## આકાશને.

અહો ! કૈં ખેંચાણો તુજ ઉદરમાં આથડી રહ્યાં,
વલાવાતા ગોળા ગણતરી વિનાના ઘૂમી રહ્યા;
ફર્યા એ કૈં કાળો અગણિત ફરીને લય થશે,
હતા જે સ્થાને ત્યાં ફરી નવ ચડયા વા ન ચડશે ! ૧

અહો ! ન્હાના ન્હાના ટમ ટમ થતા દૂર દિસતા,
અને ન્હાની ન્હાની ગૂંથણી ઝુમખાંની ગૂંથી રહ્યા;
પરન્તુ પાસેથી કદ કદિ મપાઈ નવ શકે,
અને કલ્પી તેનાં મન નવ કદિ અન્તર શકે ! ૨

અરે ! આવા કૈંનો લય થઇ જઈ ઉદ્દ્ભવ થશે,
અને ત્હોયે એ સૌ તુજ ઉદરની મધ્ય જ હશે !
અહીં, ત્યાં, ત્યાં દૂરે, તુજ ઉદરનું મધ્યજ બધું !
નહીં છેડો તેનું નવ કયું હશે સ્થાન વચલું ? ૩

ભરેલું શું ત્હારૂં ઉદર સઘળું પૂરણ હશે ?
અરે ! વચ્ચે સૌ તો અગણિત સ્થળો ખાલી જ હશે !
બધાં આ બ્રહ્માંડો અણુ વત નકી તું ઉદરમાં,
અને ન્હાના લીટા જરૂર અજવાળાં રવિ તણાં ! ૪

પછી તો અન્ધારૂં તુજ ઉદર શું ફેલી જ રહ્યું !
વસે છે તું જેમાં ! તુજ ઉદરમાં જે વસી રહ્યું !
જરા તે રેલે, તો પ્રલય સઘળાનો થઇ જતો !
જરા સંકોચાતાં ઉદ્દભવ થતો આ જગતનો ! ૫

તમે બન્ને એવાં પણ અમ કને એવું જ કંઇ !
અમારૂં હૈયું એ તમ ઉદર શું છે નકી નકી !
તમારી પાસે કૈં અમ હૃદયનું માપ ન મળે !
તમોને ના માપે જન હૃદય તે માપી ન શકે ! ૬

કલાપી

૪૭

## સનાતન અંધાર

(રાગ મ્હાડ)

અતિ ઊંડા પવિત્ર અંધાર ઓ,
ઊંડો શો તુજ પુકાર !

શુદ્ધ સ્વરૂપ સનાતન ત્હારૂં
ફુલે બ્રહ્માંડમોઝાર,

સૃષ્ટિ બધી પાકી ત્હારા ઉદરમાં,
તુંમાં ડૂબ્યો સહુ સાર રે,
અતિ ઊંડા પવિત્ર અંધાર ! ૧

ત્હારી સાથે કંઇ લડતું જણાતું
એવું આ દુનિયાનું તેજ,
તે પણ ત્હારા ઉદરમહિં પાક્યું,—
તું વિણ કાંઇ ન રેજ રે,
અતિ ઊંડા પવિત્ર અંધાર ! ૨

આકાશનાં પડ કૈંક રચ્યાં છશે
તેમાં ફૂંકી નિજ તાન,—
એ સહુની પણ આગળ તું તુજ
ગાતો અખંડ જ ગાન રે,
અતિ ઊંડા પવિત્ર અંધાર ! ૩

સૂર્ય, શશિ વળી તારા ને પૃથ્વી,—
ગાન કરે એ સર્વ,
એના સ્વરો સહુ તુજ ભવ્ય ગાને
ભેળાઇ તજી દે ગર્વ રે,
અતિ ઊંડા પવિત્ર અંધાર ! ૪

એ સહુને નિજમાંહિં રમાડતું
કાળનું ઉર વિશાળ,
તે પણ સૂઇ રહે તુજ અંતર
દીન બની તુજ બાળ રે,
અતિ ઊંડા પવિત્ર અંધાર ! ૫

તેજથકી અતિ તમ બનેલું
શોધે જગત્ તુજ સ્હાય;

આશ્રય તેને તું હારો દઇને
શીતળ કરી દે ત્યાંય રે,
અતિ ઊંડા પવિત્ર અંધાર ! ૬

તેજ બધું જગદૃષ્ટિથી છુપવે
ઉચ્ચ વિશ્વેશનાં કામ;
વિશ્વ અલૌકિક તું જ બતાવે,
હારૂં જ છે સત્ય ધામ રે,
અતિ ઊંડા પવિત્ર અંધાર ! ૭

પૃથ્વી અપાર દુઃખોથી ભરી ત્યાં
પામર જનના શા ભાર ?
પણ તુજ ઉરમા એ સર્વ વહે નિત્ય,
તો જ ટકાય લગાર રે !
અતિ ઊંડા પવિત્ર અંધાર ! ૮

ક્રૂરતા જગની પુકારતાં બનિયાં
કૈંક હૃદયનાં ગાન,
તે સહુને તુજ ઉરમાં ડૂબાવી
પિગળાવી દે તુજ સ્થાન રે,
અતિ ઊંડા પવિત્ર અંધાર ! ૯

જાગતું વિશ્વ જણાતું આ સહુ તે
સૂઇ જશે એક વાર,
શુદ્ધ સનાતન તું જ ઇશ સાથે
જાગ્રત રહેશે ત્યાર રે !
અતિ ઊંડા પવિત્ર અંધાર ! ૧૦

માયાવી તેજથી ઠગાઇ આખર
આવવું તાહરી પાસ !

તત્ત્વ ઊંડું મળે તુજમાં જ અંતે,
અંધાર એ જ પ્રકાશ રે !!
અતિ ઊંડા પવિત્ર અંધાર ! ૧૧

તો શિદ હું નહિ માગું આ ત્હારા
સત્ય હૃદયનો વિલાસ ?
દીન ગાન મુજ તુંમાં ભેળી આવું—
એજ અભેદ–ઉલ્લાસ રે !
અતિ ઊંડા પવિત્ર અંધાર ! ૧૨

ખબરદાર



## ૪૮

## આરોહણ

પૃથ્વી

સખે, હૃદય ! ક્યાં હશો ? પથ કયો ચ્હડો આ સમે ?
ચ્હડે અવર કોઇ સંગ, થઇ કે રહ્યા એકલા ?
અને નયન જે સદા મધુર દીપતાં, તે હજી
લસે અસલરૂપ, કે કંઇ શું થાકઝાંખાં થયાં ?
જરા વિષમ આ ચ્હડાવ, સઉ સાથી હારી ગયા,
વળ્યા પગથી અન્ય, જે ઉતરતી તળેટી વિશે.
અઘોર સઉ ગાળશે, સ્ફટિક કો ગુહાકુંડને
પડ્યા હિમશિલાતટે, નિરખતા નીચે દૂરનાં
વિસર્પિ સરિતાકુલો, ઉટજકુંજ છૂટી છૂટી,
અને વનવીંટેલ ખેતર વિશાળ વાળી ખોણો.

મ્હને પણ ઘણું કહ્યું વિરમવા નીચે સાથમાં,
પરન્તુ ચ્હડવું હજી ચ્હડવું, એ જ મ્હારી તૃષા.

ચ્હડું, વળી ઉભો રહું, પ્રતિપદે દિશાઓ ખસે;
અને વિમલ તીક્ષ્ણ અન્તર ઉકેલતાં લોચન.
નિહાળું જગચિત્રની પલટતી જ છાયા પ્રભા;
વિચારું કઇ જીવતી નિધનવાહિ કઇ પંક્તિઓ;
વિલોકું નર, ચિન્તવું પ્રકૃતિશાયિ નારાયણ;
અને વિધિસમુદ્રમાં નિરખું ભંગ સંકલ્પના.

જલો અવનિનાં સજી અનિલ પાંખ નિર્મલ બની,
તરન્ત ખગમાલ સંગ ફરતાં જ આકાશમાં;
સુવે ઢળતી ઝાડના ઘુમટ કેરી શય્યા વિશે
રચે ઝુલતી લગ્નગ્રન્થિ કર સાહી તરુયુગ્મના;
ભરે કુસુમકોશમાં સ્ફટિક, મોતી વેરે દલે;
શકુન્તકલગી ખચે ચળકબુન્દ હીરામય;
વિદગ્ધ તરુ ઢાંકી લે, ક્ષણ કરે કપિ ય શોભતા,
શિલા પણ પરિષ્વજે, કઠિન ચિત્ત કોમલ સરે.

વસે અહીં મઠો વિશે 'મુરતીઓ' ધરી ખાખ ને
વિરાગ વદને, પરન્તુ ઉર અન્ય સૌ જેહવાં;
નીચેની વસતી તણા સતત 'પંચભાગો' વળી
'પ્રસાદ' ચ્હડતા અહીં, જઠર તેથી ભરતા જ એ;
ચ્હડે ઉપર ભાવિકો હરખથી જ જાત્રાળુઓ,
ધરે 'ફુલ નહીં તથાપિ ફુલપાંખડી', તે ગ્રહે;
ઘણી ગિરિની ઓષધિ, વન અનન્ત ફાલ્યાં ફળ્યાં,
કુઠારિ વળી કાછિયા, કણબી, માળી, વૈદ્યો અને
વિવેકહત દર્દીના અધમ ઊંટવૈદ્યો જ એઃ
સમાધિછલ જાણતા, કપટ–બ્રહ્મચારી, સદા
અધોગતિ સ્વીકારતા ચશચશી જ ગાંજાકળી.

સ્મરે કવિ કહ્યું ત્હમે, " કુદરતે બધું સુંદર,
અને ફક્ત માનવી અધમ,"—એ અહીં તો ખરું !
અરે નહિ નહીં. અહીં પણ કદાપિ એકાદ કો
મઠોતણી શિલાભુમી કઠણ વીંધી મૂલો ઉંડાં,
તજી ફલક વર્તમાન, પ્રાચીનથી પોષીને,
પુરાણ ઋષિ યોગિનો તપ શમે અને જ્ઞાનમાં
સમોવડ બની રહે, હૃદય બુદ્ધિ આત્મા થકી
પ્રસારી વળી કૌમુદીધવલ સૌમ્ય કિરણો સદા,
ન હોય જડ કુદરતે ધરી રહે જ સૌંદર્ય તે.

ચ્હડું ઉપર. હા ! સખે, વિકટ આ ચ્હડાવે ત્હમે
નહીં નિકટ: કર ચહે તમ ખભો જુની ટેવથી.
નહીં પગથિયાં રચ્યાં; પથર ધારવાળા લીસા;
અને તરુલતાતણી નિબિડ ઝાડી આ કારમી ?
પદે પદ વળું નીચો, ઉઝરડા તથાપિ ખમું,
અને ક્યહિં કયહીં દીસે પદવિ વ્યાઘ્ર ચિત્તા તણી.
અહા, ગઇ જ ઝાડી નિર્મલ લસે ઉંચું વ્યોમ શું !
—અરે પ્રખર સૂર્ય, સત્યવર વત્સને શો દમે !

દીસે કુદરતે અહીં રચ્યું શિલાતણું આસન,
તપાવ્યું રવિએ, તથાપિ ઘડિ થાક ઊતારું હું.
નિહાળું પથ જે ચ્હડ્યો: જલરસો જ નીચે રહ્યા;
જણાય ન જણાય સૃષ્ટિ સુન્દર ગુંથેલ રંગેલ એ.
હવાદલ વિશાળ આ ભુખર દીપતું તેમહીં,
સરે રસળતાં જ મીન, ખગવાદળાં એ ડુબ્યાં !
ફ્હણેની ઘનશ્યામ છાય નિજ મોહિનીમાં પુરી
લપેટી જતનેથી ખીણ, લોભાવતી લોચન.

અહા, સ્વર મીઠો ! ફરી ! નગર આ શું ગન્ધર્વનું ?
ફરી જ રણકાર ?—હા, અનિલ, આવ, રમ આ દિશે:

પડેલ ત્યજી દીધ આ ઉર્યો ટુંકા વિશે મન્દિરો,
રહ્યાં વિવિધ પન્થ ને વિવિધ કાલનાં સ્મારક,
ધરે હજી સુકંઠ ઘંટ; અનિલો જ પૂજામિષે
વગાડી રમતા, વળી ધરી વહી જતા એ સ્વર,
સુનાવી પથિકો, કરે ચકિત લોક વ્હેમી ભલા.

અહા મધુર ઘંટ, મન્દિર વિશે અનાયાસથી
થતા મુખર–શા વિચાર પ્રકટો ત્હમે આ ઉરે
રહ્યો શું પૂર્વજ મહા પ્રબલસત્ત્વ આર્યો તણે
ખરો વિમલ ધર્મ—ઘંટરવ મિષ્ટ આ કેવલ
અહો જગતવંદ્ય ધર્મદ્યુતિ સેવતા પૂર્વજો,
ભગીરથ પ્રયત્નથી જગરહસ્ય પામ્યા ત્હમેઃ
વહે અનિલ ઈશ્વરી નિયમથી, કદાપિ વહે
સ્વરો તમ તણા, પડે શ્રવણ, તો ય સમજાય ના.
કદાપિ નજરે ચ્હડે સજીવ મૂર્તિ તમ ધર્મની,
ન એ નિજ પ્રકાશ, રાખકજળ્યા જ તનખા સમો,
નપુંસક, કરી શકે પ્રકટ અન્ય આત્મા વિશે.

ગઈ ઘણી પ્રજા; ગયા વિરમી ધર્મ પણ કેટલાઃ
રહ્યાં વચન એમનાં, ફક્ત કલ્પના સૃષ્ટિ એ
ગણાય, ગતકાલના ઇતિહઆસ–સાહિત્યમાં.
જશે ગરવી આર્યજાત, બ્રહ્માની પુત્રી વહી ?
ત્રયી શમી જશે અભંગુર શું ક્ષીરસિન્ધુ વિશે ?
થશે શું ભારત યુનાની હોમર તણાં જ કાવ્યો સમું ?
નહીં શશિકલા ધરી, કુસ શું ધારશે મન્દિરો ?
સખે; ઉર ત્રુટે, રુંધાય, જીવ કાલે–ઓથારથી,
અને મુજ વિશે બળે અયુત આર્યકુલપિતૃઓ !
પ્રભો કિરણ આશનું ! ધરતી કોરી દુષ્કાલમાં

ચહે સલિલૅજ્યોતિ મેઘ, ઊગારવા સન્તતિ !

ચ્હડું ઉપર; હોંસ ના; ફક્ત પૂર્વ નિશ્ચય થકી
વધે પગ,–પડે કઠોર પડઘા પદાઘાતના.
અવાજ પણ એ સુવે પલ મહીં સુના આ સ્થલે
મળી, ડુબી અશબ્દમાં ગળી જઈ થતો ના થયો.
વસે શ્વસી લસી રહે વિશદ દિવ્ય શાન્તિ અહીં,
ગંભીર, અવિલોલ,–જે જગતમેલ આત્માતણો,
વળી જગત–પાપ–ડંખ, દુખ સ્થૂલ રાગોતણાં,
ઉતારી ભુલવી વળી રુઝવી, અંક પોઢાડીને,
કરન્ત નિજ ધામ યોગ્ય ભ્રમમગ્ન આત્મા શિશુ.

અનન્ત અવકાશના હિત સૃજન્ત ચેતન ઉર !
અનન્તપટ કાલના સતૅસ્વરૂપ શશ્વત્પ્રભ !
અનન્ત જીવયોનિના સગુણ કોટિ સંકલ્પના
અવિકૃત નિધાન, આદિ અવસાન સંકર્ષણ !
અનન્ત સુખ જે સ્ફુરે, સ્ફુરણમાં જ જીવી રહે,
વિચાર અભિલાપ ગાન રતિ, તે તણા ભાસ્કર !
ભજે ઉર ઉમંગથી સરલ દીન શિશુભાવથી,
અનેક યુગ દેશના અગણ મ્હાનુભાવો ત્હને:
પીતાં મૃતસજીવની વિમલ વારુણી તાહરી,
દગો સકલ દેશકાલ લખરૂપ ઝાંખાં લહે,
રગે રગ વસી રહે અચલ જ્યોતિ શ્રદ્ધાતણી.
જશે કઇ પ્રજા ? પડે કડડ ભાગી શું રાજ્ય કો ?
થશે અમુક ધર્મ સંસ્કૃતિ તણો પ્રલય કે કદા ?
ભલે વિવિધ ખેલ કાલ નટરાજ વર્તાવતો,
વસે તું નિજ રંગમાં, સકલ સૂત્ર તું–હાથમાં.

બલવંતરાય

## ગિરનારને ચરણે

### ૪૯

ઉગ્યું સ્હવાર સુખરૂપ સખિ ! અમારૂં:
યાત્રા હજો શુભ હવે અમ ઊર્ધ્વગામી !
માંડી સિંહાસન રવિ ગિરનારશૃંગે,
યાત્રાળુને કનક અંગુલિથી નિમન્ત્રે. ૧

આકાશમાંથી ઉડુમંડળ સંચર્યું'તું,
આતિથ્યઅર્ધ્ય રવિ એકજ અર્પતો'તો:
તે લેઇ લેઇ નમણું ઉર નામતું'તું:
લીલા વિમુગ્ધ પડતું ઢળી દેવપાદે. ૨

પ્રાચી વિષે વિચરતા અમ સૂર્યદેશે,
જ્યહાં તેજનાં ઝરણ કોટિક ફૂટતાં'તાં:
ત્ય્હાં ઉડતા અમિત ભર્ગ તણા ફૂવારા:
આત્મન્ તૃષા છીપવવા લીધ પન્થ ત્ય્હાંના. ૩

ન્હોતી સીમા ગગનની ય રચન્તી બાધા,
ન્હોતી સીમા જગત કે જગબન્ધનોની:
ન્હોતાં જ સંકલન કો સ્થલકાલનાં ત્ય્હાં,
નિર્બન્ધ એમ વહતા પ્રભુના પ્રવાહે. ૪

લેતા વિરાટપગલાં સખિ ! વિશ્વગોલે,
વર્ષો સહસ્ત્ર કુદતા મૃગલાની ફાળે:
આત્મા પુરાણતીર લોચન વર્તમાનઃ
એવું હતું બલ પ્રિયે ! નવ પ્રેરણાનું. ૫

હા ! કાલરાશિ સરિખા ગિરિ રાજતા તે,
ને એક ભૂતકણ ત્ય્હાં ચરણે પડ્યો'તો:
રાજેન્દ્ર કો થઇ ગયા સખિ ! ધર્મગોપ્તા,
તે કુલચન્દ્રની કથા ગુણવન્તી ગાતો. ૬

શું સ્થૂલ સૂક્ષ્મ લહરી નથી એક પૂરે ?
શું સ્થૂલ નેત્ર નવ ચેતનમન્ત્ર વાંચે ?
શું સૂક્ષ્મની ન વસી સુન્દરતા સ્થૂલોમાં ?
શું સ્થૂલમાં ન ઉભરાય અદૃશ્ય સૂક્ષ્મ ? ૭

જોયું અમે ગિરિકણે, સ્થૂલની શિલામાં,
જોયું અમે જ ઊંડું, અદ્‌ભુત માંહિ દીઠું:
તે એક શૈલકણનું ઉર ભેદી જોતાં,
ઇતિહાસવાહી લીધ દર્શન ત્હાં પ્રભુનું. ૮

આદ્યન્તમાં જીવન આ જગનું ભરીને,
ઘોરે અઘોરનીર સાગર કાલ કેરો:
તે સિન્ધુના જલતણી દલ પાંદડીમાં,
મોઘો સખી ! પરમ બ્રહ્મ પરાગ ઉડે. ૯

મારી છલંગ સખિ ! એક સમુદ્ર કૂદ્યા,
નિહાળ્યું ભારત સુસાત્ત્વિક વન્દનીય.
નિહાળી શ્વેત ગિરિમાલની હિમભૂમિ,
ને સાધુ સાધ્વીની દીઠી મહીં શિવરેખા: ૧૦

ઓળંગી એ હિમભૂમિ, જલધિની ઝાડી,
આહ્‌લાદિની વિચરતી દીઠી ધર્મધેનુ:
ત્હાં નિરખી સુભગરાઘવપાદલંકા,
ને વીર વીરી મળી તે મહીં સ્તોત્ર ગાતાં. ૧૧

સિદ્ધાર્થ દેવ દીધ ભારતી એક વત્સા,
પોષી સહર્ષ સુરનન્દિની ચન્દ્રગુપ્તે:
દે ખંડ ખંડ દૂધ રાજર્ષિ અશોક:
સૌ એક શૈલકણમાં ગૂઢ એવું દીઠું. ૧૨

ગાલે ઢળે નમણી પાંપણ અર્ધ મીંચી,
ઢાંકે વળી વળી જ પાલવ ઉરદેશ;

## ગિરનારને ચરણે

### ૪૯

ઉગ્યું સ્હવાર સુખરૂપ સખિ ! અમારૂં:
યાત્રા હજો શુભ હવે અમ ઊર્ધ્વગામી !
માંડી સિંહાસન રવિ ગિરનારશૃંગે,
યાત્રાળુને કનક અંગુલિથી નિમન્ત્રે. ૧

આકાશમાંથી ઉડુમંડળ સંચર્યું'તું,
આતિથ્યઅર્ધ્ય રવિ એકજ અર્પતો'તો:
તે લેઇ લેઇ નમણું ઉર નામતું'તું:
લીલા વિમુગ્ધ પડતું ઢળી દેવપાદે. ૨

પ્રાચી વિષે વિચરતા અમ સૂર્યદેશે,
જ્યહાં તેજનાં ઝરણ કોટિક ફૂટતાં'તાં:
ત્યહાં ઉડતા અમિત ભર્ગ તણા ફુવારા:
આત્મન્ તૃષા છીપવવા લીધ પન્થ ત્યહાંના. ૩

ન્હોતી સીમા ગગનની ય રચન્તી બાધા,
ન્હોતી સીમા જગત કે જગબન્ધનોની:
ન્હોતાં જ સંકલન કો સ્થલકાલનાં ત્યહાં,
નિર્બન્ધ એમ વહતા પ્રભુના પ્રવાહે. ૪

લેતા વિરાટપગલાં સખિ ! વિશ્વગોલે,
વર્ષો સહસ્ર કુદતા મૃગલાની ફાળે:
આત્મા પુરાણતીર લોચન વર્તમાન:
એવું હતું બલ પ્રિયે ! નવ પ્રેરણાનું. ૫

હા ! કાલરાશિ સરિખા ગિરિ રાજતા તે,
ને એક ભૂતકણ ત્યહાં ચરણે પડ્યો'તો:
રાજેન્દ્ર કો થઇ ગયા સખિ ! ધર્મગોપ્તા,
તે કુલચન્દ્રની કથા ગુણવન્તી ગાતો. ૬

શું સ્થૂલ સૂક્ષ્મ લહરી નથી એક પૂરે ?
શું સ્થૂલ નેત્ર નવ ચેતનમન્ત્ર વાંચે ?
શું સૂક્ષ્મની ન વસી સુન્દરતા સ્થૂલોમાં ?
શું સ્થૂલમાં ન ઉભરાય અદૃશ્ય સૂક્ષ્મ ? ૭

જોયું અમે ગિરિકણે, સ્થૂલની શિલામાં,
જોયું અમે જ ઊંડું, અદ્દભુત માંહિ દીઠું:
તે એક શૈલકણનું ઉર ભેદી જોતાં,
ઇતિહાસવાહી લીધ દર્શન ત્ય્હાં પ્રભુનું. ૮

આદ્યન્તમાં જીવન આ જગનું ભરીને,
ઘોરે અઘોરનીર સાગર કાલ કેરો:
તે સિન્ધુના જલતણી દલ પાંદડીમાં,
મોઘો સખી ! પરમ બ્રહ્મ પરાગ ઉડે. ૯

મારી છલંગ સખિ ! એક સમુદ્ર કૂદ્યા,
નિહાળ્યું ભારત સુસાત્ત્વિક વન્દનીય.
નિહાળી શ્વેત ગિરિમાલની હિમભૂમિ,
ને સાધુ સાધ્વીની દીઠી મહીં શિવરેખા: ૧૦

ઓળંગી એ હિમભૂમિ, જલધિની ઝાડી,
આહ્લાદિની વિચરતી દીઠી ધર્મધેનુ:
ત્ય્હાં નિરખી સુભગરાઘવપાદલંકા,
ને વીર વીરી મળી તે મહીં સ્તોત્ર ગાતાં. ૧૧

સિદ્ધાર્થ દેવ દીધ ભારતી એક વત્સા,
પોષી સહર્ષ સુરનન્દિની ચન્દ્રગુપ્તે:
દે ખંડ ખંડ દૂધ રાજર્ષિ અશોક:
સૌ એક શૈલકણમાં ગૂઢ એવું દીઠું. ૧૨

ગાલે ઢળે નમણી પાંપણ અર્ધ મીંચી,
ઢાંકે વળી વળી જ પાલવ ઉરદેશ;

સંકોરી કોર સરતી કરવેલડીએ:
ત્હેના નથી રસિક શાસ્ત્રીય ભષ્યકારો ? ૧૩

દીઠી શિલા મહીં ય સાગરની સમૃદ્ધિ,
દીઠો સ્થૂલે મહત ચેતન ઓધ વ્હેતો:
તો શૈલને જડ પછી વદવું પ્રિયે ! શે ?
તો શૈલને જડ કહી સખિ ! નીન્દવું કાં ? ૧૪

જ્યોતિ ઝીલી પરમભાવ દિનેશ કેરી,
સત્કારી સપ્રભ વિલાસ કૃપાની ધારા,
ચાલ્યા અમે પછી પીતા જ વરેણ્ય ભર્ગ
આતિથ્ય દેવકુલનું પ્રિય ! યાચવાને. ૧૫

ન્હાનાલાલ



## ૫૦

## ધણ

ઊગ્યો સૂરજ જો લીલૂડા વનમાં રે,
ઊગ્યો ઊગ્યો સરવર–ગિરિવરને તટે.
જાગ્યાં ઘોર ઘટામાંનાં પંખેરૂ રે,
જાગ્યાં જાગ્યાં મેના, પોપટ, મોરલા. ૧

ધણ લઇને ચાલ્યા વન બાલ ગોવાલો રે,
ગાયો લઇ જાશે રે આઘી સીમમાં.
ફરતો ફાલ્યો આંબલિયાનો ફાલ રે,
શીળો રે સરવરિયા પરનો વાયરો. ૨

ધણ ચરશે લીલમડું ઘાસલવિંગ રે,
સરવરનીર પીશે ને ત્હેમાં ઘૂમશે.

ધાડાં જામ્યાં જાંબૂડીનાં ઝાડો રે
ત્હેને શીળે ધણ વેરાતું ઢળી જશે. ૩

દૂરના સરવર ભરતા ઝરણાં જેવો રે
ગીતડાં ગાતાં નાદ રાયકો રેલશે.
આંબાની મંજરીઓ ખાતી કોયલ રે
વસન્તની વાંસલડી સરિખી બોલશે. ૪

—માં છેડીશ તું આજે ત્હારી વેણુ રે
પ્રભુનાં ગીત વનવનથી વહી ત્હને વધાવશે.—
ચીલામાં ચળકન્તા મરવા વીણી રે
છાંયે બેઠા રાયકો ભાત આરોગશે. ૫

વૈશાખે વંટોળ ઉન્હાધખ વાશે રે
ધૂળના વાદળ રચશે વનના વાયરા.
બળતાં કિરણોના વરસાદ વરસશે રે
બળશે ધરતી, બળશે પ્રાણી, પાંદડાં. ૬
વિયોગ શો કંઇ ધોમ ધખે આકાશે રે
સૂકવશે સૃષ્ટિ, રસ આંબે સીંચશે.
ચરતાં પંખી ડાળ્યે ભેળાં થાશે રે
વિસામે વિરમશે જગના પન્થીઓ. ૭
કડવી લીમડીઓની મીઠી છાયે રે
રૂમાલના ઓશીકે રાયકો પોઢશે.
કિલકિલ કરતાં વ્હાલપડાં પંખેરૂ રે
વ્હાલા ગોવાળ હાલરડે ઊંઘાડશે. ૮
લળીલળી નમતી ફુલવતી નીચી ડાળ્યો રે
પોઢ્યા ગોવાળ ઉપરથી માંખ્ય ઉડાડશે.
શીલમૂછમ્ પલ્લવમાં ઠરતો વાયુ રે
થાકેલા ગોવાળનો થાક ઉતારશે. ૯

—સંકોરી લે પાલવ ત્હારો ઉડતો રે
વસન્તના પાલવની લીઝુંત જો ! ઘડી.—
નમતો પ્હોર થશે ને સૂરજ નમશે રે,
વાદળિયા સરવરમાં લ્હેરો આવશે. ૧૦

તટના ઘાસ વિશે મધમાંખ્ય ગગણશે રે,
પાંજ્યોને શણગારશે બગની વેલડી.
તરૂવર કરતાં વાધી ત્હેમની છાયા રે,
પશુપંખી પણ લાગ્યાં મદભર ડોલવા. ૧૧

પોઢ્યા રાયકા આળસ મરડી ઉઠ્યા રે,
ઉઠીને વગાડી ચતરંગ વાંસળી.
આઘી આઘી ખોમાં વળતી ગાયો રે
વાંસલડી સાંભળશે, ટપ ત્હાં ઊભશે. ૧૨

જળજળનિર્મળ કમળો ઢૂંઢતી ભેંશો રે
વાંસલડી સુણશે ને જલને ત્યાગશે.
—જો ! જો ! ઘેરા ભવયમુના તટ રમતા
અનહદ રે વગાડે ગોવિન્દ વાંસળી
સુણ્ય, સમજ્ય, આચર્ય એ ગીતના ભેદો રે
પશુથી એ પામર શું આપણ માનવી ?-
સાંઝ પડી, આ તડકા કુમળા થાય રે,
સૂરજ પણ ધરતીના ઉરમાં ઢળી પડ્યો. ૧૪

ક્ય્હાં છે ધણ ! એ ક્ય્હાં છે બાલ ગોવાળ રે ?
ક્ય્હાં છે વાંસલડી એ વનવન વીંધતી ?
માત્ર સરોવર જલમાં રમતાં ભાળું રે,
દોડતી વાદળીઓનાં ભૂખરાં લ્હેરિયાં. ૧૫

—આછા ઘુંઘટ ઉઘાડ્ય, વદન વિકસાવ્ય રે,
વાદળિયોને વેર્ય, પ્રગટ્ય મુખચાંદની.

પ્રિયતમપ્રિય જોઈ લોકડિયાં લજ્જાશે રે,
વસન્ત તો પાંખડિયે પ્રેમ વધાવશે. ૧૬
ધન્ય નયન! શું હાસ્ય સરલ! હું પામ્યો રે,
આશિર્વાદ હૃદયમાં ઉભરાતા ઝીલ્યા.
ભાલકમલ સૌભાગ્ય સુધા મ્હેં પીધી રે,
ધણમાં નવ એ દૂધડિયાં લાધ્યાં મ્હને. ૧૭

ન્હાનાલાલ



## ૫૧

## અષ્ટપદી

( શાર્દૂલવિક્રીડિત )

'અંધાર્યો ઘન, રાધિકે ગગનમાં છાયાં તમાલો વને;
રેણે બાળ બ્હીએ; સ્ફુરે પુલક; તૂં લૈ જા ગૃહે કાન્હને'
એવાં વેણથી નંદનાં વિચરતાં કાલિન્દીકુંજોદરે
માણે જે સહચારની જુગલ એ લીલા, રમો તે ઉરે! ૧

( વસંતતિલકા )

વાગીશ્વરી તણો વિભૂતિ ઉરે સુહાવી,
પદ્માવતીચરણમાં કવિતા મ્હલાવી
શ્રીરાધિકારમણ સુંદરશ્યામકેરી
લીલા લલામ જયદેવ વદે અનેરી, ૨

( દ્રુતવિલંબિત )

ઉરે અહર્નિશ જો હરિમાં રમે,
વ્રજલીલા રસીલી રટવી ગમે,
શ્રવણ તો ધરજો જયદેવનાં
કવન પાવન રમ્ય રસે ભર્યાં. ૩

× × ×

( શિખરિણી. )

વસંતે વાસંતી સમ મૃદુલ અંગે ઘન વને
ભમે કુંજે કુંજે રસવિવશ શોધંત હરિને;
અધીરી રાધાની ચટપટી ચિતે એ ચિતવીને
વદે જૈ સાહેલી મદનમદમીણી યુવતિને. ૧

( પ્રબંધ )*

લલિત લવંગલતા મલયાનિલ નર્તી થનન નચાવે;
ગાન નવલ કોયલ લલકારે; મધુકર બીન બજાવે;
નટવર મદભર ભર ઋતુરાજે
ખેલે રેલી રતિ ઋતુઘેલી અલબેલી સઁગ આજે નટ૦ ૨
કૂંપળ કુમળી તમાલની પરિમળ મૃગમદનો મ્હેકાવે;
ફૂલી લોલ કળી કુરવકની ફાગ પરાગ ઊડાવે; નટ૦ ૩
માધવી શૂં લઇ સાંઇ રસાળે મુકુલપુલક દરસાવે;
ભાળી નિર્લજ જગ બાળેરાં કરુણ હસે સહી! હાવે; નટ૦ ૪
મધુપસંગ મધુથી તરુ ડોલે બોલસરી ખીલંતી,
ટવળે ત્યમત્યમ ટમટમી વામા વિરહાનળે જળંતી; નટ૦ ૫
વીંધે નયન વિજોગી જનનાં મનમથ કેતકકુંતે;
ચીરે ઉર એ કેસરી સરિખા કિંશુકનખના પ્રાંતે; નટ૦ ૬
પેખ, શિલીમુખથી ભાથાનો પાટળ ભેખ ભજાવે;
કુસુમાયુધના કનકદંડ સમ કેસર બહુ બીહાવે; નટ૦ ૭
વૃંદાવન કુંજે જનગંજન ઘન ઉદ્દીપન ભાવે
સમય અસીમ વિષમ આ શમમય મન મુનિનાંય મૂઁઝાવે; નટ૦ ૮
વનવર્ણન મધુરૂં મધુ ઋતુનૂં જયદેવે રચ્યૂઁ આજે,
શ્રોતાની મતિ તે થિર થાપો શ્રીપતિના ચરણાબ્જે! નટ૦ ૯

કે. હ. ધ્રુવ

---

* મૂળમાં વસન્ત રાગને રૂપક તાળ આપેલ છે. ગાવા બજાવવામાં ત્રિતાળ કે દીપચંદી ઠીક પડશે.

૫૨

## પ્રિયે રે તે તે કયમ વિસરાય

પ્રિયે રે ! તે તે કયમ વિસરાય ?
ઘડી ઘડી ચમકી ચિત્ત ઉભરાય.
અંગ તવ માર્ગ–ગમન ન ખમાય;
અમિત વર્ણો લુલિત મુગ્ધ દેખાય;
આલિંગન અશિથિલથી ચાંપું તે ધર્યો પ્રેમ,
ચુંથાયેલી મૃણાલો સરખાં દુર્બળ દીસે તેમ,
એમ મમ ઉર ધર્યો જ્યાં ઉંઘાય—પ્રિયે રે૦

× ×

ગિરિથી ઝમઝમ ઝરણા વહી જાય
તટે તરુવર પવને લ્હેંકાય,
સેવતા વૈખાનસ ઋષિ છાંય,
અતિથિપૂજન જ્યાં શ્રેષ્ઠ ગણાય,
મુઠીભર સામો રાંધી ખાય,
છતે એમ શાન્ત ગૃહસ્થ મનાય,
એવાં તરુવર પૂર્ણ આ ઉપવન જે તપ કાજ,
પરબ્રહ્મ પરમાર્થ ઉપાસે ઋષિમુનિ સિદ્ધ સમાજ,
આજ તે નજરે ફરી દેખાય—પ્રિયે રે૦

× ×

સુતનુ ગિરિવર તે ઉપર સદાય,
ઉઠાવે લક્ષ્મણ મરજી સદાય,
સ્વસ્થ તે થકો દિન નિકળી જાય,
સ્મરણ શું તેનું ન તુજને થાય ?

અથવા શોભિત તીરજે ગોદાવરીના રમ્ય;
તેપર આપણું ફરવું હરવું સ્વચ્છન્દે સુખ ગમ્ય,
ધન્ય ! શું તુજને સ્મરણ ન થાય—પ્રિયે રે૦
અડોઅડ કપોલ લાગી રહેલ
મન્દ અતિમન્દ મન્દ ધુની હેલિ;
નહિ પૂર્વાપર કાંઇ ગણેલ,
મુખે કાંઇ એમ લવંતાં ગેલ;
આલિંગન અશિથિલથી લપટી કર અકેક,
રમત ગમતમાં એમ ન જાણ્યો પ્રહર જતો નિશ એક,
છેક નિશ થાકી વિરામી જાય—પ્રિયે રે૦

મણિલાલ



૫૩

## નવયૌવના

કોઇ કહેશો
તે શા વિચાર કરતી હતી ?

મધ્યાહ્ન હતો,
સૃષ્ટિને સેંથે સૂર્ય વિરાજતો,
આશપાશનું ઉંડું આકાશ
નીલઘેરૂં ને નિર્મળું હતું.
ક્ષિતિજ ઉપર જલભર પયોદ,
વિશ્વનાટકના પડદા જેવાં,
અદ્ધર સરતાં, પડતાં,
ને ધીમેશથી ઉપડતાં.
મધ્યાહ્ન ખીલેલો ને નિર્જન હતો.

સન્મુખ સાગર લહરતો
જાણે આકાશ જ ઉતારી પાથર્યું !
જલ ઉપર કિરણ રમતાં,
રૂપાની રેખાઓ દોરતાં,
હસી હસી મીટ મટમટાવતાં.
ને ઉડી ઉડી જતાં રહેતાં.
સાગરનો વિશાલ પલવટ
મધ્યાહ્નમાં પલપલતો હતો.

ઋતુ વર્ષા હતી.
ને વર્ષાની ને શરદ્‌મંજરી હતી.
કિનારા લીલા ને પ્રસન્ન હતા.
ધરા આંખ ઠારતી.
વિધિનું ચિતરેલ ચિત્ર હોય,
સૃષ્ટિ ત્હેવી કદી સ્થિર ભાસતી.
કાલે મેઘ વરસી ગયો હતોઃ
આજ પદાર્થો ઉપર જલનો રંગ ચમકતો.
ભીની તેજસ્વિની લીલાશ
દિશદિશમાં પ્રસન્નતાથી પ્રકાશતી.
આછાં તેજ અને અન્ધકાર
પાંદડાંમાં સન્તાકુકડી રમતાં.

આવા સાગર ઉપરથી
શીતલ અનિલ આવતા.
સૃજનને સૂર્ય ઉષ્મા દેતો,
અગ્નિને અનિલ આવરી લેતા.
સકલ સૃજનઅવકાશ ભરી
ઉષ્મા ને શીતળતાની ઉર્મિઓ ઉછળતી.

ગરૂડના માળા જેવી
અન્તરિક્ષે એક આરસની અટારી લટકતી.
મહીં આરસના પાટ માંડેલા હતા.
ભ્રકુટિકોતરેલ કમાન નીચે
નમેલી રસભર વેલી સમી
એક યૌવના ઝુકેલી હતી.
તુલસીના છોડ સરિખડાં આશપાશ
સખિઓ શા પડછાયા રમતા.
ઉપર દ્રાક્ષનો ઝૂમખો ઝઝૂમતો.
સુન્દરીનાં સુન્દર નયનો
સાગરના ઓઘ ઓળંગતાં.
ગુલાબની પાંદડીઓ જેવાં ચરણ
આરસમાં ગુલાબ પાડતાં.
જમણા કરમાં મોગરાની માળા હતી.
સુકુમાર પ્રભાતરંગી સાળુમાંથી
અમૃતના સરોવર સરખો દેહ
અને તેજસ્વી કરનો કમલદંડ
હાથેળીનું પુષ્પ પ્રફુલ્લી આપવા આવતા.
અંગે અનંગની ભસ્મ ચોળી હતી.
મુખડે કવિઓની કવિતા પ્રકાશતી.
કીકીમાં સ્વપ્ન સ્ફુરતાં.
પાંદડી જેવાં પોપચાં ફરકતાં,
હૈયું ભરેલું ને વિશાળ હતું.
વિધિદીધેલ રત્ન સમો
ભાલદેશે ચંદ્રક રાજતો.
અંગઅંગ ફૂલ ફોરતાં.
કોકિલ ડાળે બેસે ને દીપે,

તેમ રમણી નિજકુંજે શોભતી.
અલૌકિક રંગી ઇન્દ્રચાપ જેવી
જગત ઉપર તે નમેલી હતી.
તે યૌવના શા વિચાર કરતી ?
ચાંદનીના ઢગલા જેવું
શ્વેત ન્હાનકડું હરણનું બચ્ચું
નીચે રૂપાની સાંકળે બાંધેલું હતું.
યૌવના શું વિચારતી ?
પ્રાણની ભરતી લોચનમાં ડોલતી.
મધ્યાહ્નનાં તેજ વિલોકતી ?
જલના રંગ આલોચતી ?
સાગરનાં તલ નિહાળતી ?
અસીમ જલરેખાઓ વીંધી વીંધી
સ્હામી પારનો સંગમ શોધતી ?
ગુલાબની અંજલી જેવું મુખડું,
મહીં આકાશના અણુ જેવાં નયન:
આછી ઉષાના ઓજનું અંગ હતું.
યૌવના શાં ઇન્દ્રજાળ જોતી ?
એક વાદળી આવીઃ
મહાનૌકાના મહિમાવતી
દૂરથી એક વાદળી આવી.
સૃષ્ટિ ઉપર પાલવ પાથરતી—સંકેલતી
તેજછાયાની રમત રમતી રમતી
યૌવનાને વદન અડકી ગઇ.
કોઇ—કોઇ કહેશો
તે યૌવના શું વિચારતી હતી ?

ન્હાનાલાલ

૫૪

## દેવયાની

"રજનીથી ડરૂં તોયે આજે એ લેખતી નથી;
ક્યાં છે? કચ, સખે? ક્યાં છે! કેમ હું દેખતી નથી?" ૧

લંબાવેલા સ્વર મધુર આ વ્યોમ માંહે તરે છે,
પુષ્પે પુષ્પે વિટપ વિટપે નૂતનશ્રી ભરે છે;
ન્હાનાં ન્હાનાં વપુ ધરી શકે શોધતા એ દિશામાં,
રેલંતા એ રતિ વિવિધ શી કૈં શશીની નિશામાં! ૨

દિવ્ય પ્રભા નિરખી ઉત્સુક જે થયેલી
દેખાડવા સુહૃદને પ્રણયાર્દ્ર ઘેલી,
તે આ સ્વભાવસરલા કરી દોડ ન્હાની
બોલાવતી ધસતી બાલક દેવયાની, ૩

તરે જે શોભાથી વન વન વિષે બાલ હરિણી,
સરે વા જે રીતે સુરસરિતમાં સૌમ્ય કરિણી;
ફરે એવું જ્યોત્સ્નાભ્રમણ, ભ્રમણે જ્યાં અટકતો
શશાંક પ્રેક્ષીને સુભગ મણિ સેંથે ઝબકતો! ૪

તરુઓ અભિનંદે આ અંગો લલિતને નમી;
સમગ્ર નભ વર્ષે છે અહા! ઊપરથી અમી! ૫

ઠંડો મીઠો કુમુદવનનો માતરિશ્વા વહે છે,
ક્રીડન્તો જ્યાં તરલ અલકશ્રેણિ સાથે રહે છે;
બાલાને એ વ્યજન કરતો દાખવે આભિજાત્ય
પ્રેરે નૃત્યે પદ રસિકનો અગ્રણી દાક્ષિણાત્ય. ૬

જેવી તરંગ શિખરે જલદેવી નાચે,
વક્ષસ્થલે શિશુસમી ગણી સિંધુ રાચે;
અજ્ઞાત તેવું રમણીય નિહાળી લાસ્ય,
પામે પ્રમોદ વસુધા ઉભરાય હાસ્ય! ૭

હવે તો મેદાને વરતનુ દિસે છે વિચરતી,
વિલોકિ સામે, ત્યાં ત્વરિત ચરણોની ગતિ થતી;
રહ્યાં બન્ને બાજુ તરુવર, નહી કોઇ વચમાં,
વસેલું આવીને પણ સકલ સૌન્દર્ય કચમાં! ૮

રોહિણીપતિના ભાલે રશ્મિઓ રમતા હતા:
તુહિનાચલના જાણે શૃંગમાં ભમતા હતા! ૯

શોભિતા શા સહુ અવયવો, સ્નિગ્ધ, ગોરા, ભરેલા,
યોગાભ્યાસ પ્રબલ થકી શા યોગ્યતામાં ઠરેલા;
ગાલે, નેત્રે, સકલ વદને, દીપ્તિ સર્વત્ર ભાસે,
જ્યોત્સ્નાને એ વિશદ કરતો સ્વચ્છ આત્મીય હાસે! ૧૦

આકાશમંડલ ભણી દગ એ નથી જ,
વિશ્રામ આજ નથી ભૌતિક કોઈ ચીજ;
નેત્રો નિમીલિત થતાં હૃદયે તણાય,
અધ્યાત્મ ચિન્તન નિમગ્ન થયો જણાય! ૧૧

હવે તો આ આવી નિકટ ગુરુકન્યા કચતણી,
અવસ્થાને જાણી નહિ, અગર જાણી નહિ ગણી:
" નિહાળે શું? હા! તો સફલ સમજું આગમનને!
નહીં: નીચી દૃષ્ટિ: અરર! અવમાને ગગનને!" ૧૨

કર સાહી કહે મીઠું " વ્યોમસાગરને તટે,
મુખ તો વિધુલક્ષ્મીનું જો સખે, આમ ના ઘટે." ૧૩

પાડી નાખે તનુ પર પડ્યું બિન્દુ જે હૈમ આવી,
ઝાડીમાંથી મૃગપતિ જરા યાળ જેવો હલાવી;
ફીધો નીચે સુતનુ કરને એ પ્રમાણે કચે ત્યાં,
ઝાંખા જેવો વિધુ પણ થયો દૈન્ય દેખી નભે ત્યાં! ૧૪

સાશંક ભીરુ નિરખી રહી આસપાસ
ન્હાનું દિસે મુખ અનાદરથી ઉદાસ;

ધીમે હવે કચ ભણી જ્યમ એ વળે છે,
તેવું જ હા ! ઉતરતી દગને મળે છે. ૧૫

જરા જોયું, ત્યાં તો અતિશય દિસે છે પ્રસરતી
કુમારીને લજ્જા, નયન પણ નીચાં જ ધરતી;
રહી વેળા થોડી કચ પણ હવે આમ ઉચરે,
હતું ધીમું તોયે, પરિચિત છતાં એ સહુ ડરે ! ૧૬

“ અવસ્થાભેદનું દેવી ! તને ભાન દિસે નહીં:
મુગ્ધા શું સમજે છે તું બાલભાવ બધા મહીં ? ” ૧૭

રે ! રે ! એને શ્રવણ ન કદી વાક્ય એવું પડેલું,
હૈયું એનું મૃદુલ વિરલું ગર્ભમાંથી ઘડેલું;
આંસુ આવ્યાં નહિ પણ બની બાલિકા છેક ઝાંખી,
ઊભી યત્ને વિવશ ચરણે, મર્મ નિઃશ્વાસ નાખી ! ૧૮

આ તે ઊભી કુમુદિની સરખી નમેલી,
જે ચંદ્રની વિકૃતિને ન કદી ખમેલી;
લાવણ્યને વિવશ જોઇ નહીં શકે જે,
ચિત્તે બહુ વખત રોષ કયહાં ટકે તે ? ૧૯

સ્વસા જેવી, જેને દિલગિર કરેલી નહિ કદા,
રહી સાથે જેની શિશુ સમ બનેલો પણ સદા,
કરી તેની આવી સ્થિતિ નિજ કઠોર પ્રવચને,
થયો પશ્ચાત્તાપ પ્રબલ મનમાં તુર્ત કચને. ૨૦

શબ્દ સાંત્વનને માટે શોધે, પણ મળે નહીં;
વિચારે બહુધા, તોયે કંઇ ચેન વળે નહીં; ૨૧

રોતી હોશે અવનત મુખે એમ શંકા કરીને,
ઊંચી લીધી તનુ કટિ કને બાહુ સાથે ધરીને;
“ બાલે ! શું છે વદ નભ વિષે સજ્જ છું સર્વ જોવા,
તારી સાથે, અધિક રડશે તો પછી સાથ રોવા ! ” ૨૨

રેડેલ અશ્રુદલ જે હૃદયે જડીને,
ભીંજે કપોલ કચના હમણાં પડી તે;
છાયું હતું ઘનપટે મુખ ખેદનાએ
ત્યાં એ સુહાસ્ય વિધુના સમ અલ્પ થાય ! ૨૩

ધરી હૈયા સાથે સદય મૃદુ આલિંગન કર્યું;
વહીને ઓષ્ઠેથી મધુર વદને ચુમ્બન ઠર્યું;
કરી નીચી હાવાં સજલ નયને એ નિરખતો,
છવાયેલું હર્ષે વદન સ્મિતાં હર્ષિત થતો. ૨૪

સ્ફુરે લાવણ્યનું શું આ પરિવર્તન અંગમાં:
રમતી રમણી ભાસે દિવ્ય નૂતન રંગમાં ! ૨૫

શોભે જેવી શુચિ નિસરતી માનસેથી મરાલી,
વર્ષા કેરા વિમલ જલમાં નાચતી વા મૃણાલી;
ઓચિંતી વા તનુ ચમકતી મેઘથી જેમ વીજ,
બાલા તેવી બની ગઇ, ખરે ! અદ્ભુત સ્પર્શથી જ. ૨૬

વૃત્તાન્ત પૂર્વ સઘળું વિસરી ગઈ એ,
દ્રષ્ટવ્યમાં દ્વિગુણબદ્ધ હવે થઈ એ,
સ્નેહોર્મિથી સદયની થઇ આંખ ભીની,
જોતો રહ્યો સરલતા કચ સુંદરીની. ૨૭

તરે જે શોભાથી વનવન વિષે બાલહરિણી,
સરે વા જે રીતે સુરસરિતમાં સૌમ્ય કરિણી;
કરે એવું જ્યોત્સ્ના ભ્રમણ, ભ્રમણે ત્યાં અટકતો
શશાંક, પ્રેક્ષીને સુભગ મણિ સેંથે ઝબકતો ! ૨૮

વિશુદ્ધ સ્નેહનું જોડું વિશ્વ સૌંદર્યમાં વહે:
વિલાસી વિધુ ને તારા નભથી નિરખી રહે. ૨૯

મણિશંકર

૫૫

## મ્હારે જોઇએ ગુલાબ અને કેવડો જો

" મને પોંયુ ન ગમે જુઇ જાઇ સમો,
" મને પોંયુ ગમતો ગુલાબ સમો ! મને૦

" મને કમળ સુંવાળું ના જ ગમે,
" મને કેતકકંટકધાર ગમે ! કેતકી જુકૂલ કાંટાવાળું મને૦

" સખી જા જઇ એવું તું માતને કૂહે,
" સખી, જા જઈ એવું તું તાતને કૂહે ! મને૦

" શુણો, માત, તાત, ટેક મુજ એવડો જો,
" મ્હારે જોઇએ ગુલાબ અને કેવડો જો. શુણો૦

" સારો સુંવાળો સ્વામી ન મને પરવડે જો
" એને સારો સારો કરીને સઉ અડે જો. શુણો૦

" કાંટાવાળો તે કંથ મ્હારે જોઇએ જો,
" રૂડો રંગ ને સુવાસ એમાં સ્હોઇએ જો. શુણો૦

" લેવા જાય તેને ભચ્ચ કાંટા વાગશે જો,
" માળણ મ્હારા જેવી ચતુર ઝાલશે જો. શુણો૦

" સુગન્ધ રંગ સંગ ભોગવું હું એકલી જો,
" બીજી નાર જોઇ જોઇ તે રહે બળી જો. શુણો૦

" એવો કંથ તે ગુલાબ કૂહો કે કેવડો જો,
" સુરજવંશે કમળાને કાજે એ ઘડ્યો જો ! " શુણો૦

ગોવર્ધનરામ.

## ૫૬

## વીરાંગના

( ગરબી )

સખિ ! મ્હારા વીરના જો ! ગઢ ઊંડા આકાશમાં રે,
સખિ ! મ્હારા છેડલાની કોર શેષ ભીંજે છે જો,
સખિ ! મ્હારી આંખડીમાં કોટિ કોટિ ભાનુ ભર્યા રે,
સખિ ! મ્હારી નણદલનો વીર હીર સીંચે છે જો
સખિ ! કુંળી રાજપુત્રી ત્હોય હું તો વીરાંગના રે.
સખિ ! મ્હારા ઓઢણામાં ભાતડી કંઈ યમની ગુંથી રે,
સખિ ! મ્હારી છાંયડીમાં ઝેર લીલું ઉગે છે જો;
સખિ ! મ્હારી કાન્તિમાં જો જોગણીનાં ખપ્પર ઝીલે રે,
સખિ ! મ્હારાં કંકણોમાં પ્રલયગીત ગાજે છે જો:
સખિ ! કુંળી રાજપુત્રી ત્હોય હું તો વીરાંગના રે.
સખિ ! મ્હારા નાથની સમશેર કાંઈ હુલે ઝુલે રે,
સખિ ! મ્હારી તેજલી કટાર તેજ પીએ છે જો:
સખિ ! મ્હારા વીરની ભડ મીર ગઢે રૂમે ઝુમે રે,
સખિ ! મ્હારી સહિયરનાં શસ્ત્ર હીચ લીએ છે જો !
સખિ ! કુંળી રાજપુત્રી ત્હોય હું તો વીરાંગના રે.

ન્હાનાલાલ



## ૫૭

## કાઠિયાણીનું ગીત

મ્હારા સાવજશૂરા નાથ હો ! ત્હારે દેશ—કશા પરદેશ ?
કેસરઘોળી કંકાવટી, ને કુંકુમઘોળ્યો થાળ;
સૂરજ ! તુજને પૂજશું મ્હારે સૂરજદેવળ પાળ:
મ્હારા સાવજશૂરા૦ ૧

આભ ઢળ્યાં ધરતી ઉરે, ત્ય્હાં ગોરંભે કાંઇ ગીર;
કુંજે બોલે મોરલો, મ્હારે હૈયે નણદલવીર:
મ્હારા સાવજશૂરા૦ ૨

રાતે ઉઘડે પોયણાં, ને દિવસે કમળની વેલ;
ભાદર ભરજોબન ભરી, એવી મુજ હૈયાની હેલ:
મ્હારા સાવજશૂરા૦ ૩

ઉંચો ગઢ અલબેલડો, પડખે ચારણના નેહ;
ઝીણી ઝબૂકે વીજળી, મ્હારે ઝીણા વરસે મેહ:
મ્હારા સાવજશૂરા૦ ૪

સાતમે માળ અટારીએ કાંઇ આછા વાય સમીર;
જીમી મ્હારી હેલે ચ્હડી, મ્હારાં ઝૂલે આછાં મલીર:
મ્હારા સાવજશૂરા૦ ૫

આડાં ન આવે ઝાડવાં, એવા લાંબા લાંબા પન્થ;
માણકીએ ચ્હડી આવશે મ્હારો સૂરજમુખો કન્થ:
મ્હારા સાવજશૂરા૦ ૬

નેણથી ભાલા છોડતો, કાંઇ આંકડિયાળા કેશ;
ધણ વાળીને વળશે મ્હારો કન્થડ જોબનવેશ:
મ્હારા સાવજશૂરા૦ ૭

આભ ઝીલીને રેવત ઉભો, ફરતો ગિરિનો સાથ;
વનમાં ગાજે કેસરી, કાંઇ ધીંગાણે મુજ નાથ:
મ્હારા સાવજશૂરા૦ ૮

કસુંબલ રાતી આંખડી, રોમેરોમ ઢીંગલનાં દૂધ;
બળબાહુમાં બરછી ઉછળે, ઢાલે ઢળકે જુદ્ધ:
મ્હારા સાવજશૂરા૦ ૯

સાગર સમ સોરઠ તણી રે હિલોળા લેતી ભોમ,
ભરતીને પૂર પધારશે મ્હારો છેલડ જળને જોમ:
મ્હારા સાવજશૂરા૦ ૧૦

ભાલે ટમકે ટીલડી, મ્હારે હાથે હેમત્રિશૂળ;
સિન્દુરે છાંટી ચુંદડી, મ્હારાં સોહે સૂરજફુળ:
મ્હારા સાવજશૂરા૦ ૧૧

આશભરી અલબેલડી રે હીંચે હિન્ડોળાખાટ;
પિયુના પન્થ નિહાળતી કાંઇ વ્હાલમની જૂવે વાટ:
મ્હારા સાવજશૂરા૦ ૧૨

આઘા ગીરના ડુંગરા, એથી આઘેરો ગુજરાત;
રંગભીના! હવે આવજો, મ્હારી સૂની માઝમ રાત:
મ્હારા સાવજશૂરા૦ ૧૩

ન્હાનાલાલ

૫૮

## યુદ્ધમાં પ્રયાણ

શિખરિણી

નથી પાસે કોઇ મૃદુ હૃદયને શાન્ત કરવા,
ચુમી અશ્રુ છાતી સરસોં ધરોં પીયૂષ ભરવા:
નિશા અન્ધારીના વિરલ લઘુ તારા પણ ત્યહાં
નહીં પ્રેરે જ્યોત્સ્ના, પડોં રહોં સુના આ શયનમાં.
ગયો સંધ્યાકાળે પ્રિ'તમ રિપુ સામે સજ બની,
પડો વાગ્યો, 'હાંરે મરદ સઉ રક્ષો જં જનની!'.

સ્વદેશે આપત્તિ સુનીઁ ઘર રહે માઇસુત કે ?
થયો જ્યાં ડંકો જૌહર ઢૉલ કરે રાજપુત કે ?
પિયૂ શૂરો આતો સુપુત લડવૈયો કુળ તણોઁ,
યશાકાંક્ષી, પૂરો રણકુશલ જુવાન વયનો.
વધાવે પત્ની ત્યાં ભુજ તુરગકેશે ગુઁચવીને
ઉભેલો બોલ્યો, દક્ષિણ કર ખભે સ્હેજ મુકીને:
"સતિ, ત્હારી પાસે અહીં જ જીઁવ રાખી કુચ કરું.
વિના દેશે શાન્તિ રિપુ ભય શિરે મેલીઁ ન ફરું.
પ્રભુ હાથે ભાવિ, કયમ નહિ બને બેલિ સતનો !
કહો તેજીને કે સમરબિચ કરજો જી જતન"

અભ્યસ્ત પૃથ્વી

પડયું શ્રવણ નામ ગર્વ ભરીઁ ડોક ઊંચી કરે,
ત્યહાં ઝટ થઇ સવાર હસી ફેરવી ઘોડલી,
કરી તિલક ભાલ જયમાળ કંઠ આરોપીઁ તે,
સ્વીઁકારીઁ કંઇ નાચતી,
સખી નયન રાચતી,
વિયોગ ન કળાવતી થઇ અલોપ એ ઘોડલી.

શિખરિણી

પછી વૃદ્ધો ભેગા મળી ગત બનાવો રસભર્યા,
ઉકેલી બેઠા, ને પ્રહર રજનીના નવ કળ્યા.
ઘણાં જંગી યુદ્ધો, મહીઁ પવનવેગી અણી સમે
ધસારે વીંધેલાં રિપુદળ રસાલે મરણિયે;
બચાવો દુર્ગોના મુઠીઁ ભર હઠીલા જણ થકી,
ટકાવો કિલ્લાના ભુખ તરસ વ્યાધિથીઁ ન ડગી;
ઉમંગો જીત્યાના, અધુર જીઁવ હારોનું સુનતાં;
યશોનેં ત્રાસો, ને રણ સમયનાં લોહી તપતાં:

કહ્યું સર્વે ધીમે સ્વર રસ ભરી સ્વાનુભવનો,
—કિશોરો સ્ત્રીઓનાં શ્રવણ મહીં ઉત્કંઠ વદનો.
વળી વચ્ચે વચ્ચે સ્વકુલતિલકોનાં અવરનાં
સ્મર્યાં નામો, જે ભાવિકભુમિ દિલે શાશ્વત રહ્યાં:
ચડી ઘો ઘો જ્યારે અરિ પૂર પ્રદેશે ફર્યો વળે
ત્યહાં સ્વાતંત્ર્યાદી જીવન—રસ—સર્વસ્વ જ તળે
જતું તાર્યું—તારી પ્રલયથી વરાહે જ્યમ ભુમિ—
મહાત્માઓ તેનાં અમર ચરણે વન્દન નમી,
કહ્યા સર્વે ધીમે સ્વર ઉછળતા યૌવન તણા
મનોભાવો, જેનાં સ્મરણ જ નિજાશ્વાસન રહ્યાં.
થયાં સ્ત્રીઓનાં લોચન ચળકતાં દેશપ્રણયી,
કિશોરો જુવાની—અવસર ચહે ઉત્સુક થઇ.
પછી મોડી રાતે સકલ વિખરાયું શમી ગયું,
અને સૂવા સૂતી, પણ મગજ ઠંડું નહિ થયું.

અપૂર્ણ

બળવંતરાય



## ૫૯

## ઉત્તરા અને અભિમન્યુ

અનુષ્ટુપ્

“ધાઓ, ધાઓ, અરે નાથ! ઉગારો અગ્નિઝાળથી,”
લવતી ઝબકી જાગી નવોઢા આંસુ ઢાળતી. ।।૧

વસંતતિલકા

“મોંઘી કળી હૃદયની સુકુમાર મારી!
કોણે ત્હને મધુર નીંદરમાંહિં ડારી?

સ્વદેશે આપત્તિ સુણીં ઘર રહે માઇસુત કે ?
થયો જ્યાં ડંકો જૌહર ઢૉલ કરે રાજપુત કે ?
પિયૂ શૂરો આતો સુપુત લડવૈયા કુળ તણો,
યશાકાંક્ષી, પૂરો રણકુશલ જુવાન વયનો.
વધાવે પત્ની ત્યાં ભુજ તુરગકેશે ગુંચવીને
ઉભેલો બોલ્યો, દક્ષિણ કર ખભે સ્હેજ મુકીને:
"સતિ, ત્હારી પાસે અહીં જ જીવ રાખી કુચ કરું.
વિના દેશે શાન્તિ રિપુ ભય શિરે મેલી ન ફરું.
પ્રભુ હાથે ભાવિ, કયમ નહિ બને ખેલિ સતનો !
કહો તેજીને કે સમરબિચ કરજે જી જતન"

અભ્યસ્ત પૃથ્વી

પડ્યું શ્રવણ નામ ગર્વ ભરીં ડોક ઉંચી કરે,
ત્યહાં ઝટ થઇ સવાર હસી ફેરવી ઘોડલી,
કરી તિલક ભાલ જયમાળ કંઠ આરોપી તે,
સ્વીકારી કંઇ નાચતી,
સખી નયન રાચતી,
વિયોગ ન કળાવતી થઇ અલોપ એ ઘોડલી.

શિખરિણી

પછી વૃદ્ધો ભેગા મળી ગત બનાવો રસભર્યા,
ઉકેલી બેઠા, ને પ્રહર રજનીના નવ કળ્યા.
ઘણાં જંગી યુદ્ધો, મહીં પવનવેગી અણી સમે
ધસારે વીંધેલાં રિપુદળ રસાલે મરણિયે;
બચાવો દુર્ગોના મુઠી ભર હઠીલા જણ થકી,
ટકાવો કિલ્લાના ભુખ તરસ વ્યાધિથી ન ડગી;
ઉમંગો જીત્યાના, અધુર જીવ હારોનું સુનતાં;
યશોનેં ત્રાસો, ને રણ સમયનાં લોહી તપતાં:

કહ્યું સર્વે ધીમે સ્વર રસ ભરી સ્વાનુભવનો,
—કિશોરી સ્ત્રીઓનાં શ્રવણ મહીં ઉત્કંઠ વદનો.
વળી વચ્ચે વચ્ચે સ્વકુલતિલકોનાં અવરનાં
સ્મર્યાં નામો, જે ભાવિકભુમિ દિલે શાશ્વત રહ્યાંઃ
ચડી ઘો ઘો જ્યારે અરિ પૂર પ્રદેશે ફરી વળે
ત્યહાં સ્વાતંત્ર્યાદી જીવન-રસ-સર્વસ્વ જ તજે
જતું તાર્યું-તારી પ્રલયથી વરાહે જ્યમ ભુમિ-
મહાત્માઓ તેનાં અમર ચરણે વન્દન નમી,
કહ્યા સર્વે ધીમે સ્વર ઉછળતા યૌવન તણા
મનોભાવો, જેનાં સ્મરણ જ નિજાશ્વાસન રહ્યાં.
થયાં સ્ત્રીઓનાં લોચન ચળકતાં દેશપ્રણયી,
કિશોરો જુવાની-અવસર ચહે ઉત્સુક થઇ.
પછી મોડી રાતે સકલ વિખરાયું શમી ગયું,
અને સૂવા સૂતી, પણ મગજ ઠંડું નહિ થયું.

અપૂર્ણ

બળવંતરાય



૫૯

## ઉત્તરા અને અભિમન્યુ

અનુષ્ટુપ્

" ધાઓ, ધાઓ, અરે નાથ! ઉગારો અગ્નિઝાળથી, "
લવતી ઝબકી જાગી નવોઢા આંસુ ઢાળતી. ૧

વસંતતિલકા

" મોંઘી કળી હૃદયની સુકુમાર મારી!
કોણે મ્હને મધુર નીંદરમાંહિં ડારી?

સૂતો સમીપ અભિમન્યુ પતિ પ્રચણ્ડ
તે ભૂલી કોણ રમતો અહિં મૃત્યુ સંગ?" ૨

હેવું વદી જ રણધીર નવીન નાથ
દાબે ધીરે ધબકતું ઉર ઉર સાથ;
ખીલી ગુલાબકળી ઝાકળબિન્દુ ધારે,
હેવા કપોલપર આંસુ ધીરે સમારે; ૩

ને સ્પર્શી ત્હાં અધરથી મૃદુભાવ ધારી
પૂછે ફરી ફરી પ્રિયાવદને નિહાળી;—
"શું છે? મોંઠી! થયું શું? આવડો કેમ કાંપી?
મુગ્ધા ફરી હૃદયસાથ ધીરેથી ચાંપી. ૪

અનુષ્ટુપ્

ઉખેડી ભૂમિથી નેનો રોપિયાં પતિનેનમાં,
લસતાં દીર્ઘ પક્ષ્મોમાં આંસુડાં ગૂંથીને નવાં. ૫

કરી કણ્ઠ ઊંચો કાંઈ અબોલા ક્ષણ એ રહે;
પછી દીન બની સ્વમાતણી વાર્તા બધી કહે.— ૬

ઉધોર

"આજે નાથ! બન્યું વિપરીત,
ત્હમને તે કહું શી રીત્ય?
જાણે પુરુષવેશ જ ધાર્યો
મ્હેં અશ્વે કરી છ સવાર્યો; ૭

ધારી ધનુષબાણ હું ચાલી.
મૃગયાકાજ વનપથ ઝાલી;
સુન્દર એક ત્હાં સહકાર;
તે પર બેઠું છે સુકુમાર, ૮

જુગલ કપોતકેરું મીઠું,
કરતું પ્રેમકેલિ દીઠું.
મૂર્ખી હું ખરે બની કાંઈ,
બીજું કાંઈ સૂઝયું નાહિં; ૯

ને શર ફેંકી નર તરુડાળ—
પરથી પાડિયો તત્કાળ;
સહસા ત્યાંહિં અગ્નિજ્વાળ
ઊપની કપોતીકેરે ભાળ; ૧૦

કૂદતો એહ અગ્નિ કરાળ
આવ્યો મુજ કને ભરી ફાળ;
જિવ્હા તીવ્ર નચવી અનેક
મુજને વીંટી વળિયો છેક. ૧૧

છોડી સર્વ બીજે અંગ
અંબોડો ધર્યો નિઃશઙ્ક;
છળીને એકદમ પછી જાગી
કરવા રુદન હું તો લાગી." ૧૨

સોરઠો

એમ વદીને નાર સહસા આંસુ રેડતી;—
"સ્વપ્નાનો શો સાર હશે કારમો નાથ, ઓ? ૧૩
અભાગણી હું મોઇ! ઊંધી મતિ શાણે સૂઝી?
બીજું જડયું નહિ કોઇ? કપોત પ્રેમી શે હણ્યો?" ૧૪

વસંતતિલકા

શાને મીઠી! તું ગભરાય અરે અતીશે?
આ સ્વપ્નમાંહિં નવ વાસ્તવ કાંઇ દીસે.—

જો ! પેલો વાગ્યો રણદુન્દુભિ રમ્ય ઘોર !—
રે ! અશ્વ ! અશ્વ ! સખિ ! કણ્ઠ હવે તું છોડય." ૧૫

ઉધોર

"વ્હાલા ! ન્હોય દુન્દુભિનાદ,
એતો મેઘ ગાજ્યો આજ;
બન્ધન કણ્ઠનું કેમ છોડું ?
મુજને ભય નથી કંઇ થોડું; ૧૬
પેલી અગ્નિકેરી ઝાળ
આવે એ ! જુઓ, શી કરાળ !"—

શિખરિણી

"અરે ઘેલી ! એ શું બકતી ?
બધો એ સ્વપ્ન ભ્રમણા;—. ૧૭

દ્રુતવિલમ્બિત

તુરગ જો ! મુજ કાંઇ ખુંખારતો,
'રણ ચઢો' કંઇ એમ પુકારતો;
નહિં વિલમ્બ હવે કરવો પ્રિયે !
કદિ જ ધર્મ તજ્યો નથી ક્ષત્રિયે." ૧૮

ઉધોર

"ક્ષત્રિયધર્મ જો પ્રિય થાય,
તો તો કરી કોટિ ઉપાય
સર્વે સંકટોથી નિત્ય
અબળા રક્ષવી એ રીત્ય; ૧૯
પેલી તીવ્ર અગ્નિજ્વાળ
મુજ પૂંઠળ ભમે ચિરકાળ,
ત્હેનાથી બચાવો નાથ !
અબળાનો તજો નવ હાથ." ૨૦

" છે એક જો સબળ નિર્બળનો જ પાતા;
વ્હાલી! હવે સ્થિર થઈ ધર્ય ચિત્ત શાતા.—
જો દેખું આ અસિ ત્હણે ચમકે અનન્ત,
ને ચિત્ત આ ચમકીને બન્યું વેગવંત." ૨૧

દ્રુતવિલમ્બિત

અધર વેગ થકી અધરે અડી,
નૃપકુમાર, પ્રિયા અળગી કરી,
ત્વરિત અશ્વ પલાણ્યો પળ્યો રણે;—
તુરગનાં પગલાં સુવતી સુણે. ૨૨

અનુષ્ટુપ્

દૃષ્ટિપાર થયો કાન્ત, પદઘોષ ગયો ડૂબી;
ભૂલી ત્રિકાલને મુગ્ધા, અનિમેષ રહી ઊભી. ૨૩

નરસિંહરાવ



૬૦

## પિયુનું પ્રયાણ

છે ધાર્યું જવું તો ભલે પિયૂ જજો, કાં આ પરંતુ ત્વરા?
ર્‌હો વ્હાલા ડગ બે, મુખાબ્જ મધુરૂં જોઈ લઉં હું જરા:
સંસારે ઘટમાળના જળ સમૂં આયૂ વહ્યું જાય આ:
કો જાણે અહીં આપણૂં ય મળવૂં થાશે ફરી વા ન વા?

કે. હ. ધ્રુવ

૬૧

## વાટય જોતી

વસન્તતિલકા

સૂતો રવિ જલધિમાંહિં લપાઈ રાતો,
ને શૈલની મુખછબિં પલટાઇ આતો;
ઊંચે અસંખ્ય વનરાજિ વિરાજી ર્‌હેતી
આછું લીલું કંઇ અલૌકિક તેજ લેતી, ૧

એ તેજ કેરી વદને કંઇ છાય ધારી,
ને આત્મકાન્તિતણી છાય બધે પસારી,
જો ! સિન્ધુકણ્ઠ ઊભી સુન્દરી કોણ પેલી
એકાકિની ઊંડી વિચાર વિશે ડૂબેલી ? ૨

આ અર્ધચક્ર બનીને ઊભું શૈલવૃન્દ,
ને નાલિકેરીતણું ઊભું તળે જ ઝુંડ,—
સન્ધ્યામુખેથી ઝરતી અમીકાન્તિ પીતાં
શૈલોતરુ રમણીએ જ દીઠાં ન દીઠાં. ૩

એ સુન્દરીહૃદયની ઊંડી ઊંડી છાય
આ દૃશ્યમાંહિં પ્રતિબિમ્બિત કાંઇ થાય,
ત્હેને ન લેખતી ઊભી લલના વિચારે,
ને દૃષ્ટિ દૂર, કંઇ દૂર, ઝીણી જ નાંખે.

ધોળા તરઙ્ગ તટશૈલતળે નચાવે
ને ગાય વાયુતટ ગાન જ ઊંડું ભાવે
સિન્ધુ અસીમ પડિયો ધરી ઊંડું ધ્યાન
ઉદ્‍બોધતો ધ્વનિ ગભીર અનન્તતાના, ૫

તે સિન્ધુઘોષ સુણતી, ન સુણંતી, બાલા
ઊભી નિરીખતી અદશ્ય કંઇ રસાલા;
હેને નિહાળી રહી સ્નેહથી શુક્રતારા,
તે જોતી, જોતી નહિં, ભાવનિમગ્ન બાલા.

જોતી જ એક દિશ એ અનિમેષ નેને,
ઉત્કણ્ઠ એક સુણવા પદઘોષ પ્રેમે;
દાબે કરે ધડકતું ઉર ગૂઢ ભાવે,—
હા ? કેમ આંહિં હજી પ્રાણસખા ન આવે ?” ૭

નરસિંહરાવ



૬૨

## પ્રોષિત ભર્તૃકા

વ્હેતું પંથીનૂં વ્હેણ બંધ પડિયું, દ્હાડો ગયો આથમી,
ને અંધારૂં રહ્યું રમી, તહીં લગી ઊંચી ઊંચી ડોકથી
ખેંચી આંખ વિલોકી વાટ, ડગલૂં બ્હોળું પાછૂં ભરી,
“ આવંતા કદી હોય કંથ’ કરીને જોયે વળી બાપડી.

કે. હ. ધ્રુવ

૨૭૬૨૩

૬૩

## સીતાજીનું ધોળ

એવું સાંભળીને સીતાજી કહે,
સુણો સુંદર શ્યામ સુજાણ;
પ્યારા મારા પ્રાણ, સાથે રાખો સ્નેહથી.
જુદાં પડવાની વાત વાલા કહો,
તે તો બોલ લાગે તીખાં બાણ;
રઘુકુળ ભાણ; સાથે૦ ૧
સ્વામી જ્યાં તમે ત્યાં ઘર માહરૂં,
તમથી વેગળી તે પરદેશ;
હું જાણું હમેશ; સાથે૦ ૨
તમે જોગીનો વેશ જો ધારશો,
તો હું જોગણનો ધરૂં વેશ;
જટા કરૂં કેશ; સાથે૦ ૩
સ્વામી તમે રે સુખિ તો સુખ માહરે,
તમે દુઃખમાં તો દુઃખ મારે દેહ;
એમાં શો સંદેહ; સાથે૦ ૪
જે કોઈ પરણ્યા પછી રહે પીયરમાં,
અવતાર બળ્યો ધિક એહ;
મુઆ જેવી તેહ; સાથે૦ ૫
સ્વામી તમ વિના મંદિર ને માળિયાં,
ભાસે પર્વત મોટા સમાન;
વસ્તી તો વેરાન; સાથે૦ ૬
મહાવનમાં ભરી વસ્તી ભાસશે,
જ્યારે પામીશ દરશનદાન;
કૃપાના નિધાન; સાથે૦ ૭

સાસુ સસરો ને માતપિતા સઉ,
ભલે જીવો કરો રૂડાં રાજ;
મને મહારાજ; સાથે૦ ૮

સ્વામી શું કરૂં ભાઈ ભોજાઇને,
સ્વામી શું કરૂં સૈયર સમાજ;
કેનું નથી કાજ; સાથે૦ ૯

સાચું સગપણ જગમાં સ્વામી તણું,
બીજો સ્વારથી સઘળો સંસાર;
કુટુંબ પરિવાર; સાથે૦ ૧૦

× × ×

કાયા પ્રાણથકી જો જૂદી રહે,
તો હું તમથી જૂદી પડી છેક;
જીવું તજી ટેક; સાથે૦ ૧૧

× × ×

તમે સુખના સાગર રહો વેગળા,
પછી શું કરૂં રાજ ને પાટ:
હવેલીના ઠાઠ; સાથે૦ ૧૨

× × ×

પડશે તડકા ને તાપ વૈશાખના,
તે તો જાણીશ ચન્દ્ર પ્રકાશ;
રહી તમ પાસ; સાથે૦ ૧૩

મુજને મેલી જો પંથે પધારશો,
આવી મળવાની ધરશો ન આશ;
નિશ્ચે પામું નાશ; સાથે૦ ૧૪

દલપતરામ

૬૪.

## ઉર્મિલા

( મંદાક્રાન્તા )

શોકાવેશે હૃદય ભરતી; કંપતી ભીતિઓથી,
ને ચિન્તાથી જ્વલિત બનતી, સંભ્રમે વ્યગ્ર થાતી;
વારે વારે સ્વર સમજવા દૂર કૈં કાન દેતી,
ઉભી બાળા વિવશ બનીને બારીએ બ્હાવરી શી. ૧

( અનુષ્ટુપ્ )

ધનુર્બાણ ગ્રહી હાથે ને વાધા વનના સજી,
દૂરથી આવતો દેખે વ્હાલાને કૈંક વેગથી. ૨
ચીરાયું ચિત્ત ઓચિંતું, વજ્રપાત થયો શિરે,
ઢળતી સહસા ઉભી સંકષ્ટે ગ્રહી દ્વારને! ૩
હજારો વસમા તર્કો અંતરે ઉદ્ભવી રહ્યા,
તોએ ધૈર્ય ધરી ઉભી સ્વામીને સન્મુખી થવા! ૪
કૃતાપરાધ શો આવી ઉભો દીન મુખે પતિ,
સંબોધી સ્નેહના શબ્દે, વદે ધીમે વિવેકથી. ૫

( શાર્દૂલવિક્રીડિત )

વ્હાલી! જાય રઘુપતિ વન વિષે, સીતા જતાં સંગમાં,
તેના સેવન કાજ સંગ વસવા મારે જવું સર્વથા;
વેઠે એ વનવાસનાં વિકટ હા! કષ્ટો શરીરે અતિ,
ને હું મ્હેલ વિષે વસું સુખ થકી, એ યોગ્ય ભાસે નહિ. ૬
આવ્યો સંમતિ યાચવા તુજ તણી એ ધર્મ્ય કાર્યે પ્રિયે!
માની યોગ્ય વિચાર અંતર તણે દેજે અનુજ્ઞા મને!
ના તારો અપરાધ આમ ત્યજવા જેવો લગારે થયો,
બંધુ ધર્મ બજાવતાં દઉં તને અન્યાય આજે અહો! ૭

(અનુષ્ટુપ્)

સ્વપ્નમાંએ ન સૂઝેલી, માનેલી મનથી નહિ,
સાંભળી શોકની વાર્તા ઓચિંતા સર્પદંશ શી ! ૮
રોમદ્વારે સર્યું વેગે રક્ત વારિત્વ પામતું,
ફાટયું ચિત્ત અને ચક્ષુ, ભાન ના દેહનું રહ્યું. ૯
કાષ્ટની પૂતળી જેવી ઉભી સ્તબ્ધ બની રહી,
વૃત્તિઓ સર્વ વ્હાલાની વિલોકી મુખ વાંચતી. ૧૦
આર્તનાદ ન કૈં કીધો, ના ચેષ્ટા સ્નેહની કશી,
સ્નેહશૌર્ય ધરી ઉભી આપદ્ભાર ઉઠાવતી ! ૧૧
સ્નેહગર્વ નથી જેને સ્નેહશોક ન એ ધરે,
તૂટતા આભને ઝીલી લેવાની શક્તિ એ ઉરે ! ૧૨
હજારો બાણને ઝીલે વીર જેમ વપુ વડે,
એ ક્રમે ઝીલતી ઉભી વિપદ્દજ પ્રહારને. ૧૩
સ્નેહીના અંતરો સ્હેજે સંતાપો જે સહી શકે,
વિષયાક્રાન્તની વૃત્તિ સર્વથા નહિ તે સહે ! ૧૪
રૌપ્યઘંટા અહો ! વાગી, ઉઘડયું મુખ આખરે !
સ્નેહનાં સૂત્ર શા શબ્દો મંદમંદ સરી પડે ! ૧૫

(શાર્દૂલવિક્રીડિત)

વ્હાલા ! ધર્મ વિચારીને અનુજનો ઇચ્છો અરણ્યે જવા,
શી રીતે અવરોધ થાય મુજથી સત્કાર્યને સેવતાં ?
ઉકેલ્યું દુઃખ આપના હૃદયનું તેમાં ન વૃદ્ધિ કરૂં,
કે'વાનું કંઇ ઉદ્ભવે ઉર વિષે તોએ કશું ના કહું, ૧૬
ને સંગે વસવા તણો હક કરી ના કષ્ટ આપું વધુ,
ચિંતાભાર વધારવો તમ શિરે એ યોગ્ય હું ના ગણું;
ચિંતા અંતરની દઇ દયિતને સંગી થવા ઇચ્છતું,
એથી ઉત્તમ વિપ્રયોગ સહીને હા ! ચિત્ત ચીરાવવું !" ૧૭

( અનુષ્ટુપ્ )

ધન્ય ધન્ય તને દેવિ ! અનેરી કોઇ ઉર્મિલે !
ધર્મસંકષ્ટ સ્નેહીનું તું શકી સમજી ખરે ! ૧૮

હજારો કષ્ટ હૈયાનાં ને ચિંતાની પરંપરા,
સહી લેવા તણી સ્હેજે તૈયારી તેં કરી અહા ! ૧૯

ચિત્તને ચીરતા ભુંડા વિલાપો નહિં તે કર્યા !
સંસારસેવકોથી તું જુદી કોઇ સુરાત્મજા ! ૨૦

કર્તવ્ય પાળવા કેરો હર્ષ તું હણી નાંખશે,
વનવાસ વિષે વિઘ્નો હા ! અતર્કિત આપશે. ૨૧

અથવા આવવા સંગે હઠ ધુરો બતાવશે,
સીતાનો દાખલો લેવા તું અવશ્ય ઉભી થશે. ૨૨

હતી એ અંતરે ભીતિ, ઉપાયો સૂઝતા નહિ,
પરંતુ દિવ્ય કો દેવી સિદ્ધ તું સર્વથા થઇ ! ૨૩

સ્વાર્થને પોષવા તારે અંતરે વાસના નથી,
સ્નેહીના ચિત્તને શોભે એવી તેં શાંતિ સાચવી ! ૨૪

( મન્દાક્રાન્તા )

સંગે રે'વું નિજ હૃદયનો ભાર ઉતારવાને,
ને વ્હાલાને કુશલ નિરખી અંતરે રાખવાને;
એ તો વ્હાલી ! અધમ ઉરનો સ્વાર્થ કે સ્નેહગર્વ,
સ્નેહી કેરૂં હૃદય સમજે તે તણું તત્ત્વ સર્વ. ૨૫

ચિન્તા ભુંડી હૃદય હણતી સોંપવી સ્વામિચિત્તે,
ને રક્ષાની કઠિન કૃતિમાં રોકવો સર્વ રીતે;
લૂંટી લેવું વિષમ વનમાં સર્વ સ્વાતંત્ર્ય એનું,
એ વ્હાલી ! તેં ઉચિત ન ગણ્યું, ધન્ય હા ! ધૈર્ય તારૂં ! ૨૬

ના શિક્ષાનાં કથન કથવાં યુક્ત તારા સમીપે,
ને આશ્વાસો પણ ઉચરવા વ્યર્થ જેવા દીસે છે;
ઉત્પાતો ને તુજ હૃદયનો કંપ દેખી શકું છું,
તો એ તારી કૃતિ નિરખતાં સ્વાસ્થ્ય સેવી શકું છું. ૨૭

(અનુષ્ટુપ્)

આલિંગી અંગથી અંગે, દૃષ્ટિથી દૃષ્ટિ મેળવી,
દીર્ઘ નિઃશ્વાસ નાંખીને પામ્યાં વિશ્લેષ દંપતી. ૨૮

પતિએ પીઠ દીધી ને દયિતા દેખતી રહી,
અંતે 'હાય!' કહી બાળા મૂર્ચ્છિતા ભૂતલે પડી! ૨૯

૨

(હરિણી)

દિન દિન જતાં માસો વીત્યા, અને વરસો વળ્યાં,
નગરજન ને સંબંધી એ વ્યથા વીસરી શક્યાં,
પણ હૃદય એ આઘાતોનો સહે રહી એકલું,
તન સ્વજનમાં ભેળાતું ને બળે ઉર બ્હાવરૂં. ૩૦

પ્રિય વિરહનો ઉંડો અગ્નિ સદા સળગ્યાં કરે,
પ્રિયકુશલની ચિંતા કેરા બહુ ભડકા બળે;
અનલદ્વયની વચ્ચે રાખી સદા તન બાળતી,
કઠિન તપમાં કાઢે કષ્ટે સ્વકાલ તપસ્વિની. ૩૧

નહિ પ્રિય તણો સંદેશો ને કશી ન સુણે કથા
અહિતશતના આવે ઉના અહર્નિશ ઉભરા!
કદીક દુઃખથી હારી હૈયું રડી પળમાં પડે,
પણ હૃદયને દાબી સેવે સદા સમુદાયને. ૩૨

કઠિન વ્રત એ પ્રેમી કેરૂં પ્રતિ પળ પાળતી,
વિમળ તપથી વ્હાલા કેરૂં સદા શુભ સાધતી;

સુર હૃદય શી તારી ઉંચી અહો ! કૃતિ ઉર્મિલે !
અજબ ઉરની જોડી જોતાં નહિ જગમાં જડે ! ૩૩

( શિખરિણી )

અજાણી આપત્તિ વિધિરચિત આવી શિર પડે;
રડી કે રાચીને સહન સહુ તે માનવ કરે,
પરંતુ ઇચ્છાથી વિપદનલમાં કૂદી પડવું,
અને એ સંતાપો સહન કરતાં મૌન ભજવું. ૩૪

બને એ તો કોઇ વિરલ જનનાં માનસ વડે,
કરી તેં દર્શાવ્યું જનકતનયે ! આ જગ વિષે !
તથાપિ ના તારી કદર જગતે કો દિન કરી !
નહિ નામે તારૂં મનુજગણ જાણે મન થકી. ૩૫

ગુણો ના કૈં ગાયા કવન મહિં તારા કવિજને,
ન સંભારે આજે સદય હૃદયે કો પણ તને;
બહિર્દૃષ્ટિ જાડી જડ જગત પામ્યું પ્રથમથી,
જુએ છે આપત્તિ પ્રગટ વપુની એ નયનથી. ૭૬

નહિં અંતર્દૃષ્ટિ ધરી હૃદય એનાં નિરખતાં,
અને તેથી દેખે પ્રણયી ઉરની ના સ્થિતિ જરા;
કરે ક્યાંથી તારા શુચિહૃદયની કિંમત કદી ?
પ્રરીક્ષાની એના ઉર મહિં તુલા ના રહી શકી. ૩૭

( અનુષ્ટુપ્ )

સ્વાર્થ ત્યાગ નહિ તારો વિશ્વ આ સમજી શક્યું,
આક્રંદો ગુપ્ત હૈયાના એ નહિ સાંભળી શક્યું. ૩૮

( માલિની )

ભવતુ ! ભવતુ ! દેવિ ! વિશ્વ છોને વિસારે;
પણ સુરગણ તારી નિત્ય કીર્તિ ઉચ્ચારે !

નહિ જગ મહીં તારી મૂર્તિ કો સ્થાન માંડી,
પણ પ્રણયી જનોના જીવ સાથે જડેલી, ૩૯
સહૃદય જન તારા સદ્‌ગુણો નિત્ય ગાશે,
રૂદન હૃદય કેરૂં સાંભળી સંગ રોશે;
ક્ષણ સ્મરણ કરીને આંસુઓ પાડશે એ,
રસભરી કવિતાને એમ ઉદ્‌ભાવશે એ. ૪૦

દા. ખુ. બોટાદકર

૬૫

## વદાય

વસન્તતિલકા

હા ! આવિયો દિવસ આખર આજ એ તો,
આ ચિત્ત કેરો ચિર શાન્તિ હરી જ લેતો,
ચાલી હવે સખિ ! તજી મુજને વિદેશે,
શોકે ભર્યું હૃદય આ કયમ ભાર સ્હેશે ? ૧

સન્ધ્યા સલૂણી થઈ લુપ્ત સુષુપ્ત થાએ,
તેને રમે તદપિ રંગ રૂડા બધા એ,
આનન્દ દેતું મૃદુગાન વિરામ પામે,
તો એ ભમી શ્રવણમાં ધ્વનિ રમ્ય જામે; ૨

ખીલી હસે કુસુમ તે કરમાય જ્યારે,
તો એ સુગન્ધ મનમાં કરી વાસ મ્હાલે;
હા ! તેમ આજ તુજ દર્શન લુપ્ત થાએ,
ત્હારા ગુણો સ્મરણમાં રમશે સદા એ. ૩

થાજો પ્રયાણ સુખરૂપ તુને સખી ઓ!
નિદ્રા મીઠી જ વસજો મૃદુલોચને જો!
સ્વપ્નો અલૌકિક રસે ભરિયાં મધુરાં,
એ નીંદરે રમોં રહો સુખ દેઈ પૂરાં. ૪

મ્હારી ઊંડી હૃદયને મથતી વ્યથા જે,
ગમ્ભીર શોકસરિતાપૂર માંહિ ગાજે,—
હા! ત્હેવી તુજ સુકુમાર હૃદે કદી એ
માં! રેલશો અસહ શોક તણી નદી એ. ૫

દેઈ વદાય સખિ! આટલું યાચતો હું,—
થાઉં વિલુપ્ત ભવચિત્રપટેથી જો હું,—
કર્ણે પડે ખબર એ તુજ કોઇ કાળે,
એ આંસુડાં મધુર નેનથકી તું ઢાળે. ૬

નરસિંહરાવ



૬૬

## વિરહ

ગુંજે મુગ્ધ મધુકરી મુખ ભરી ઝાઝા પરાગે જહીં
એવી આમ્રની મંજરી ઘરતણી વાડી વિશે હા! ગ્રહી,
ઢૂમો દાબી મુખે મૂંગે ધડકતે ઉરે ઉસાસે ભરી,
જાણું રાંકડી રોય એ પટ તણા છેડે વપુ આવરી.

× × × × ×

દીપ છે, દેવતા એ છે, છે ચન્દ્રે, છે જ તારકે;
નથી તે સુંદરી; તેથી વિશ્વે સૌ અન્ધકાર છે.

કે. હ. ધ્રુવ

૬૭

## પંખીડાં

પધારો પંખીડાં પરદેશ વાસી હો !
પધારો, મોકળી છે અમ અગાસી હો !
કુશલ છે ત્ય્હાં પ્રજા ને સૌ પ્રજાના પાલ ?
કુશલ છે રાજ ? ત્ય્હાં મિત્રોની રાશી હો ?
કુશલ વાયા અનિલ પન્થે પ્રભુપ્રેરેલ ?
કથા કંઇ તો કહો વ્હાલાં પ્રવાસી હો !
કહો, ધાડી સખા ! કે પાતળી રજની ?
પ્રભા કેવી મધુરમધુ ત્ય્હાં વિલાસી હો ?
પધારો, આગળા ઊઘડે છ અન્તરના :
વિરાજો દેવસંગે દિવ્યવાસી હો !
પૂજીશું દેવ સમ, પૂજીશું ફુલ સાથે :
વીંઝી પાંખ્યો ઉડાવો રજ સુવાસી હો !
અને કાંઇ ખબર દેશો સખી કેરી ?
ત્હમે આવ્યા છતાં એ શું ઉદાસી હો ?
પધારો પંખીડાં મુજ પ્રાણવાસી હો !
પધારો, મોકળી છે ઉરઅગાસી હો !

ન્હાનાલાલ



૬૮

## મેઘદર્શન

રાગ કેદારો

શ્રી ગિર્વાણ ગિરા સ્મરૂં, ગરવી ગુર્જરી ઉર ધરૂં:
મન કરૂં ઊડવા ઊંચે આભમાં રે... ૧

ઢાળ

ઊડવા ઊંચે આભ માંહ્ય હૂં રાચૂં; જાચું સ્હાય.
ગુર્જરી ને ગિર્વાણ ગિરાની પાંખે પાર પમાય: ૨

મ્હેરે હરિ! તમ મહી રહી મેં ઊંડળ આભ ભરાય
મેઘે બહવેલી રસગંગા માંહી ઝીલ્યૂં જાય. ૩

સાચા ભક્ત ભગીરથ પાખે ગંગા નાવે ઘેર.
મુજ જેવા ગંગાજળી લાવી લેખે લીલાલ્હેર. ૪

ધન્ય ધન્ય ધન્વંતરિ! ઊણું થાય ન અમ્રતપાત્ર.
લીજે, પીજે, વિબુધ ધરાઇ, હૂં છું કારણમાત્ર. ૫

રાજે રૂડો રામગિરિ કરી ડૂંગર દક્ષિણ માંહી;
સીતાજીનાં સ્નાને પૂરણ પાવન ઝરણાં જ્યાંહી. ૬

ત્યાં ફલ ફૂલે લચેલ તરુની કુંજે ઝુમે અનેક;
છાઇ શીળી છાયા નીલી યક્ષ રહે તહીં એક ૭

ચૂક પડંતાં કોપી કુબેરે શાપ્યો પૃથ્વી માંહ્ય;
પ્રતાપ પરહરી પડેલ પ્રેમી પરિપૂરણ પીડાય. ૮

પળભર વિરહ સહેલ ન, તેને ત્રણસેં ને વળી સાઠ;
દિન જુગ જેવા લાંબા લેવા; દૈવે વાળ્યો દાટ! ૯

ક્ષણ ક્ષણ ક્ષીણ થતૂં તન ચાલ્યૂં, સાલ્યાં વ્હેનાં બાણ;
જેથી કરથી કડૂં કનકનૂં સરી પડયું નિર્વાણ. ૧૦

એ વિધ એ ગિરિ પર વિરહીએ કાઢયા કષ્ટે ગાઢ;
મહિના પાંચ અને ત્રણ, તેવે આવ્યો ઘોરી અસાડ. ૧૧

ગજ જ્યમ ડૂંગર તણા શિખર શૂં ટક્કર લેતો હોય,
તેવો મેવલિયો તવ સન્મુખ ઉન્મુખ પ્રેમી જોય. ૧૨

નવ જળધર પર નજર ઠરંતાં સાંભરી દયિતા દીન;
વ્યાકુળતા વ્યાપી વપુમાં ને યક્ષ થયો મન ભિન્ન. ૧૩

ભાળી ઘન સંજોગી જન પણ હારે હૃદયનું હીર;
આલિંગનનો ભોગી વિજોગી તો ક્યમ ધારે ધીર? ૧૪

તો પણ દૂમો દિલનો દાબી રોકી નેનનું નીર
જયમત્યમ ઘન સન્મુખ ચિંતાતુર ઊભો એહ અધીર; ૧૫

'હાય! હવે શી વલે વ્હાલીની? ઉપાય શો અવ હોય?
વિયોગિહૃદયવિદારણ દારુણ શ્રાવણ, સામો સોય. ૧૬

હાં હાં, આ જળધર જગજીવન જાયે ઉત્તર દેશ;
તન્વીને તે સંગે કહાવું કાંઈ કુશળ સંદેશ.' ૧૭

ઉર ધરી એવું કુટજ કુસુમથી મેઘ વધાવી લીધ;
વ્હેલે વ્હેઘેલે અલબેલે કોડે આદર દીધ. ૧૮

વલણ

આદર દઈ ખેચર ચતુર વિરહાતુર ભરપૂર,
ગગને ઘનને નમન કરી ઉચરે વચન મધુર રે. ૧૯

કે. હ. ધ્રુવ



૬૯

## યક્ષનું ગૃહ

(મેઘ છંદ)

ધનપતિ ધામથી ઉત્તરે ત્યાં, ઓ! દીસે મુજ વાસ;
બારણે તોરણ રત્નજડિત જ ઓપે ઊંચું આકાશ
ઇંદ્રધનુષ હોય જાણે!
છે બાળ મંદાર જ; બાળાએ બાળકવત્ પાળ્યો,
ઊભો આંગણે હસ્તે અડાતો રે ફૂલ લુમખે વાળ્યો. ૧

પાળે પાનાં જડેલું ત્યાં છે એક તળાવ રસાળ,
કનકનાં પત્રને વિદ્રુમમણિની ચમકતી કાળી નાળ
એવા કમળે ઢંકાયું,
નીર નિર્મળ જેનાં જોઇને બહુ હંસ વસ્યા છે,
ચોમાસે પણ નહિ પાસેનું માન સરવર વાંછે. ૨

મારી પ્રિયાની પ્રિયા રંગટેકરી ત્યાં છે તળાવને તીર,
કનક કદલીવન ચોગમ ચળકે નીલમણિમય, વીર,
શિખર સરસ શોભે છે.
તે સાંભરી આવે છે હવાં ચિત ચમકિત હોઈ,
ચોબાજુ ઝળુકતી વીજળીઓમાં તુજને જોઈ. ૩

માધવી વેલનો માંડવો ત્યાં, ફરતા કુરબક છોડ,
પાસે લાલ અશોક પ્રણમતું પલ્લવે ધરીને કોડ;
ને ચિતચોર બકુલ છે.
એક ઇચ્છે ચારૂ ચરણ, બીજું મુખની મદિરાને,
મુજ પેઠે તુજ ભાભીના રે દોહદને બાને. ૪

લીલા વાંસ સમાન પ્રકાશિત, લીલાં રત્ન જડિત,
સ્ફાટિકના પાયા પર શોભે સ્તંભ સુવર્ણનો નિત્ય
એ વૃક્ષોની વચમાં;
નીલકંઠને થન થન નચવે જ્યાં સાંજે શામા રે,
કર કોમળે તાલ બજાવતી કંકણ ઝણકારે. ૫

એ લક્ષણ રક્ષણ કરી ઉરમાં, દક્ષ દયાળુ મિત્ર,
શંખ પદ્મ વળી ચીતર્યાં દ્વારે દેખી પરમ પવિત્ર
મંદિર મારૂં ઓળખજે,
નિસ્તેજ થયું નિશ્ચે હશે હમણાં મુજ પાખે !
રવિ આથમે તો અંભોજ નહિ નિજ આભા રાખે ! ૬

નવલરામ

૭૦

## વિરહિણી

(સુન્દરી)

ગગને ઘૂમરાઈ વાદળી,
વિરહીનાં હઈયાં દઈ દળી
રવિચંદ્ર પડે ન દૃષ્ટિએ!
ક્ષિતિ રેલાઇ રહી જ વૃષ્ટિએ. ૧

(વસન્તતિલકા)

ઘૂમે ફૅમે ગગનમાં ઘન વૃંદ ઘોર,
ઉન્મત્ત મેગળ સમાન મચાવી શોર;
સંતાઇ જાય સઉ તારલિયા કહીં એ,
મીંચે નયંન હરિ ક્ષીર દધિ મહીં એ. ૨

(માલ્યભારા)

જળ દડ્દડ આભથી દડૂકે,
ભરવેગે ગિરિગહ્વરે હડૂકે;
ધડૂડે ઘન; વીજળી ઝબૂકે;
અહિ તે જોઇ ડરે દરે ડબૂકે. ૩

(આખ્યાનકી)

ભાળી ભયે વ્યોમ નવીન ચાળો,
ટોળે મળી હંસ ભરે ઉચાળો;
ટિહૂ ટિહૂ ઉચ્ચરૉ તીવ્ર રાવે,
મદે ભર્યા મોરલિયા ડરાવે. ૪

(વસન્તતિલકા)

હાવાં વીસારી નિજ મામ તમામ નાવે,
મોંઘેરોં માન ભર્ગો માનિનીંને મનાવે;

પંથી તણે ઉર અધીર છવાય આજે;
ને પ્રે'નળે તરુણ તન્વી તવાય આ જે. ૫

(રથોદ્ધતા)

અંધકાર ઘન ઘોર ઘર્ષતાં,
મેહુલો મુસળધાર વર્ષતાં;
પર્સતાં મદન ચાપ પાણિએ,
ઉચ્ચરે વ્રહોલી વ્હીલી વાણીએ. ૬

(વસન્તતિલકા)

સૌ માર્ગ મેઘ જળપૂરથી સંહરે છે,
ને અંધકારથી દિશા પણ આવરે છે,
ને ગર્જી ચાપ કસી ઘા શરના કરે છે;
એ આશ કંથ મળવાની સહુ હરે છે! ૭

(સુન્દરી)

ઘન કદંબ ફટાફટ ફૂટતાં
વિધુરતા વધી ધીરજ છૂટતાં
કુટજ પીડ પરાઈ ઉવેખતાં
સહી! હસે, સહું શે, સહુ દેખતાં! ૮

(ઔપચ્છન્દસિક.)

જળ ઝરમર મેહુલો ઝરંતાં,
રસમાં મગ્ન કદંબ પાંગરંતાં;
નવલ અવલ ફૂલની કળી એ
નિરખંતા ખટકે કૂંળી કૂંળી એ. ૯

(માલ્યભારા)

જૂઈની જળભીની ને અધૂરી
અદખીડી અદઝિઘડી મધુરી;

અલી ! આ અલિ કુમળી કળીને,
રસતર્ષ્યો શું ચૂમે વળી વળીને ! ૧૦

( વસન્તતિલકા )

સ્કંધે સમર્પી પિયુના સલૂણી સુરંગે
બાહુલતા અવ કુતૂહળના તરંગે;
વર્ણો ગણંતી ધનચાપતણા રસાળી,
સૌભાગ્યશાળી સુકુમારી જ ભાગ્યશાળી. ૧૧

( રથોદ્ધતા )

દૂર દેશ પિયુજી સિધાવીયા,
તે સમે જલદ આવી આવિયા !
કંથ કરુણ વિદેશવાસી છે,
મેઘ ! એ મરણની જ ફાંસી છે. ૧૨

વ્યોમગામી ઘન ! એ નઠોરને,
વાધી વેગથી કથા કઠોરને:—
પંથી ! છોડ ભમવાની ખાંત, કે;
આશ વ્હાલી જીવવાની આ તકે. ૧૩

કે. હ. ધ્રુવ



## ૭૧

## વધામણી

મન્દાક્રાન્તા

વ્હાલા મ્હારા, નિશદિન હવે થાય ઝંખા ત્હમારી,
આવો, આપો પરિચિત પ્રતીતિ બધી ચિત્તહારી.
દૈવે જાણે જલ ગહનમાં ખેંચી લીધી હતી તે
આણી સ્હેજે તટપર ફરીથી મ્હને છોળકેલે;

ને આવી તોપણ નવ લહું ક્યાં ગઇ, કેમ આવી,
—આયુર્દોરી ત્રુટી ન ગઈ તેથી રહું શીર્ષ નામી.
ને સંસ્કારો ગત ભવ તણા તે કની સર્વ વ્હાલા,
જાણું સાચા, તદપિ દીસતા સ્વપ્ન જેવા જ ઠાલા;
માટે આવો, કર અધરની રમ્ય સાક્ષી પુરાવો,
મીઠા સ્પર્શો, પ્રણયિ નયનો, અમૃતાલાપ લાવો.
બીજું, વ્હાલા, શિર મુકી જ્યહાં 'ભાર લાગે શું?' કહેતા,
ત્યાં સૂતેલું વજન નવું વીતી ઋતુ એક વ્હેતાં:
ગોરું ચૂસે અખુટ રસથી અંગુઠો પદ્મ જેવો,
આવી, જોઈ, દયિત, ઉચરો લોચને કોણ જેવો? ૧૪



૭૨

## હાલરડું

(ગીત)

બાળકડાં પોઢો રે મ્હારાં બાળકડાં પોઢો!
પંખીડાં સૂતાં જઇ માળે
ખાઇ હિંડોળા આંબાડાળે,—
ઝૂલાતાં પારણિયાં મ્હાલે,
બાળકડાં પોઢો!—
બાળકડાં પોઢો રે વ્હાલાં બાળકડાં પોઢો! ૧
નીંદરડી આ આવી અટારી,
ગાતી ને નાચંતી સારી;—
કોમળડાં નેણોને ઠારી,
બાળકડાં પોઢો!—
બાળકડાં પોઢો રે મીઠાં બાળકડાં પોઢો! ૨

તારલિયા રક્ષો મુજ બાપુ;
ચાંદલિયાનું અમૃત આપું,
દુખડાં લઈ રુદયાશું ચાંપું,
બાળકડાં પોઢો !–
બાળકડાં પોઢો રે મોંઘાં બાળકડાં પોઢો ! ૩

પંખીડાં ઊઠશે સહુ જ્યારે,
કલરવ કરતાં ગાશે ત્યારે
હસતાં રમતાં ઊઠજો હાં રે–
બાળકડાં પોઢો !–
બાળકડાં પોઢો રે મ્હારાં બાળકડાં પોઢો ! ૪

ખબરદાર



૭૩

## પારણું

( માતા જશોદા ઝુલાવે પુત્ર પારણે એ રાગ. )

પારણિયાં સૂનાં સૂનાં કંઈ મ્હારા બાલનાં.
આછેરી આછેરી ઉડી રહી ચન્દનચાંદની.
મ્હારે ભુવન ભુવન અજવાળાં આછાં થાય;
ફુલમાં તારલીયા પગલીઓ મધુરી પાડતા,
મ્હારાં નયન નયનમાં અમી અંજન અંજાય:
પારણિયાં પણ સૂનાં–સૂનાં મ્હારા બાલનાં.

કુમળાં પ્રભાતનાં તેજે વનવન અજવાળીયાં,
મ્હારે આંગણીયે પૂરાયો મધુર ઉજાસ,
મીઠડી કોયલડી કાલુ કાલુ કંઈ બોલતી,

મ્હારે અંતર ઉપડે પ્રતિ કલરવનાં હાસઃ
પારણિયાં પણ સૂનાં-સૂનાં મ્હારા બાલનાં.

આવે ગાતા રમતા મરુત બાલ પશ્ચિમના,
પ્રભુનાં આશીર્વચનો સૂને ઝુલે ઢોળાય,
રમતી સખીકુલે પ્રભુનાં ગીત ગાતી બાલુડા !
મ્હારાં નયનો ભરતી ક્યાં તુજ કાન્તિ સુહાય ?
સખિ ! જઇ દૂર રમાડે કાં તે પ્રભુની માધુરી ?
પારણિયાં સૂનાં-
સખિ ! જો અયિ ! મોંઘાં પારણિયાં સૂનાં કંઇ
આપણા બાલનાં.

ન્હાનાલાલ

૭૪

## વિલાસની શોભા

× ×

સૌન્દર્યનું સુભગ છે સર પૃથ્વિતીર્થે,
તીરે વસે નગર સુન્દરીઓનું એકઃ
આલમ્બી ચેતન, ધરી રૂપ ભવનાનાં
ત્હાંથી પધારી ત્રણ સુન્દર યૌવનાઓ. ૧

× ×

મન્દાકિની મધુર, ચન્દ્રકલા હલેતી,
ને ઝાંખું ઝાંખું કંઇ ઝાંખતી એક તારા,
એવાં લઈ મધુર અદ્ભુત દેવદેહ
ખેલે વિલાસભર એહ કદમ્બકુંજે. ૨

× ×

નીચું નિહાળી તીરછી દગ માંડી જોતી,
ને એમ ઝાંખી નિજ પાડતી તેજમાલા,
મન્દાકિની વદન વારતી બોલ બોલીઃ
નેત્રે હતી સરલ બાલ સખીની શ્રદ્ધા. ૩

ગન્દાકિનીઃ—ઓ સખિ ! ઓ મુજ દેવિ ! પધારો !
આ વનનો નિરખો મહિમાઃ
તેજ તણાં ભરિયાં સુસરોવર,
તેજસ ત્હાં કમલો ઉઘડ્યાંઃ
તેજને માંડવ તેજનાં પુષ્પો,
તેજનું મન્દિર રસનું વડું,
તેજની વેલી ઝુલાવે ઝુલો નિજ,
અન્તર મ્હારૂં ય ઝોલે ચ્હડ્યું. ૪

એ ફૂલડાં વીણતાં વીણતાં
વરમાળ ગૂંથી મુજ નેહ લખી,
માંહિ પૂર્યા મુજ રંગ વિલાસ,
ઉજાસ ભર્યા, સુકુમાર, સખિ !
એ વૈજયન્તી માળ મહીં મુજ
દેહ છૂપાવી છૂપાતી રહુંઃ
કૂહે જગઃ 'ભાવ છૂપાવ કુમારી !'
એ વિતકો જઈ ક્યહાં હું કહું ? ૫

ત્હોય ઢળે ઉભરાઇ, સખિ !
મુજ અન્તર આ મુજ માળ વિશે,
વારૂં, હું વારૂં વળી વળી, ત્હોય
ઢળે ઉભરે કાંઇ કાંઇ મિશે.
પ્રાણ મહીં પ્રગટ્યો રસજ્યોતિ,
ત્હેની ઝગે અંગ અંગ શિખા,

ફૂલ ફૂલે, મુજ માળે દળે દળ
  એ રસજ્યોતિ ખરે તનખા. ૬

આહ જલે ધૂપ જેવી, જપું મુખ આરત,
  ગન્ધ અનંગ ભર્યો,
એ મુજ મન્દિર દેવ દિપાવવા
  આજ સ્વયંવર મ્હેં આદર્યો:
સ્નેહનું કુંકુમ ભાલે લગાવી,
  અંજન આંજી અમીરસનું,
સૌન્દર્યના શણગાર સજી
  જગ શોધું છું સ્વામી સખીવર ! હું. ૭

જોઈ હસે મુજ આંખ, ઠરે મુજ આત્મન,
  પ્રેમની ભરતી ચ્હડે,
દાખવ દેવિ ! એ ભાખ સખિ !
  મુજ વલ્લભ એ કોણ ? ક્યાંહી જડે !
નેત્રે સુધા વરસે વિરલી,
  ઉરમાં ઉછળે રસઓઘ, અને
પુણ્યપરાર્થી ઉદાર બહાદુર-
  એ વર બાઇ ! બતાવ મ્હને. ૮

હૈયાની લક્ષ્મીથી કોને વધાવું ?
  દેહલતા સોંપું કોને કરે ?
કોને સખિ ! વરમાળ ધરાવું હું ?
  કોને પૂજું પધરાવી ઉરે ?
નેનનું કિરણ નયને શમે,
  શમશે મનની આશ શું મનમાં ?
રૂપ દીધું, રસ દીધ, રસિક ન દીધ,
  વિધિ ! તુજ શી ક્રુરતા ? ૯

ચન્દેરી અમ્બર ધરી વિલસે કુમારી,
હસ્તે હતી અમૃતપુષ્પની સ્નેહમાલાઃ
તે ચાંપી ચાંપી હૃદયે, જલ સીંચી સીંચી,
શોધે વિશાલ નભ પ્રીતમ નીલ ચક્ષુ. ૧૦

ત્હેને જરાક અડકી દ્યુતિઅંગુલીથી,
વિશ્વે ઉડાવી મદતેજ તણા તરંગો,
આનન્દકન્દ નિજ નેન કમાન માંડી
ચન્દ્રી સખીગણ વિશે વદી વેણ આ ત્હાંઃ ૧૧

ચન્દ્રકલાઃ–મા ભર લોચન, મા કરમાવ
વીરી ! સુકુમાર શરીરલતાઃ
સૌભાગ્યના તિલકે ભૂલ મા,
તિલકે નથી સહુ સૌભાગ્યવંતાંઃ
વસ્ત્રની દીપ્તિ, ઉછીના પ્રકાશ, ને
મ્હો ન અલંકારની ચમકેઃ
ઊંડું નિહાળી જરીક વીરી ! જો,
જ્વાલામુખી ઉર મ્હારે ધખે. ૧૨

આનન્દના અમી શી લહરી મુજ,
આશ સમી ઉજમાળી પ્રભા,
કોડવતી રસ આંખડલી
મદલોલ વિલાસ વસન્ત સમા;
અન્તરના અભિલાષ અમૂલખ,
સ્વપ્ન સૌભાગ્યસુખોનાં વડાં,
ને કવિતા મુજ અન્તરનીઃ
સહુ ફોગટ સ્નેહની તૃપ્તિ વિના. ૧૩

સ્વામિના તેજથી શોભું હું તો
  પણ સ્વામી કને ન શકું ય હશી,
પુણ્ય નથી મુજ પાંગરતાં સખિ!
  નાથના નેહની હું તરશી.
અંગ સમારી અટારી ચ્હડું,
  ભરરાત સદા વણનાથ તપું;
નિત્ય વિયોગણ હું રસજોગણ
  એ વરથી ભલું ના વરવું. ૧૪

કોડવતી કન્યકાની ખીલે કળી,
  પુષ્પ પ્રફુલ્લે સહસ્ર દળે,
વ્યર્થ જ એ ખીલવું ફૂલવું સહુ,
  ઉર પરાગ ન જો પમરે:
સૌભાગ્યના શણગારે ન સૌભાગ્ય,
  સૌભાગ્ય કામક્રીડામાં નથી,
રંગ વિલાસ વિહારે ન સૌભાગ્ય,
  સૌભાગ્ય સ્નેહસુહાગે સખિ! ૧૫

આશ ઉણી ન પૂરાય, ઉઠે દવ અન્તર,
  કોડ હું કલ્પી બળું,
વિશ્વ નથી પણ આ કલ્પના,
  જગમાં જગના થઈ સંચરવું:
ફૂલ નથી એક છોડે બધાં,
  નવ રંગ બધા એક ફૂલડે રમે:
અંગ અંગે ઉઘડે છે ઉષા તુજ,
  જો! દિન વ્હોણી ન તે વિરમે. ૧૬

આ ઉલટે અહીં તેજનો સાગર,
  તેજની ભરતી હિન્ડોલે હીંચે.

ડોલે મહીં કંઇ દેવ ને દેવી,
  ઘેરૂં ઘેરૂં ને અનેરૂં હલે !
નાચી રહે મુજ હોડલું, નાચે હૈડું,
  હું ચે તે ભરતી ભીની,
નૃત્ય કરૂં મન્દ મન્દ, મયૂર શું,
  ખોલી કલા મુજ કિરણની. ૧૭

જોતી સ્વયંવર જયન્ત દગે કુમારી,
વ્હાલાનું શીર્ષ વરમાળ થકી વધાવે;
એવે કપોલ તરતા નવભાવ આવે:
ચન્દ્રીમુખે રમી રહી રસઉર્મિ એવી. ૧૮

એ તેજનાં રમણ, એ હસવાં હતાં જ્યહાં,
ત્યહાં તારિકા ઝલકતી જરી ઝીણું ઝીણું:
જાણે શું કોઇક જપે જપ યોગબાલા,
વૈરાગ્યનું ચીર સમારતી એવું બોલી. ૧૯

તારિકાઃ—ના સખિ ! ના, નથી આ કંઇ શાશ્વતઃ
  ઉત્સવ, કુંજ ને તેજઝડી,
ઇન્દ્રધનુષ્યો ય અન્તરનાં ઉડી જાય,
  દીપી રસ રંગે ઘડી.
સુખ કહી શણગારો છો કાયા,
  એ સુખ નામ, નથી સુખ એઃ
એ સુખશૂન્ય છું, જાગે ન જ્વાલા,
  જોઇ લીધાં, સુખવૃદ્ધ છું એ. ૨૦

નેનનાં જોવાં અંગનાં અડવાં,
  ઇન્દ્રિયનાં રમવાં રસીલાં,
દેહકથા મદભોગ સહસ્રધા,
  હાસ્ય ને નૃત્યની લોલ લીલાઃ

સ્વામિના તેજથી શોભું હું તો
  પણ સ્વામી કને ન શકું ય હશી,
પુણ્ય નથી મુજ પાંગરતાં સખિ!
  નાથના નેહની હું તરશી.
અંગ સમારી અટારી ચ્હડું,
  ભરરાત સદા વણનાથ તપું;
નિત્ય વિયોગણ હું રસજોગણ
  એ વરથી ભલું ના વરવું. ૧૪

કોડવતી કન્યકાની ખીલે કળી,
  પુષ્પ પ્રફુલ્લે સહસ્ર દળે,
વ્યર્થ જ એ ખીલવું ફૂલવું સહુ,
  ઉર પરાગ ન જો પમરે:
સૌભાગ્યના શણગારે ન સૌભાગ્ય,
  સૌભાગ્ય કામક્રીડામાં નથી,
રંગ વિલાસ વિહારે ન સૌભાગ્ય,
  સૌભાગ્ય સ્નેહસુહાગે સખિ! ૧૫

આશ ઉણી ન પૂરાય, ઉઠે દવ અન્તર,
  કોડ હું કલ્પી બળું,
વિશ્વ નથી પણ આ કલ્પના,
  જગમાં જગના થઈ સંચરવું:
ફૂલ નથી એક છોડે બધાં,
  નવ રંગ બધા એક ફૂલડે રમે:
અંગ અંગે ઉઘડે છે ઉષા તુજ,
  જો! દિન વ્હોણી ન તે વિરમે. ૧૬

આ ઉલટે અહીં તેજનો સાગર,
  તેજની ભરતી હિન્ડોલે હીંચે.

ડોલે મહીં કંઇ દેવ ને દેવી,
  ઘેરૂં ઘેરૂં ને અનેરૂં હલે !
નાચી રહે મુજ હોડલું, નાચે હૈડું,
  હું યે તે ભરતી ભીની,
નૃત્ય કરૂં મન્દ મન્દ, મયૂર શું,
  ખોલી કલા મુજ કિરણની. ૧૭

જોતી સ્વયંવર જયન્ત દગે કુમારી,
વ્હાલાનું શીર્ષ વરમાળ થકી વધાવે;
એવે કપોલ તરતા નવભાવ આવેઃ
ચન્દ્રીમુખે રમી રહી રસઉર્મિ એવી. ૧૮

એ તેજનાં રમણ, એ હસવાં હતાં જ્યહાં,
ત્યહાં તારિકા ઝલકતી જરી ઝીણું ઝીણુંઃ
જાણે શું કોઇક જપે જપ યોગબાલા,
વૈરાગ્યનું ચીર સમારતી એવું બોલી. ૧૯

તારિકાઃ–ના સખિ ! ના, નથી આ કંઇ શાશ્વતઃ
  ઉત્સવ, કુંજ ને તેજઝડી,
ઇન્દ્રધનુષ્યો ય અન્તરનાં ઉડી જાય,
  દીપી રસ રંગે ઘડી.
સુખ કહી શણગારો છો કાયા,
  એ સુખ નામ, નથી સુખ એઃ
એ સુખશૂન્ય છું, જાગે ન જ્વાલા,
  જોઇ લીધાં, સુખવૃદ્ધ છું એ. ૨૦

નેનનાં જોવાં અંગનાં અડવાં,
  ઇન્દ્રિયનાં રમવાં રસીલાં,
દેહકથા મદભોગ સહસ્રધા,
  હાસ્ય ને નૃત્યની લોલ લીલાઃ

આ જગ, આ જગના રસ, ને એ
  છોળે ઝીલન્ત રસિક, અરે !
એ છોળની પેઠ આવે ને જાયે.
  ભરતી ઓટે સહુ વિશ્વ તરે. ૨૧

આ મુજ પોપચું જો ! સખિ ! ઝબકે,
  ઝબકી ઝબકી ને મીંચાય વળી,
જો ! ઉઘડે ને બીડાય કીકી, એમ
  મ્હેંનાં ! બીડાય બધું ઝબકી:
સાગરનાં નીર આભમાં ઉછળે,
  ઉછળી ઢળે છે ઊંડા ગર્તમાં:
એમ હીંચે જલ આશાનિરાશાનાં,
  આ જગના મહેરામણમાં. ૨૨

એક ઉગ્યો સૂર્ય જીવનમાં કોટી કિરણે ભર્યો,
  ને મ્હેં માંડી પૂજા,
અર્ધ્ય રહ્યા અંજલિમાં ને મ્હારા
  સૂર્યનાં ગ્રહણ સદાનાં થયાં;
મનમાં હતું મુજ ખીલ્યું સ્હવાર, ને
  દિન અખંડ હવે તપશે:
આ કરશો મોહ આશાના, સહિયર !
  આશાના પડધા નિરાશા જ છે. ૨૩

હર્ષ ને શોક, પ્રકાશ ને અન્ધાર,
  સદ્દગુણ દુર્ગુણ દ્વન્દ્વો, સખિ !
શ્વેતપટે એમ શામળ માંડી
  બ્રહ્માંડ કેરી કથા આ લખી.
સંસારને સર અમૃત ભરિયાં,
  માંહિ ઘોળ્યા વિષના ઢગલા,

એ વિષ ને અમીના જલકુંડથી
પીશે અમી ધન્ય કો હંસલા.
ભાવથી માળા જપું એક ત્હારી,
નાથ ! તો હું ભવપાર તરૂં:
નિઃસાર આ ભવસાગરમાં એ
લાધ્યું મ્હને સારનું મોતિડું.
સૌન્દર્ય ને રસ જે કુંજ શોભે,
ત્હાં જ વૈધવ્યવિયોગ વડાંઃ
સાર, અસાર, કે સત્ કે અસત્ જગ ?
ભાગે કો એ ભેદની ભ્રમણા ? ૨૫

× ×

કલ્યાણ વાંચી નરલોકનું સ્નેહ દેવે
ગૂંથી પ્રભાકિરણ એક રુચા લખી છેઃ
દીઠો પ્રિયા નયન એ રસમન્ત્ર, ને ત્હાં
નેત્રે ઉરે જ ઉભરી રહી શાન્તિ શાન્તિ. ૨૬

આ સ્નેહનાં હૃદયઉર્જ્વલ પુત્રપુત્રિ !
મા ભૂલશો કદી ત્હમે નિજ કુલધર્મઃ
સંચ્યું ત્હમારૂં સહુ ભદ્ર જ સ્નેહલગ્ને,
તે લગ્નસ્નેહ મંહિ દિવ્ય વિલાસશોભા. ૨૭

× ×

ન્હાનાલાલ

૭૫

## સ્નેહનિદાન

( હરિગીત. )

મુજ વૃત્તમાં નથી કો નવાઇ, શીવાય પણ હું શું કહું?
પૂછ્યું તથાપિ તમે જ તો હું નકાર પણ શી રીતે ભણું?
મુજ જેવું વૃત્ત ઘણાંકનું શુણશો પુછ્યે આ દેશમાં;
પરદેશી સજ્જન! હીન્દુઓ ગાળે જ જીવન કલેશમાં! ૧

નરજાત સુખી હશે અહીં કદી મ્હાલતી સ્વચ્છન્દથી;
પણ નારીને રોયા વિના નહી કર્મમાં બીજું કંઇ.
પણ્ડિત પિતા તણી આત્મજા ભણી કંઇ હું તાતપ્રતાપથી;
મન વિકસિયું, ઉર ચ્હોંટિયું સદ્ગુણ વિશે બહુ ભાવથી. ૨

હું ન્હાનપણથી આશ આથી ઘણી ધરી મન માણતી,
પણ હાય! હીન્દુ તણે લલાટ લખ્યા ન લેખો જાણતી.
શૈશવ વિશે કર પીડિયો અજ્ઞાત એક શિશુજને;
ઉદ્વાહના જ કરારમાં સહી કીધી મુજ, મુજ ગુરુજને; ૩

તાતે કહ્યું "તુજ કાન્ત આ, બહુ ભાવ એ પર રાખજે;
"પ્રિયપતિ ગણી એ સાથ ત્હારો જીવ જોડી રાખજે."
હું બોલીઃ "કાન્ત ગણાય છે ઉરવારિધિના ચંદ્રમા;
"મુજ ચિત્તમાં આના પ્રભાવથી વીચિ જાગે કેમ ના? ૪

"સન્ધિ થયો નથી, છે નહી, નક્કી ન કે થાશે જ તે,
"અમ ચિત્તનો; તો શીખવો, પ્રિય તાત, ક્યમ મુજ કાન્ત એ?
"તમ પાસ ભણતાં હું ભણી–મન જોડવાં વિધિ હાથમાં;
"વિકસે જ પદ્મિની એકલા દિનનાથ કેરા સાથમાં. ૫

"સંસારમાંહી પ્રયાણ કાજ જ પાન્થ ચેતન સર્વ છે,
"બે એકથી જ ભલાં પ્રવાસ વિશે વળીઃ કહ્યું એવું યે.

" એ મિત્રતાનો હેતુ, પણ રસઐક્ય વણ નહી મિત્રતા:
" નહી ગ્રહે ઉરપારો વિગુણ ચિત્તસ્થળી પર સ્થિરતા;
" રસઐક્ય વણ મન ઐક્ય નહી: એ સૂત્ર શીખવ્યું તે દિને,
" મન ઐક્ય વણ નહી મિત્રતા પ્રભવે, ગુરૂજી, કો રીતે.
" સ્ત્રી પુરૂષ કેરૂં લગ્ન એવી મિત્રતાનો હેતુ છે:
" ઘણી વાર આપની પાસથી મ્હેં, તાત, એવું જ શુણ્યું છે.
" અન્યોન્ય કેરી ન્યૂનતા પૂરે અનુગુણ દમ્પતી;
" વિનિમય કરે નિજ રસતણો ઉર ઉર આગળ ઉઘડી.
" સંસારસ્વાર્થ અભિન્ન થાતાં ભેદનું કારણ નહી;
" સ્ત્રીપુરૂષની તેથી જ સઉમાં મિત્રતા ઉત્તમ કહી.
" એ મિત્રતા વા સ્નેહ કૂહો, તે હાર્દ દમ્પતી–ભાવનું
" રસઐક્યથી ઉત્પન્ન થઈ રસઐક્યને જ વધારતું.
" રસઐક્ય તો નહી હોય ત્યાં કયમ મિત્રતા એ સંભવે ?
" રસઐક્ય વળી વિધિવણ નહી કદી ઇતર કો સરજી શકે.
" હે તાત ! તે સૃજવાતણી આજ્ઞા કરી આપે મને;
" તો કેમ કરી કરવું અશક્ય જ એવું તે શીખવો હવે.
" હું કિંકરી છું તમતણી, કરું હોય શક્તિસાધ્ય જે;
" શિર વેચી પણ તમ વચન પાળું–શક્તિ એટલી સાધ્ય છે.
" વિધિહસ્તગત ઉરતન્ત્ર પણ કયમ કરી કરું ગતિવાળું હું ?
" મુજ ઉતરણું પરઉર સાથ શી રીત લગ્ન કરાવું હું ?

ગોવર્ધનરામ

૭૬

## પહેલાં અને હવે

જરાએ ના જુદૂં હતૂં તન અમારૂં પ્રથમ આ;
પછીથી દુર્દૈવે પ્રિય પ્રિયતમા આપણ બન્યાં;
તમે હાવાં સ્વામી ! હૂં પણ તમ ભાર્યા જ ! અથવા
થયા પાપી પ્રાણો કઠણ, ફળ્યૂં તેનૂં જ ફળ આ.

કે. હ. ધ્રુવ



૭૭

## મત્ત અનિલ

સુકોમળ વ્હાલી ચંદ્રિકા શું વ્યોમમાં છુપાઈ રહી ?
જોને આ અનિલ–અભ્ર જાય મદ વિશે વહી. સુકોમળ૦ ૧
અનિલ અભ્ર લેઇ અંગ વ્યોમમાં નચાવતો,
ઉછળિ ઉછળિ બાઝિ બાઝિ ગાઢ ભેદિ ચુમ્બતો; સુકોમળ૦ ૨
એવી વાદળી પ્રમત્તઃ અંગાંગ અનિલને લહે;
રમતી ભમતી ભુરકી નાંખતી ક્ષણે ક્ષણે ચુમે; સુકોમળ૦ ૩
જો એ મત્તબાળ અનિલ હૃદયથી પડી સરી,
ભાગિ ફરતી કુદડી, મોહજાળને પ્રસારતી; સુકોમળ૦ ૪
પુંઠળ પુંઠળ મોહ ઘેલડો અનિલ આ પળે;
વાદળી ફલંગ મારી નભ બધું ઘુમી વળે; સુકોમળ૦ ૫
હસે વળી લઇ એકનાં અનેક રૂપ બાલિકા,
અનિલ થઇ અનેક એક એકની પુંઠે પડયા; સુકોમળ૦ ૬

પ્રસારી અંગ બાલિકા અનેક એક થઈ રહી,
તાણી ધનુપ એ ઉભી અનિલ આગે એકલી. સુકોમળ૦ ૭
જોઇ રૂપ, શૌર્ય, દિવ્ય મોહ ચોટની પ્રભા,
થંભિયો નિહાળી વાયુ; અસુર જેમ ચંડિકા. સુકોમળ૦ ૮
હસતી અટ્ટહાસ પાછી અનિલને આલંબીને,
બાઝી એમ ખેલતી વિહાર કંઈ મીઠે રવે; સુકોમળ૦ ૯
ભૂલિ મોહ ચાતુરિથી, વાયુ ગાઢ સ્નેહથી,
ઉછંગમાં લઈ થયો શું ઘેલડો ચુમી ચુમી ! સુકોમળ૦ ૧૦
ભાગી ત્યાંથી અંક ત્યાગી ઉર્વિ માતના ભણી,
બાલખેલ કરતી બાળા આભમાંથી ઉતરી. સુકોમળ૦ ૧૧
ઊતરી ગરી પડી એ રોમરોમ પુલકીને,
જનની પ્રેમઘેલી ભેટી અંકમાં છુપાવિ દે. સુકોમળ૦ ૧૨
શાન્તિ શાન્તિ જનની રોમ રોમમાં રમી રહી,
કંઇક દિનથી વિરહ જ્વાળ જલતી તે શમી ગઇ; સુકોમળ૦ ૧૩
વિરહથી હતી બળેલ કંઇક વેલવાટિકા,
સૌ સખીને ભેટિ ભેટિ થાય તૃપ્ત એ બધાં; સુકોમળ૦ ૧૪
આઠ માસ વિરહથી પુકાર જેહ પાડતાં,
તે મયૂર હર્ષઘેલડા અધિક નાચિયા; સુકોમળ૦ ૧૫
ઢાંકિ વદન નીંદમાં નમેલ જે વિયોગમાં,
તેહ છિલ્લર ભેટિ પ્રેમ ગાન ગાય છે બધાં; સુકોમળ૦ ૧૬
શૈલના જે હૃદયમાંથી અગ્નિ છૂટતો હતો,
ત્યાંથી આજ ભેટ લીધે પ્રેમ જાય છે વહ્યો; સુકોમળ૦ ૧૭
શૈલ, શૃંગ શૃંગ, બાગ, કુંઝ, વૃક્ષ, વૃક્ષ, કંઇ
ક્ષેત્ર ક્ષેત્ર, સ્થાન સ્થાન, ઉર્વિ રંગમાં વહી. સુકોમળ૦ ૧૮

આ સહુનું હાર્દ અનિલ નિજ પ્રિયા વિશે લહે,
કેટલો થતો પ્રમત્ત કોણ કવિ એ કવે? સુકોમળ૦ ૧૯
તજી ગઇ શું માનિની એ? ચોંકતો વિચારમાં,
બ્હાવરો બની ગયો પુરૂરવસ ઉર્વશી જતાં; સુકોમળ૦ ૨૦
ડોલતો દશે દિશામાં, ચાલતો લળી લળી,
સ્થાન સ્થાન કર પ્રસારતો પ્રિયા લહી લહી; સુકોમળ૦ ૨૧
કઇક બાગ કદળીની કુમાસમાં પ્રિયા જુવે,
એહને ઉપાડિ અનિલ નિજ અંગ ધારી લે; સુકોમળ૦ ૨૨
પુષ્પની સુવાસમાં પ્રિયાનિ વાસના લહી,
એહને અનિલ નિજ અંગમાં લીયે ભરી; સુકોમળ૦ ૨૩
વિહંગના આલાપમાં પ્રિયા અવાજ માનિ લે,
એહને ઉપાડિ અનિલ અંગ અંગ ધારિ લે; સુકોમળ૦ ૨૪
કઇક કુમળી વેલમાં પ્રિયા લળકતી લેખતો,
આલિંગી એહને અનિલ મદ વિષે રમી રહ્યો; સુકોમળ૦ ૨૫
સરોજ સર નીહાળતો ભરેલ ભૃંગ માલિકા,
પ્રિયાની આંખ માની અનિલ ચલિત થતો ચિત્તમાં. સુકોમળ૦ ૨૬
શૃંગના ઉછંગમાં રમન્ત કઇક વ્હેળિયાં,
પ્રિયાનું સ્મિત શુદ્ધ માની હર્ષતો એ હૃદયમાં. સુકોમળ૦ ૨૭
એમ શૃંગ શૃંગ જોઇ જાય સર સરિતમાં,
થંભાવિ પાય નિર્ખતો શું વ્હેતી ગુપ્ત અંગમાં! સુકોમળ૦ ૨૮
વસ્ત્ર આછું વારિને, શેવાળ ત્રિવલિ અંગની,
પ્રેમ ઘેલછા વિષે લ્હેરાય આંખ પાતળી, સુકોમળ૦ ૨૯
નિર્ખતો સરોજ રજ ગુલાબી ગાલ સૂરખી,
ક્ષીણ થઈ અનિલ મંદ મંદ ધારતો ગતિ; સુકોમળ૦ ૩૦

ખળખળાટમાં પ્રિયાનું હાસ્ય જે રહ્યું હસી,
અનિલની નિહાળી વધતિ જાતિ એમ વિકૃતિ; સુકોમળ૦ ૩૧

ત્યાં સરીજ દષ્ટિ તેહ ઉર્મિ વેણી ઉપરે,
અનિલ વ્યગ્રતાથી રોમ રોમ બ્હાવરો બને; સુકોમળ૦ ૩૨

વારી ચક્ષી ક્રૂર ભ્રૂ કટાક્ષ મારતી ત્યહાં,
લળી પડયો અનિલ બની અંધ સરિત અંકમાં, સુકોમળ૦ ૩૩

ત્રિભોવન પ્રેમશંકર

૭૮

## વસંત વિજય

" નહીં નાથ ! નહીં નાથ ! ન જાણો કે સ્હવાર છે !
આ બધું ઘોર અંધારૂં હજી તો બહુ વાર છે." ૧

હજારો વર્ષો એ વચન નિકળ્યાને વહી ગયાં,
ખરે ! વક્તા શ્રોતા નથી તદપિ એ વિસ્મૃત થયાં;
સહુ માદ્રી પાંડુ તરત જ પિછાને ઉચરતાં,
વટી જો કે વેળા નિરવધિ શતશૃંગ ફરતાં. ૨

ગિરિના પ્રાન્તમાં કોઇ બાંધી પર્ણકુટી દય,
બન્ને રાજ્ઞી તથા રાજા કરતાં કાલ ત્યાં ક્ષય. ૨

નિદ્રા પ્રશાન્ત જરીએ ન હતી થયેલી.
દુઃસ્વપ્નદર્શન મહીં જ નિશા ગયેલી;
" ખુલ્લા પ્રદેશ પર જૈ ફરૂં થોડીવાર,"
ઊઠયો નરેન્દ્ર મનમાં કરી એ વિચાર. ૫

ધીમે શયનને છોડી જરા એ બ્હાર જાય જ્યાં,
" નહીં નાથ ! નહીં નાથ ? " શબ્દો એ સંભળાય ત્યાં. ૫

"પ્રિયે માદ્રી ! શું છે ? નથી નથી જતો સ્નાન કરવા
વહી નિદ્રા, માટે અહિં તહિં જરા જાઉં ફરવા;
મટયું આ અંધારૂં તરત નથી રાત્રિ પણ બહુ,
હમેશાંને સ્થાને પછી કરીશ હું આહ્નિક સહુ." ૬

ન જવાનું કહી દેવી નિદ્રાવશ થઈ હતી;
જાગર્તિ ક્ષણ રોકાઈ ફરી પાછી ગઈ હતી. ૭

"સારૂં થયું પ્રિય સખી થઇ છે પ્રસુપ્ત,
સાચી બિના નહિ જ રાખી શકાત ગુપ્ત;"
સંતોષથી નૃપતિ થાય હવે વિદાય,
છે અંધકાર, પણ ભૂલ જરા ન ખાય. ૮

કંસારી તમારાંઓના અવાજો આવતા હતા:
સ્થલ કાલ છતાં શાંત બન્નેને ભાવતા હતા ! ૯

વહે ઠંડો વાયુ કરી દઇ બધે શાંતિ વનમાં,
ઘણા થોડા આજે ઉડુગણ પ્રકાશે ગગનમાં;
હજી એકે પ્રાણી ગિરિ મહિં નહીં જાગ્રત દિસે,
વધે અંધારામાં નરવર અગાડી વન વિષે. ૧૦

ત્યાં જવું હતું તે આવ્યું સર સુંદર પાસનું,
આપ્યું હતું પુરા જેને નામ "માદ્રીવિલાસ"નું. ૧૧

ઝાંખી ભરેલ જલની સ્થિરતા જણાય,
જોતાં જ તર્ક નૃપના ક્યહિંએ તણાય;
બેસે શિલા ઉપર ચાલી સચિંત રાય,
ઊંડા વિચારમહિં છેવટ મગ્ન થાય. ૧૨

અનિદ્રા શ્રમથી તેનો ધૈર્યભ્રંશ થયો હતો:
પૂર્વનાં સ્મરણોમાંહીં ઘણો કાલ ગયો હતો. ૧૩

થવા માંડ્યાં ત્યાં તો રવિઉદયનાં ચિહ્ન સઘળે,
ઉઠેલી સૃષ્ટિના વિષમ સ્વર સાથે સહુ ભળે;
જવા માંડ્યું સર્વે સ્થલમહિંથી અંધારૂં ઝટ જ્યાં,
પુરાયો પ્રાચીમાં નવલ સરખો રંગ પણ ત્યાં ! ૧૪

કોલાહલ થવા લાગ્યો અરુણોદયથી બધે;
પૂર્વની રક્તિમા સાથે સહુ આક્ષોભ એ વધે ! ૧૫

વૃક્ષો અદૃશ્ય સઘળાં નજરે પડે છે:
ધોળાં અનેક ગમથી ઝરણાં દડે છે:
એ દેશ ચક્ષુ તજી ઉપર જ્યાં ચડે છે,
ઊંચાં પ્રચંડ શિખરો નભને અડે છે. ૧૬

"અરે શું આટલો કાલ નિષ્કારણ વહી ગયો !"
સદ્ય એવું કહી રાજા સ્વસ્થાનેથી ઉભો ગયો. ૧૭

ઉઠી જોતાં શોભા બહુ જ બદલાયેલ નિરખી:
ડગ્યું પાછું ધૈર્ય, સ્મરણમહિં આવી પ્રિય સખી:
"નિહાળું છું શું હું મનહર વસંતપ્રસરને !
અરે રે ! શેની, શી અનુભવ કરૂં છું અસર એ !" ૧૮

સૃષ્ટિ સૌંદર્યને જોતાં કૈં રોમાંચ થયું હતું;
ઘણા દિવસનું પેલું યોગાંધત્વ ગયું હતું. ૧૯

ઉડે, દોડે, એવી જલચર કરે ગમ્મત ઘણી;
નિહાળી તે, જોયું વળી પછી જરા પર્વત ભણી;
ગમી ના એ વૃત્તિ, હૃદયરસથી સંયમ ચડ્યો,
"થઈ ન્હાવા વેળા," નૃપતિ કરી એવું મહિં પડ્યો. ૨૦

સ્નાનથી થઈને શાંત પડ્યો એ નિત્ય કર્મમાં;
જતાં રાગ બની વૃત્તિ પાછી તદ્રૂપ ધર્મમાં. ૨૧

પૂરૂં કરી તરત તે સ્થલને તજે છે,
ઇચ્છા વિરૂદ્ધ દૃઢ આગ્રહને સજે છેઃ
"શાને થવું પતિત આશ્રમધર્મનાથી,
સૌંદર્ય શું ? જગત શું ? તપ એજ સાથી." ૨૨

જઈ આશ્રમમાં લે છે નિત્ય માફક ભોજન;
ઇચ્છે પછી જરા નિદ્રા પૂર્ણ વીસરવા વન. ૨૩

ઉઠયો થોડી વારે નૃપતિ જયમ નિદ્રા કંઇ લઈ,
મનોવૃત્તિ તેવી સ્થિર, વિમલ ને સાત્વિક થઈ;
જઈ થોડે છેટે પછી અનુભવે શીતલ હવા,
પડે દૃષ્ટિ માટે વન તરફ લાગે નિરખવા ! ૨૪

અક્ષુબ્ધ હૃદયે જોઈ રચના એ ઋતુ તણીઃ
મળવાને પછી ચાલ્યો બીજી પર્ણકુટી ભણી. ૨૫

માદ્રી જ માત્ર હતી હાજર એહ વાર,
કુંતા ગયેલ કંઇ કારણથી બહારઃ
માતા સતી નકુલ ને સહદેવની એ,
હા ! તાપસી નૃપની સાથ હતી બની એ. ૨૬

ઝીણા વલ્કલને આજે એણે અંગે ધર્યું હતું;
નહીં લાવણ્યને ઓછું વનવાસે કર્યું હતું. ૨૭

"નથી શું કુંતાજી ? નહિ અરર આંહી રહી શકે
પ્રિયે ! તું એકાકી ? સ્વજન વિણ વૃત્તિ કયમ ટકેઃ
ખરે ત્યારે આનો અનુભવ જરા આજ કરીએ.
જરા આ પાસેના ઉપવન વિષે કાંઇ ફરીએ."

પ્રસંગ બદલાતાં એ સિદ્ધાન્ત વિસરી ગયોઃ ૨૮
મટી તાપસ એ પાછો ભર્તા—સ્વામી—ખરે ! થયો ! ૨૯

શાન્તિ મહીં નહિ થયો કંઇ ફેરફાર,
એથી જ હાલ નૃપતિ વિસર્યો સવાર:
માદ્રી નહીં કરી શકી કંઇએ નકાર:
જાણેલ હોય કદિ શું વિધિના પ્રકાર ? ૩૦

પૂર્વાશ્રમ તણી બુદ્ધિ પાછી આવી ગઈ હતી:
ફરે સાંપ્રતને ભૂલી વનમાં સાથ દંપતી. ૩૧

વહી જતાં ઝરણાં શ્રમને હરે,
નિરખતાં રચના નયનો ઠરે;
મધુર શબ્દ વિહંગ બધાં કરે,
રસિકનાં હૃદયો રસથી ભરે. ૩૨

વસંતે સ્થાપેલું પ્રબળ નિજ સામ્રાજ્ય સઘળે,
નવાં રૂડાં વસ્ત્રો તરુવન ધરે છે સહુ સ્થળે;
બધી સામગ્રી એ મદનરસથી સૃષ્ટિ ભરતી,
જનોના જુસ્સાને અતિ ચપલ ઉદ્દીપ્ત કરતી. ૩૩

ઉછળ્યું લોહી તેથી એ સાવચેત થયો નહીં:
સ્ત્રીસંગે નર્મગોષ્ઠીમાં વધે છે વનની મહીં.

ઉત્તુંગ નમ્ર સહકાર દિસે ઘણાય,
લાખો વળી અગરુ ચન્દન ત્યાં જણાય;
વૃક્ષો, લતા, સકલ કૈંક અપૂર્વ રંગ,
જામે ન કાં પ્રબલ મિત્ર વડે અનંગ ? ૩૫

ફરતાં ફરતાં આવ્યો એક માલતિમંડપ;
પ્રવેશ સતીની સાથે કરે છે તે મહીં નૃપ. ૩૬

ધીમે ધીમે છટાથી કુસુમરજ લઇ ડોલતો વાયુ વાય,
ચોપાસે વલ્લિઓથી પરિમલ પ્રસરે, નેત્રને તૃપ્તિ થાય;
બેસીને કોણ જાણે ક્યહિં પરભૃતિકા ગાન સ્વર્ગીય ગાય,
ગાળી નાંખે હલાવી રસિક હૃદયને, વૃત્તિથી દાબ જાય. ૩૭

" સાંભળ્યું મોહ પામીને હવે કોકિલકૂજન:
પ્રિયા પંચમ વૃષ્ટિથી ન્હાવાનું થાય છે મન." ૩૮

જરા શંકા પામી, તદપિ નહિ કાંઇ કહી શકી,
વળી એવી ભીતિ નૃપવદન જોતાં નહિ ટકી;
નહીં રાજાજીનો હુકમ પણ પાછો કદિ ફરે,
વિચારી એ માદ્રી તરત જ જરા કૈં શરૂ કરે. ૫૯

દિવ્ય રાગ શરૂ થાતાં બન્યું શાન્ત બધું વન:
લોહચુંબકથી જાણે ખેંચાયાં સર્વનાં મન. ૪૦

માધુર્ય એ ઉછળતું ક્યહિં ના સમાય,
હા ! કેમ આ હલક અંતરથી ખમાય;
સાથે મળ્યાં તરત દંપતી સર્વ દોડી.
ભેટી રહ્યાં સ્વર વિષે દઇ વૃત્તિ જોડી ! ૪૧

ઘેલી બની બધી સૃષ્ટિ રસમાં હાલ ન્હાય છે,
હાય ! એક જ પાંડુના હૈયામાં કૈક થાય છે ! ૪૨

સંગીતામૃત વર્ષતાં પ્રથમ તો આનંદ વ્યાપી ગયો.
સાથે એક કરૂં પ્રિયાહૃદયને આવેશ એવો થયો;
ખંચાયો પણ વેગ પૂર્ણ કરતાં, આવી સ્થિતિની સ્મૃતિ,
રાખે અંકુશ, તોય સ્પષ્ટ વપુમાં દેખાય છે વિકૃતિ. ૪૩

નિહાળી નૃપને રાણી જરા ગાતાં રહી ગઇ;
હાય રે ! ઉલટી તેથી તેની શાંતિ વહી ગઇ ! ૪૪

"પ્રિયે ! માદ્રી ! આહા ! સહન મુજથી આ નથી થતું,
નહીં મારે જોઇએ તપ ફલ ભલે એ સહુ જતું:
ચલાવી દે પાછી મધુર સ્વરની રમ્ય સરિતા,
છટાથી છોડી દે ! અરર ! ક્યમ રાખે નિયમિતા ! " ૪૫

વૃત્તિઓ પરથી તેનો અધિકાર ગયો હતો;
અપૂર્વ ધ્વનિથી છેક મદોન્મત્ત થયો હતો: ૪૬

"સખી! દેવી! વ્હાલી! સ્વરૂપ તુજ આજે બહુ દિસે,
ખરે! રંભા જેવી રસમય અહીં નંદન વિષે:"
નિહાળે વર્ષાવી પ્રણયરસ બંને નયનથી,
જરા ધાસ્તી પામે સતી પણ હવે હાય! મનથી. ૪૭

ગીત પૂર્ણ થતાં રાજા જાય છે પાસ કૈં મિષે;
"ક્ષમા–પ્રાણ નહીં," બોલી; લેછે એને ભુજા વિષે! ૪૮

"રે હાય! હાય! નહિ નાથ! નહીં!" કહીને,
છૂટી જઇ ભુજ થકી અળગી રહી તે;
હા! દીન દષ્ટિ કરી એ નિરખી રહે છે,
દુ:ખે ભર્યા નયનથી નૃપને કહે છે:– ૪૯

"ડરૂં છું, ભય પામું છું, જોઇને આજ આપને,
અરે કેમ વિસારો છો ઋષિના ઉગ્ર શાપને?" ૫૦

બહુ બ્હીતી બ્હીતી થર થર થતી એ કરગરે,
નથી ઓછી થાતી વિકૃતિ નૃપની તોપણ, અરે!
"ઘટે છે શું દેવી! હૃદય પર આ નિર્દય થવું?
અરેરે! આ આવું પ્રબલ દુખ! મારે ક્યહિં જવું? ૫૧

"પ્રિયા! પ્રિયા! પ્રિયા! તારા હાથમાં સર્વ, હાય રે!
ત્વરાથી દેહ જોડી દે: આ તો નહિ ખમાય રે! ૫૨

"જાણું બધું, પણ દિસે સ્થિતિ આ નવીન:
મારૂં નથી બલ, બન્યો જલ બ્હાર મીન:
દેવી! વિચાર કરવા સઘળા તજી દે:
રે હાય! સ્પર્શસુખ, પ્રાણસખી! હજી દે!" ૫૩

વિચાર કરવા જેવો હવે વખ્ત રહ્યો નહીં;
ઝંપલાવી પડે માદ્રી નરેન્દ્ર ભુજની મહીં. ૫૪

* * *

નહીં ચાલે આંથી ગત વખતમાં દૂર હૃદય:
પડયા શબ્દો છેલ્લા શ્રુતિ પર બહુ મન્દ સદય:
જરા તૂટયાં વાક્યો કંઇ કંઇ થઇને રહી ગયાં:
હજારો વર્ષો એ પછી પણ હવે તો વહી ગયાં ! ૫૫

મણિશંકર



૭૬

## અભલ વાળો

(૧)

( વસંતતિલકા–અનુષ્ટુપ્ )

રેડી મહા પ્રલય તુલ્ય અચિંત્ય વારિ,
ભૂમિ અને જલધિનો દૃઢ ભેદ ટાળી;
સંતપ્ત ઉર્વીઉરને રસથી રીઝાવી,
લેતો વિરામ નભમાં ઘડી મેઘ થાકી. ૧

તથાપિ મંદ ધારાથી વર્ષતો હજુ ના રહે,
ચડેલું પૂર પ્રીતિનું શીઘ્ર શું અટકી પડે ? ૨

અભ્રો અનેક ગગનાંગણ ઘેરી ઉભાં,
વૃષ્ટિ વિશેષ કરવા તલપી રહેલાં;
સેનાનીના રણનિદેશની વાટ જોતા,
યુદ્ધાર્થ સજ્જ સહુ સૈનિકના સરીખાં. ૩

ઉત્પાત કારમો દેખી છુપાતો અભ્રઓથમાં,
અસ્તાબ્ધિમાં ગયો ડૂબી દીન જેવો દિનેશ હા ! ૪

આવી તમિસ્ર વરસાવતી રાત કાળી,
ને વાદળાં પણ રહ્યાં તમને વધારી;
ના ચંદ્ર, તારક નભસ્તલમાં જણાય,
હા ! કોણ થાય જન દુર્દિનમાં સહાય ! ૫

અધીરો ગર્જતો ઘેલો ગજાવે ઘન વ્યોમને,
શાર્દૂલો શબ્દ એ ઝીલી ગજાવે વન ભૂપરે. ૬

સર્વત્ર હા ! સલિલ માત્ર જણાય કાળું,
ડૂબાવતું જગત ને પથને પડેલું;
પંથાવરોધ કરતા મહિં બેટ જેવાં,
આ ડોકતાં અહિં તહિં તરુઓ ઉભેલાં ! ૭

ઘોર ગ્રાહ સમા જ્યાં ત્યાં વૃક્ષના વિટપો તરે !
દુઃસ્વરે દર્દુરો ભુંડા કાર્ય કાળ તણું કરે ! ૮

ના વારિને વસુમતી અવકાશ આપે,
ના સંઘરે જલનિધિ ઉરમાં લગારે;
મુંઝાઇ બે સદનના અતિથિ સરીખું,
જ્યાં જ્યાં પડ્યું સલિલ ત્યાં બની શાંત સૂતું ! ૯

નીસ્તીર નીરની વચ્ચે અશ્વ એક ઉભો દીસે,
ચેષ્ટાહીન થયો ચોંટી શૂન્યવત્ સ્વાર તે પરે. ૧૦

હા ! જાડયથી જડ બની જન એ ગયેલો,
ને અશ્વ કંપિત થતો જલથી ભિંજેલો;
શોધી રહ્યો પથ તુરંગમ સંભ્રમેથી,
ચાલી જરા અટકતો ઉર કૈં વિમાસી. ૧૧

આખરે દીપ ઓચિંતો દેખાયો એક દૂરથી,
ઉમંગે લક્ષતો એને સંચરે દઢ ચિત્તથી. ૧૨

સ્વામી તણા શરીરનો ન નિપાત થાય,
એથી સુમંદ પદ એ ધરતો જણાય;
ગંભીર સિંધુ પર એકલ નાવ જેવો
ધીમા ક્રમે વિચરતો ઘડી દીપ જોતો. ૧૩

ઝીલવા એક ઉક્તિને હજારો દાસ જ્યાં હશે,
અશ્વથી પડતો એને ઝીલવા કોઈ ના કને ! ૧૪

કાપી પ્રલંબ પથ આતુર અશ્વ અંતે,
આવી રહ્યો ઉટજ એક તણી સમીપે;
હેષા વડે સદનના જનને જગાડે,
ને માગતો શરણ કૈં પદને પછાડે. ૧૫

ઉઘડ્યું દ્વાર અંતે ને દીપ હસ્ત વિષે ગ્રહી,
શંકતી, કંપતી ઉભી એક ત્યાં યુવતી રહી. ૧૬

દેખી રહી ઉભયને દૃઢ ધ્યાન દેતી,
કંપી ગઇ મૃત સમા નરને નિહાળી:
" હા ! રાજવંશી જન કોઈ જણાય છે એ,
ને શીતથી ખચિત સ્તબ્ધ થયો દીસે છે– ૧૭

"અતિથિ આંગણે આવ્યો, ઘટે આશ્રય આપવો,
ગૃહીનો ધર્મ શું એવો ગૃહિણીએ ન પાળવો !"
એવું વદી, દૃઢ વિચાર ઉરે ઉતારી,
કીધી જઇ સદનમાં સહસા પથારી,
પાડોશની યુવતીઓ તણી સ્હાય સેવી,
લેઇ ગઇ ગૃહ વિષે શ્રમથી ઉઠાવી. ૧૯

ભીનાં વસ્ત્ર કરી દૂરે શુષ્કથી તનુ ઢાંકતી,
આપવા અંગમાં ઉષ્મા ઉપાયો કૈંક યોજતી. ૨૦

અગ્નિ વડે અહિં તહિં કંઈ શેક કીધો !
ને વસ્ત્રવેષ્ટન થકી બહુ ધામ દીધો;
નાના પ્રલેપ પણ ઉષ્ણ રહી લગાવી,
તોએ જરાય ગરમી ઘટમાં ન આવી ! ૨૧

ચિંતાતુર બની રામા, રહી નાડી નિહાળતી;
હજારો તર્ક હૈયામાં સંભ્રમે સાધતી જતી. ૨૨

અંતે વિચાર ઉરમાં કંઇ એક આવ્યો,
ને કંપ ઉગ્ર પ્રકટી વપુમાં સમાયો:
'હા' 'ના' તણું ઘડી ઉરે ઘમસાણ સેવી.
ઉભી થઇ વ્યથિત વ્યગ્ર બની ગયેલી. ૨૩

ડોલતા દીપની સામે હાથ જોડી ઉભી રહી !
રોકતી નેત્ર વારિને કહે કૈં રૂદ્ધ કંઠથી ! ૨૪

"ચંદ્રાર્કના પ્રતિનિધિ અયિ ! દીપ ભ્રાતા !
ને પ્રાણીને હૃદય ધારતી ભૂમિ માતા !
હા ! અગ્નિદેવ ! જગતાત તમે જણાતા !
સાક્ષી હજો મુજ અલૌકિક કાર્યના આ ! ૨૫

"સર્વદા સૃષ્ટિને જોતા સ્વર્ગના સુર બાંધવો !
ન્યાયની દિવ્ય દૃષ્ટિથી ઉર મારૂં ઉકેલજો ! ૨૬

"રે ! આ અનાથજનજીવ બચાવવાને;
ને ધર્મ માનવ તણો કંઈ પાળવાને;
ઉષ્મા હવે તનુ તણી દઉં સ્પર્શ સાધી !
ઘો ત્યાં સુધી બલવતી ઉરને સમાધિ ! ૨૭

"વિકાર શૂન્ય જો મારૂં નવ્ય વર્તન નીવડે,
પ્રાણનું દાન પંથીને આપજો સહુ તો તમે !

" ને કૈં વિકાર મુજ અંતરમાં નિહાળો,
તો ભસ્મ દેહ કરજો દઇ વીજ મારો;
ચીરાઈ કાં ગળી જજો તનુને ધરિત્રી,
કાં વજ્ર વાસવ તણું પડજો ત્વરાથી ! " ૨૯

બોલતી બ્હાવરી જેવી શય્યામાં સહસા પડી !
શબવત્ દેહને ભેટી ઉષ્ણતા આપતી રહી ! ૩૦

ભેટી પડે તનુજને જ્યમ માત મીઠી,
વાત્સલ્યનો પરમ પાવન સ્રોત વ્હેતી:
ભેટી રહી પથિકને ભરતી ભુજાથી,
આખંડલાસન અચિંત્ય ડગાવી દેતી ! ૩૧

ધન્ય હો ! દેવની દેવી ! ધન્ય ! અદ્દભુત યોગિની !
ડૂબતી વારિમાં તોએ અસ્પૃષ્ટા પદ્મિની સમી ! ૩૨

કંદર્પને સ્મરહરે કરી દગ્ધ દીધો,
કાંઇ તથાપિ અવશેષ રહી ગયેલો;
તે આજ આ કૃતિ થકી સતીએ નિવાર્યો !
અગ્નિ અને ગરલનો પણ ગર્વ ટાળ્યો ! ૩૩

પાષાણમૂર્તિ શાં બન્ને શરીરો શ્લેષ સેવતાં !
માનસો વિશ્વ મૂકીને ક્યાંય ઉડી ગયાં હતાં ! ૩૪

વિદ્યુત્પ્રવાહ વનિતા વપુથી સરંતો,
નિશ્ચેષ્ટ એ તનુ વિષે ઘડીમાં સમાયો;
આવ્યું અચિંત્ય કંઇ ચેતન અંગઅંગે
ને ઉઘડ્યાં, હૃદય, લોચન, વક્ત્ર સંગે. ૩૫

છલંગે છોડતી શય્યા રામા દૂર જઈ પડી !
ધીમેથી કૂજતી જિહ્વા પંથીની કૈંક બોલતી ? ૩૬

" કોણે મને અજબ જીવત દાન દીધું !
કોણે અહો ! અમરનું અહિં કાર્ય કીધું.
શું સ્વર્ગથી મુજજની જગ માંહિ આવી !
લીધો કૃતાંતમુખથી સુતને બચાવી ! " ૩૭

" ખમા ઓ વીર મારાને ! શાંતિ અંતરમાં ધરો ! "
આશ્વાસ એમ આપીને વનિતા વદતી અહો ! ૩૮

" આ નેસ ચારણ તણો, પુરૂષો અમારા,
દુર્ભિક્ષથી પશુ વિદેશ લઇ ગયેલા;
વર્ષા વડે વ્યથિત અશ્વ લઇ તમોને,
આવ્યો નિશામુખ વિષે અમ રંક ગેહે. ૩૯

" બજાવ્યો માનવી કેરો એ થકી ધર્મ માનવે,
શુશ્રૂષા સિદ્ધિને પામી, લાભ એહ મળ્યો મને " ૪૦

ધીમે શરીર મહિં આખર સ્વાસ્થ્ય આવ્યું,
ને પાંથનું હૃદય સદ્મ ભણી તણાયું;
પ્રસ્થાનસજ્જ હયને કરથી કરીને,
લેતો વિદાય વદતો ઉરના ઉમંગે. ૪૧

" આવજે બ્હેન ઓ મારી ! તળાજે ભ્રાતને ગૃહે !
ભૂપ હું એ ભૂમિ કેરો નામ એભલ સૌ કહે. ૪૨

" તારો અપાર ઉપકાર નહિ ભુલાય,
એનું ન મૂલ્ય જગનાં જનથી અપાય,
નિઃસ્વાર્થ કાર્ય કરનાર મનુષ્ય મોંઘાં.
હા ! ભૂતલે નિવસતાં પણ દેવ સાચાં. " ૪૩

આશ્ચર્ય પામતી ઉભી, યુવતી દેખતી રહી,
અશ્વ દોડાવતો અંતે નૃપ દૂર ગયો વહી, ૪૪

## ( ૨ )

દુષ્કાળ દુઃખ જગતું જલદે નિવાર્યું;
સર્વત્ર કૈ નવલ ચેતન શીઘ્ર આવ્યું;
આવ્યા ગૃહે પશુ લઇ નર નેસવાસી
આનંદતા સ્વજનને ધરી ભાવ, ભેટી. ૪૫

કર્ણોપકર્ણ ત્યાં ચાલી પાન્થની ઘટના પછી,
કલંક કારમું આવ્યું સતી શીર્ષ પરે ધસી ! ૪૬

ક્રોધાગ્નિથી બળી ગયો પતિ એ શુણીને;
કૈં કૈ અવાચ્ય વદતો, લડતો પ્રહારે !
સર્વાંગ સત્ય દયિતા શ્રમથી જણાવે,
વિશ્વાસ શંકિત ઉરે પણ કેમ આવે ? ૪૭

અપૂર્વ અગ્નિથી એના રોમરોમ તપી ગયા,
ગલત્કુષ્ટ તણા રોગે પર્યન્તે પીડતા થયા. ૪૮

શોકે ભરી યુવતી કૈંક ઉપાય યોજે,
ના શાંત થાય દૃઢ રોગ અરે ! લગારે;
એથી કરંડહૃદયે પતિને ધરીને,
અન્યોપચાર સજવા વિચરે વિદેશે. ૪૯

હજારો વૈદ્યને પામી, હજારો તીર્થમાં ગઇ,
પરંતુ વ્યાધિનો સાચો ના ઉપાય જડ્યા કંઇ. ૫૦

અંતે ગઇ રડંતી એભલની સમીપે,
નૈરાશ્ય આશ ઉરમાં અતિશે ધરીને;
દેખી સુદૂર થકી ભૂપતિ દોડી અવ્યો,
ને દંડવત્ ધરણિમાં પડી પાય લાગ્યો. ૫૧

“આયુષ્ય આપનારી તું આવી બ્હેન ભલે ગૃહે !
કરંડે શું ધરી લાવી ? શી તારી સ્થિતિ ? તે કહે !” ૫૨

શોકે રડે હૃદય ને નયનો ભિંજાતાં,
કષ્ટે વહે રમણી લોચનનીર લ્હોતાં;
"હા! કંથ એ વિકટ રોગ થકી રીબાય,
સર્વે ગયા અફળ સૃષ્ટિ તણા ઉપાય. ૫૩

'બત્રીશલક્ષણા કેરા રક્તથી સ્નાન જો કરે,
દૂર તો થાય એ વ્યાધિ, એમ વૈદ્ય ઘણા વદે." ૫૪

"ચિંતા નહિ હૃદયમાં ધર બ્હેન! ત્યારે,
એ છે ઉપાય તુજ કારણ હસ્ત મારે;
બત્રિશ લક્ષણ જનો મુજમાં જુએ છે,
ને એમ પંડિત, પરીક્ષક સૌ કહે છે. ૫૫

"આયુષ્ય ભોગવું છું આ, તે તારા કરથી મળ્યું,
ત્વદર્થે આપવું એથી અન્ય શું વિશ્વમાં ભલું? ૫૬

કાલે થશે મરણ પામર કીટ એવું,
એથી અવશ્ય અતિ ઉત્તમ મૃત્યુ આવું;
જો રોગમુક્ત ભગિની! પતિ થાય તારો,
તો ધન્ય એક ધરણિ મહિં દેહ મારો," ૫૭

પરંતુ શીર્ષને કાપે કોણ! એ પ્રશ્ન ઉદ્ભવે,
મોકલી દૂતને પાસે બોલાવ્યો નિજ પુત્રને. ૫૮

એ તાતનું કથન સર્વ ઉરે ધરીને,
માગે કશું વિનયથી ચરણે ચડીને;
"હું લક્ષણો સકળ આપ તણાં ધરાવું,
છું આપવા અધિક આતુર શીર્ષ મારૂં." ૫૯

આગ્રહી બે રહ્યા ઉભા ઉમંગે શિર આપવા,
અન્યોન્ય અસિને દેતા, ને કે'તા સદ્ય કાપવા! ૬૦

દેખી રહ્યો પુરુષ સર્વ કરંડવાસી,
પામ્યો અપૂર્વ કંઇ અંતર માંહિ શાંતિ;
સિંચાય રોમ સહુ નૂતન કો સુધાથી,
ઊડી ગયો પળ વિષે કંઈ દૂર વ્યાધિ! ૬૧

કાઢવા એ કરંડેથી વામાને વિનયે કહે,
કંઇ સ્વાસ્થ્ય ધરી, પાયે પડીને ધ્રુજતો વદે. ૬૨

“વ્હાલી! તને પ્રથમથી નહિ મેં પિછાણી,
તું શુદ્ધ સંયમવતી, સ્મર જીતનારી!
ને ભૂપ આ શિબિ તણો અવતાર સાચો!
તેનો મયૂરધ્વજ તુલ્ય કુમાર આ તો. ૬૩

“શંકા સર્વ ગઇ મારી, ક્રોધને રોગ હા! ગયો!
સુધાસિંધુ તણા સ્નાને દેહ દિવ્ય બની રહ્યો! ૬૪

“મેં સૂક્તિઓ શ્રવણ માંહિ ધરી તમારી!
તે તો હતી વિબુધના વ્યવહાર કેરી!
સાન્નિધ્ય એ અમરનું મૃતને જગાડે,
તો કાં અસાધ્ય જનરોગ નહિ મટાડે? ૬૫

‘સહસ્ર ચંદ્રના સ્પર્શે જે ન શીતલતા જડે,
આ પ્રસંગ- તણા યોગે સાંપડી સદ્ય તે મને! ૬૬

“આલંબ સૂર્યશશીના હજુ વિશ્વમાં છે!
ને સ્તંભ છે ગગનગુંબજના હજુએ!
નિષ્ઠુર મૃત્યુઉરને શરમાવનારા,
અદ્યાપિ વીર નર હા! જગમાં વસેલા! ૬૭

“પરંતુ એ નહિ સૂજેઃ આપવા ઉત્તમાંગને,
સ્પર્ધતા સામસામે આ બે ‘વાળા’માં કયો ચડે?” ૬૮

દા. ખુ. બોટાદકર.

## ૮૦

## મનોહર મૂર્તિ

( કવ્વાલી )

દેવે દીધી દયા કરી કેવી મને,
  અહા ! મૂર્તિ મનોહર માશુકની ?
નવરંગ, પ્રફુલ્લ, ગુલાબ સમી
  મૃદુ, મૂર્તિ મનોહર માશુકની !

નયને કંઇ નૂર નવું ચલકે,
વદને નવી વત્સલતા ઝલકે;
સખી ! એક જ તું ગમતી ખલકે
  મને, મૂર્તિ મનોહર માશુકની !

શિરકેશ સુકોમલ સોહી રહ્યા,
સ્મિત જોઇને તારક મોહી રહ્યા;
કામધેનુ શી બાલક દોહી રહ્યા
  તને, મૂર્તિ મનોહર માશુકની !

હૃદયે શુભ ઉજ્જ્વલ ભાવ ભરોઃ
પ્રણયામૃતની પ્રિય ધાર ધરોઃ
સહચાર મહીં ભવ પાર તરો
  સખી ! મૂર્તિ મનોહર માશુકની !

નવરંગ પ્રફુલ્લ, ગુલાબ સમી
મૃદુ મૂર્તિ મનોહર માશુકની !
દેવે દીધી દયા કરી કેવી મને,
  અહા ! મૂર્તિ મનોહર માશુકની !

મણિશંકર

## અગ્નિહોત્ર

( શિખરિણી )

લવે વિશ્વે લોકો—' પરિચય વધ્યે પ્રેમ ઘટતો;
જવાનીએ ફૂંક્યો ક્ષણ વધી પછી અગ્નિ શમતો !'—
શું જાણે તત્ત્વોને જગજન ભમે મોહવન જે ?
મહા મોંઘો અગ્નિ દિન દિન નવી દીપ્તિજ સજે. ૧

( ઇન્દ્રવજ્રા )

ડૂબી જઇને ઘન અન્ધકારે
શીતે ધ્રૂજી સૃષ્ટિ સમસ્ત ત્ય્હારે
સ્વર્ગે થકી ઊતરી હૂંફ દેતો
આવ્યો અહિં દિવ્ય જ અગ્નિ એ તો, ૨

( શિખરિણી )

ઉતારી સ્વર્ગેથી મુજ હૃદય સ્થાપ્યો સ્થિર વસે
અમોલો એ વહ્નિ, દિન દિન વધાર્યો પછી રસે
ધીમે ત્હેં સંકોરી મૃદુ કર વડે, જીવનસખિ !—
કદી એ ના ભૂલું સદય તુજ એ તો ઉપકૃતિ. ૩

( ઉપજાતિ )

રહી સદા એ સહધર્મચારે
આ વિશ્વયાત્રામહિં ભક્તિભારે-
સંકોરી સંવર્ધી જ દિવ્ય વહ્નિ,
અપૂર્વ એ આપણ અગ્નિહોત્રી. ૪

એ વહ્નિને ભક્તિથી સંઘરીને,
હવિષ્ય મોંઘાં મહિં હોમો પ્રીતે,
ચાલ્યાં જશું જીવન પાર ક્ષેમે,
પૂજીશું ત્હાં એ સખિ ! અગ્નિ પ્રેમે. ૫

નરસિંહરાવ



૮૨

## સૌંદર્ય

શાર્દૂલવિક્રીડિત

હું છું શંકર તું સતીશિરમણી, સૌંદર્ય ધારાવતી,
તું છે નિશ્ચળ મારો પ્રેમળ સખી ! પ્રેમે સમાધિ સ્થિતિ.
તારે છે મુખ ચંદ્રમા મુજ શિરે, ચંદ્રાર્ક સારસ્વતી,
હાં હાં જોડ સમોવડી મળી પ્રિયે, વિદ્યાપતી શ્રીમતી. ૧

જેણે એકજ બિંદુ પાન કર્યું, સૌંદર્ય ધારા થકી,
રે ! તે પ્રાણીતણી ગતિ અવર શી, તર્શી સદાયે ગતિ;
રે ! કાં કાંતિ પટાંચળે લપટીને સંસાર માંહિં રમે,
રે ! ચંદ્રાનનદર્શનાર્ત્ત સ્વમતિ ચારુ ચકોરી ભમે. ૨

તે શ્યામા અલકાવલી સઘન કુંજે, રમ્ય ગુંજારવે,
આ ચિત્ત ભ્રમર પ્રકારી તુજનો, ભ્રાંતિ વિના જે રમે,
હાહા ! દૈવવશાત્ વિયોગી જીવ એ, ભોગી ભમે ભ્રાંતિમાં,
રે ! એક ક્ષણ પુષ્પગુંફિત લટે, દે લેટવા શાંતિમાં, ૩

ધારા ઉપર હું પદેપદ સખી, તારા વિચારો ધરૂં,
આધારે તુજ મૂર્તિના નયનથી, સંસાર માંહિ ફરૂં;
ભાનુ રોહિણી નાથ તારી નજરે. બોલાવું જો સાક્ષીયે,
સાક્ષી અંતર શુદ્ધની ખરી પૂરે, સત્યં બ્રવીમિ પ્રિયે. ૪

ભાનુ દ્વાદશ ચંદ્ર કોઇ દિવસે, જો પાંસુમાં રોળશે,
વારિ માંહિ વસુંધરા કવચિદપિ, સ્નેહેથી અંગોળશે;
ના ના સજ્જન પ્રેમનાવતરણી, કિંચિત્ કવચિત્ ગર્કશે,
મારી ટેક શુચિ ધ્વજા પ્રલયના પાથોધિમાં ફર્કશે. ૫

સૃષ્ટિના શ્રમથી વિનિદ્રિત પરબ્રહ્મ પ્રશાંતિ ગ્રહે,
સંસારી જીવ માત્ર નામ રૂપમાં ના ભેદ કાંઇ રહે;
કાંતે ! કોઇ દિને દિનેશ કિરણો, જ્યારે તમે તર્જશે,
મારો નાદ, 'તુંહી તુંહી' સઘન જો, શૂન્યાત્મમાં ગર્જશે. ૬

યોગી માન લહે ટચાક મનમાં શારીરકી ભ્રાંતિમાં,
ત્વન્મુખદર્શન જો મળે શરીરની, શું સાર છે શાંતિમાં;
જેનો પાર જડે ન કાંઇ મથતાં પ્યારી ચતુઃસિંધુમાં,
તે મેં રત્ન ખરેખરૂં પરખીયું, તારા સુરા બિંદુમાં. ૭

× × ×

આવી પ્રેમળ પ્રાણ હંસ પડીયો, આ દેહને પાંજરે,
પ્યારી શબ્દ વિના નથી કંઇ પડયો; તો યે રહ્યો જંજીરે;
ક્યારે પંજર બંધપૂર્ણ છુટશે, કે ચિત્ત આશા ધરે,
ઉડીને પદપંકજે રસ ભરે, કલ્લોલ કામી કરે. ૮

પ્યારી આજની કાલ રાત્રી કરતાં, રાત્રી હજારો વહી,
જોતાં વાટડી રોજ રોજ તુજની, નિદ્રા ન નેત્રે રહી;
અંગો અંગ મળ્યો ન સ્પર્શ હું વહ્યો, છું વિર્હના સાગરે,
સાચું કહે અપરાધ શો પ્રિય કર્યો, છે રંક આ નાગરે. ૯

હું છું નાગર જાત તું રસતણા, કલ્લોલમાં ચાતુરી.
હું છું પૂર્ણ કળાધર પ્રકટ તું વિદ્યા ચકોરી ખરી;
હું અર્પું કવિતા મધુર તુજને, તું મૂજને ચુંબને,
મારે ! અમૃત ઘૂંટડા નવી નવી, નિત્યે કવિતા બને. ૧૦

મારી કોમલ નાદ મસ્ત કવિતા, સારંગીમાં સૂણરે,
પાયે નૂપર તાલ આપી મદિરા આનંદમાં ઘૂમરે;
જ્યાં જ્યાં માન પડે તું મસ્ત થઇને, ત્યાં વાહવા બોલરે,
આલાપું મૃદુ તાન કંઠ મુજને, વેલી થઇ ડોલરે ! ૧૧

જન્મ્યો કાંઇ નથી જગત્ રીઝવવા, દરકાર શાની ધરૂં,
લેખ્યો લેખ નથી લલાટ પટલે, કે નિત્ય સેવા કરૂં:
જન્મ્યો કાંઇ નથી ભવાઇ ભવને, કે ઢોંગ સારૂ ઘડયો,
સ્વચ્છંદી પણ ફંદી માત્ર તુજનો, હા બાલ પાયે પડયો. ૧૨

પ્રેમી પ્રાણિતણી મહા પ્રણયની, સંપૂર્ણ કામેશ્વરી,
કોટિ અર્ક સમ પ્રભા મુજતણા જે ચિત્ત સ્થાનેશ્વરી;
જેના અંશ થકી છું ઉદ્ભૂત થઇ, તું મારી પ્રાણેશ્વરી,
તે દેવી નિત નિત્ય નૂતન સદા, ત્વાં પાતુ વિશ્વેશ્વરી. ૧૩

એવી સુંદર મોહિની અહહહા, કામી પિતાને કર્યો,
શું આશ્ચર્ય કદાપિ મોહિત થઇ, તું શર્ણ જેને ઠર્યો;
સર્વે સાક્ષર નમ્ર ભાવિક જનો, જેના રહે આરતી,
તે દેવી નિત નિત્ય મંગળમયી, ત્વાં પાતુ મે ભારતી. ૧૪

બાલાશંકર



૮૩

## યાર શિરાઝી

અગર તે યાર શિરાઝી મ્હારૂં મન મેળાવે !
સમર્પુ હું બુખારાને સમર તિલ શ્યામને ભાવે.
પૂરેપૂરો દેઇ દે, સાકી ! મદિરા સાર,
સરિતા રુકનાબાદનો નિર્મળ શીત કિનાર;
લતા મંદિર મુસલ્લાનાં કહો ક્યાં સ્વર્ગમાં લાવે ! અગર૦ ૧

પેલી છોટી ગોરીઓ ધારે પૂર્ણ ગુમાન,
કરે, અરે અફ્સોસ છે, બાધું શહર મસ્તાન;
હરી ગઈ દિલથી ધિરજ યાર ! તુરક જ્યમ લુંટ લુંટાવે. અગર૦ ૨

અમારી પ્રીત અપૂર્ણની પિયુ ખુબી બેદરકાર,
રસ સુગંધી તોય તિલ કેરી શી દરકાર;
સહજ કાંતિ રુપાળી ને મને જે મોહ ઉપજાવે. અગર૦ ૩

સુંદરતા વધતી ઘણી યુસુફ કેરી નિત્ય,
મેં જાણ્યું નક્કી હવે એવી પ્રીત ખચીત;
પતિવ્રતના પટંચલથી ઝુલેખા ખેંચીને લાવે, અગર૦ ૪

પી મદિરા સુણ ગાનનાં તાન મસ્ત તું હોઇ,
દેખ ન દુનિયામાં કંઇ કરિ કારીગીરી હોઇ;
નિપટ આ ખેલ દુનિયાનો ન ખોલ્યો ખોલીને લાવે. અગર૦ ૫

પ્યારી ઉર ધરી જરા શીખ હમારી માન,
નિજ નિર્મળ અંતર વિષે નસીબવાન જવાન;
શિખામણ વૃદ્ધ દાનાની અહો પ્રિય પ્રાણથી ફ્હાવે. અગર૦ ૬

મેં વચનો મીઠાં કહ્યાં, તેં કટુતાનો સાર,
પરમેશ્વર તુજ ભલું કરો, પરંતુ રે મુજ યાર;
બહુ છાજે કથન કડવાં, અહો, મીટે અધર લાવે. અગર૦ ૭

રચી ગાનપર ગાન તેં, મોતી પરોવ્યાં સાર,
આવ બેસ ખુબ તાનમાં ગા ખુશ હાફિઝ યાર;
રુડી મંદાકિનીનો હાર તને આકાશ પહેરાવે. અગર૦ ૮

બાલાશંકર

૭૦

## નાદાન બુલબુલ

ભૈરવી ગજલ

( મહોબત ગેરસે તેરી છુડાદે યા રસૂલીલા )

ઉડો નાદાન મન બુલબુલ રહો, ગુલઝારમાં ના ના,
વફાઇ એક પણ ગુલની, દીઠી ભર પ્યારમાં ના ના. ૧
સુણાવો ગાનની તાનો, જઇને દ્વાર દર્દીને,
અરે બેદર્દીના દર્દ, રહો દરકારમાં ના ના. ૨
રહો જ્યાં ચંગ ને ઉપંગ, વીણા નાદ વાજે છે,
ઘડી આ બેવફાઇના, રહો દરબારમાં ના ના. ૩
કદાપી રાતભર રો તું, સહી શરદી ગરીબીથી,
પરંતુ બોલ એ પ્યારે, જુલમગારે દીધો ના ના. ૪
સુકાશે તાહરૂં ગુલઝાર, પણે જો ગ્રીષ્મ આવે છે,
પ્રજળશે વિશ્વ વહ્નિથી, રહે તુજ પાંખડી ના ના. ૬
સુકોમળ પાંદડી ઉપર, ઉનાં અગ્નિ થકી તારાં,
અરે અફસોસ! આસુંએ, અસર કાંઇ કરી ના ના. ૭
અબોલા પ્રીતમે તારી, દશા કેવી કરી ભારી,
કરૂણાથી રડી ગાતાં, નજર કાંઇ કરી ના ના. ૮
પુજારી થઇ ચડયો દ્વારે, અરે તે દ્વારમાં તારી,
કતલ કરતાં ખરે! પ્યારે, અસર કાંઇ કરી ના ના. ૯
નથી અડકાતું ચુંટાતું, ફરે ફેરા તું પછવાડે,
ગરીબીની ગુમાનીએ, ગરજ કાંઇ ધરી ના ના. ૧૦
અરે એ પ્રીતમાં આખર, ન પ્રીતમ પ્રેમી પરખાશે,
જશે ગુલબંધ વન થાશે, ગુજર અંદર થશે ના ના. ૧૧
રૂવે તું રાતમાં જ્યારે, હસે ત્યારે ગુમાની ગુલ,
અરે એને દિલે દૈવે દયા પેદા કરી ના ના. ૧૨

સુગંધી વાસમાં ઉદાર, મફત છે જન્મથી તેમાં,
ન બાકી બોલની રાખી કૃપણતામાં જરા ના ના. ૧૨
વિધિના ઉલટા અંકો, સુવર્ણે ક્યાં થકી સુરભિ!
તને કોમળ અહો મન કેરી કોમળતા કરી ના ના. ૧૩
વળી જો એ સવારે સર્વ અંગોઅંગ ખીલવીને,
જઇ ઠરશે બીજે હાથે, વફાઇ કંઇ ધરી ના ના. ૧૪
બળાપા બાલનાથી, રાતભર રાકાપતિ દાઝયો,
સમુદ્રે જઇ પડયો શીતળ થવા શાંતિ રહી ના ના. ૧૫

**બાલાશંકર**

## ૮૫
## નાયકનું પ્રાયશ્ચિત્ત

શાર્દૂલવિક્રીડિત.

પાંખો નૂતન લાગતી સ્ફુટિત તે જોતો હસીને ઘડી,
ને જોતો ભવવ્યોમ મુગ્ધ નજરે, જાણે ઉડું આ ઘડીઃ
જાણે અંબરમસ્તકે ચળકતા રંગો વડે વાદળી
આશાએ સરજી, ઉડી, સુભગતા પાંખો વિશે તે ભરી
ઓળંગું વળી એહ પણ્ પલકમાં, ને લોક સર્વે સ્થલે
ઊંચાં નેત્ર કરી વખાણ વદતા જોઇ રહે વિસ્મયે!

હા એ સ્વપ્ન! હતું શું સુન્દર! ન એ પાંખો ન એ વાદળી,
ને એ લોકવખાણ–ભીષણ પડે છે કર્ણયુગ્મે હજી!

એ મૂર્ખાઇ વિશે ત્હને અવગણી.–દીઠો ન રે સ્નેહને!
તોયે ધૈર્ય ધરી તું ત્વન્મય રહી, કેવી તું વ્હાલી મ્હને!
'ભાવિમાં ન કદાપિ એવું'–ક્યમ એ આપી શકું કોલ હું
ભૂતજ્ઞાનથી ખિન્ન છેક થયલો,–માટે કહું આટલુંઃ
કે પ્રીછું તુજ પ્રેમ, કોમલ સખિ, ને આ ઉરે હોય જે,
ગામ્ભીર્ય દૃઢતા અને સરલતા, ત્હારાં જ તે લેખજે. ૧૪

**બલવંતરાય.**

## ૮૬

## ઉદ્ગાર

( ખંડ શિખરિણી )

વસ્યો હૈયે તારે :
રહ્યો એ આધારે :
પ્રિયે, તેમાં મારે પ્રણય દુનિયાંથી નવ થયો !
નવા સંબંધોનો સમય રસભીનો પણ ગયો !
નહિ તદપિ ઉદ્વેગ મુજને :
નયન નિરખે માત્ર તુજને :
હરે દૃષ્ટિ, વ્હાલી, સદય મૃદુ તારી જ રુજને !
સદા રહેશે એવી :
સુધાવર્ષા જેવી :
કૃતી માનું, દેવી ! ક્ષણ સકલને જીવન તણી :
પ્રમત્તાવસ્થામાં નઝર પણ નાખું જગ ભણી !

મણિશંકર



## ૮૭

## જૂનું પિયેરઘર

મન્દાક્રાન્તા

બેઠી ખાટે ફરી વળી બધી મેડીઓ ઓરડામાં,
દીઠાં હેતે સ્મૃતિપડ બધાં ઊકલ્યાં આપ રૂડાં :
માડી મીઠી, સ્મિત-મધુર ને ભવ્યમૂર્તિ પિતાજી;
દાદી વાંકી રસિક કરતી વાતથી બાળ રાજી;
સૂનાં સ્થાનો સજીવન થયાં, સાંભળું બોલ જૂના,
આચારો કૈં વિવિધ ઢબના નેત્ર ઠારે સઉના;

ભાંડુ ન્હાનાં, શિશુસમયના ભાવના સોબતીઓ,
જ્યાં ત્યાં આવી વય બદલી સંતાય, જાણે પરીઓ.
તો યે એ સૌ સ્મૃતિછબીઓ વિશે વ્યાપી લે ચક્ષુ ઘેરી,
ન્હાની મોટી બહુરૂપી થતી એક મૂર્તિ અનેરીઃ
ચોરીથી આ ઘડી સુધી મહીં એવી જામી કલેજે
કે કૌમારે પણ મુજ સરે બાલવેશે સહેજે !
બેસી ખાટે પિયરઘરમાં જિંદગી જોઇ સારી
ત્યારે જાણી અનહદ ગતિ, નાથ મ્હારા, ત્હમારી. ૧૪

બળવંતરાય



૮૮

## સરસ્વતીચન્દ્રનો સન્યાસ

(ગઝલ)

" અહો ઓ જીવ મ્હારા રે ! દઈ આ દંશ દારાને,
" ઘટે ના ભોગ-સંસાર, ઘટે ના શાંત સન્યાસ. ૧
" શરીરે ભસ્મથી છાયો, ઉરે અત્યંત સંતાપ્યો,
" ઉંડો જ્વાળામુખી જેવો,—હવે સંન્યાસ આ તેવો ! ૩
" તજી ત્હેં ત્યાં પડી છુટી સરિતા અબ્ધિમાં સુતી !
" ગિરિ ! એ સાંકળી તુંને નહીં તોડી કદી તુટે. ૩
" જડાઇ ભૂમિમાં સ્થિર, ઉંચે આકાશ ઉદ્‌ગ્રીવ
" થઈ ત્હારે રહ્યું જોવું નદીનું અબ્ધિમાં રોવું. ૪
" હવે સ્વચ્છન્દચારી હું ! યદચ્છાવેષધારી હું !
" પતંગો ઉડતી જેવી—હવે મ્હારી ગતિ તેવી. ૫
" ઉડે પક્ષિગણો જેમ, હવે મ્હારે જવું તેમ;
" સમુદ્રે મોજું રૂહે તેવું હવે મ્હારે ય છે રૂહેવું. ૬

" નહી ઉચે–નહી નીચે મળે આધાર, ધન હીંચે
" નિરાધાર–નિરાકાર;—હવે મ્હારીય એ ચાલ. ૭
" સ્ફુરે પોતે, ન દેખાય, કુસુદની ગન્ધ ગ્રહી વાય
" અરણ્યે એકલો વાયુ ! જીવન એ ભાવિ છે મ્હારું. ૮
" જાહાંગીરી ફકીરી એ ! લલાટે છે લખાવી મ્હેં !–
" પ્રજા એ હું–' નૃપાળ ' એ હું ! ઉરે, ઓ એકલી, તું તું ! ૯

ગોવર્ધનરામ



## ૮૯

### ચક્રવાકમિથુન

પ્રસરી રહી ચોપાસ શાખાઓ શૈલરાજની :
ન જણાય, જશે કેવી સંધ્યા એ મધ્ય આજની ! ૧

સરિતનાં જલ કૃષ્ણ જરા થયાં,
કિરણ સૂર્યતણાં શિખરે ગયાં;
સભય નાથ પ્રિયા હૃદયે ધરે,
વિરહસંભવ આકુલતા કરે ! ૨

ઝાંખાં ભૂરાં ગિરિ ઉપરનાં એકથી એક શૃંગ,
વર્ષાકાલે જલધિજલના હોય જાણે તરંગ !
પાસે સામે તમ પ્રસરતાં એક ઉદ્દગ્રીવ જોય,
ભીરુ શ્યામા પણ નયનમાં આવતું અશ્રુ લ્હોય. ૩

વિહગયુગ્મ કિશોર રસજ્ઞ એ,
રસ મહીં જ પરસ્પર મગ્ન એ,
નિભૃત અત્ર અહર્નિશ આવતું;
રમણ આચરવા મન ભાવતું. ૪

ઊંચે બેસી રવિઉદયને જેહ સાથે વિલોકે,
ઘેલાં જેવાં ક્ષણ સ્મૃતિ થતાં જે દિસે હર્ષશોકે;
ઘાટાં ભીનાં વિટપ પર એ ત્યાં નિહાળે સુવર્ણ,
માણિક્યોથી ગ્રથિત સરખાં રમ્ય જ્યાં થાય પર્ણ. ૫

હરિત નીલ સુદૂર વનસ્થલી–
પર મળી સુકુમાર મૃગો રમે;
ઉપવનો તણી સંવૃત આવલી–
મહિં જવા પ્રણયી તરુણો ભમે ! ૬

ન્હાનાં ન્હાનાં કયહિં શુચિ સરો કચ્છ ઉત્તાન રમ્ય,
સ્નેહે જોવા થકી ઉપજતી ભાવના કૈં અગમ્ય !
આછું આછું મુદિત રવનું ચિત્ર સંગીત થાય,
શાનો કયાંથી કંઇ નિસરતો મિષ્ટ અમોદ વાય ! ૭

અસર સુંદર અદ્ભુત રંગની,
સકલ સૃષ્ટિ નવીન ખરે બની;
રવિમરીચિ બધે હિમને હરે,
ગહનમાં તદનન્તર ઊતરે. ૮

શાખાઓમાં તરુવર તણી ચક્રવાકી છુપાતી,
શોધી કાઢે દયિત નયનો, જોઇને હૃષ્ટ થાતી;
ચંચૂ ચંચૂ મહિં લઇ પછી પક્ષને પક્ષમાં લે,
ક્રીડા એવી કંઇ કંઇ કરે મૌગ્ધ્યમાં દંપતી તે. ૯

સુયુત એ ચરણો થકી ઊડતાં,
પવનથી પડતાં કંઇ બૂડતાં;
વિમુખ એકલી ન્હાતી પ્રિય શિરે,
પતિ જઇ અભિષેક કદી કરે. ૧૦

કાંઠે બેસી નજર કરતાં આત્મછાયા જણાય,
બીજાની ત્યાં પ્રતિકૃતિ ભણી એક દૃષ્ટિ તણાય.

પૂરાં અંગો નહિં કંઇ દિસે, પ્રેમ તો તોય વાધે,
જોતાં જોતાં મુખ અવરનું ગાઢ આશ્લેષ સાધે ! ૧૧

પ્રણયની પણ તૃપ્તિ થતી નથીઃ
પ્રણયની અભિલાષ જતી નથીઃ
સમયનું લવ ભાન રહે નહીંઃ
અવધિ અંકુશ સ્નેહ સહે નહીં ! ૧૨

હાવાં રક્ત દ્યુતિ ઉડી જતાં થાય વૃક્ષો સરોષ,
હાવા થંડી મૃદુ વહનથી સૂચવે છે પ્રદોષ;
આકાશે જ્યાં હતી વિચરતી દેવતાઓ ત્યહીંથી,
જાગ્યાં પ્રેમી વિરલ સુખની મોહનિદ્રા મહીંથી. ૧૩

વિરહ સંભવને વિસર્યાં હતાં,
બની નિરંકુશ બેય ફર્યાં હતાં;
જવનિકા ત્રુટતાં સ્મૃતિનાશની
નિકટ મૂર્તિ ઉભી વિધિપાશની ! ૧૩

અનુભવે, ન છતાં, ક્ષણ એક તે,
વિવશ, મૂઢ, નિરાશ જ છેક તે;
સહુ થનાર ક્રમે નજરે વહ્યું,
રુદન અન્તરમાં ઉછળી રહ્યું ! ૧૫

અંધારાનાં પ્રલયજલથી યામિની પૂર્ણ ઘોર,
સ્વેચ્છાના વા કુટિલ કૃતિના મંદ્ર અવ્યક્ત શોર,
ઊંડાણોમાં પડી સુઇ જતો નિષ્ઠુરપ્રાણ કાલઃ
આભાસોથી થતું યુગલ ઉન્મત્ત એ સ્નેહબાલ ! ૧૬

થઈ તથાપિ વિમુક્ત પ્રયાસથી,
લઇ વિદાય નદીતટ પાસથી;
મિથુન એહ ચડે અવકાશમાં,
સ્થિતિ કરે દિનતેજ સકાશમાં. ૧૭

અવર કાંઈ હવે નથી દેખતાં:
અવર કાંઇ હવે નથી લેખતાં:
ચપલ, આખરની, ક્ષણ એ છતાં,
ઉભય જીવન એક થતાં દિસે ! ૧૮

ધીમે ધીમે ગતિ કરી જતો પશ્ચિમે સૂર્ય જેમ,
ઊડી બન્ને ગ્રહણ કરતાં ઉન્નત સ્થાન તેમ;
દૃષ્ટિ પ્રેરે વિતત ગગને, કાંતિ કૈં ના જણાય,
આછી આછી રસરહિત ત્યાં વાદળીઓ તણાય. ૧૯

ઉદધિને રવિબિંબ હવે અડે,
અતિ સમુચ્છ્રિત તેય હવે ચડે,
ક્ષણ લગી પરિરંભ કરી રહે,
હૃદય કંપિત સાથ ધરી રહે ! ૨૦

રોમે રોમે વિરહભયની વેદનાથી બળે છે,
છૂટી છૂટી, સહન ન થતાં, મત્ત પાછાં મળે છે;
વેળા થાતાં વિધિદમનની ગાત્ર ખેંચાય સામાં,
પ્રેમી બંને ધૃતિ અતિ છતાં થાય સંમૂઢ આમાં. ૨૧

ટળવળે નિરખી રચના વને,
તરફડે સમજી રચનારને:
શ્વસન દુઃખિત છેવટ સારતી,
પ્રિયતમા વચ આમ ઉચારતી:– ૨૨

"પાષાણોમાં નહિ નહિ હવે આપણે, નાથ ! રહેવું,
શાને આવું, નહિ નહિ જ, રે ! આપણે, નાથ ! સ્હેવું;
ચાલો એવા સ્થલ મહિં, વસે સૂર્ય જેમાં સદૈવ,
આનાથી કૈં અધિક હૃદયે આર્દ્ર જ્યાં હોય દૈવ !" ૨૩

પ્રવદતાં અટકી ગઈ એ અહીં,
અધિક ધીરજ ધારી શકી નહી;
થઇ નિરાશ હવે લલના રુવે,
મૃદુલ પિચ્છ થકી પ્રિય તે લ્હુવે ! ૨૪

પણ હજી દિન શેષ રહ્યો જરા,
નઝર ફેરવી જોઈ અધી ધરા;
પ્રણયવીર લહી સ્થિરતા કહે,
અગર જો રુજ અંતરમાં સહે:— ૨૫

હા ! શબ્દો આ સરલ સરખા મર્મને તીવ્ર ભેદે,
ગર્ભાત્માને સ્ફુરિત કરતા ધૈર્યને છેક છેદે;
"લાંબા છે જ્યાં દિન પ્રિય સખી ! રાત્રિએ દીર્ઘ તેવી,
આ ઐશ્વર્યં પ્રણયસુખની હાય આશા જ કેવી ! ૨૬

"અવર કાંઇ ઉપાય હવે નથી:
વિરહ, જીવન, સંહરીએ મથી:
ગહનમાં પડીએ દિન દેખતાં
નયન મીચી કરી દઈ એકતા. !" ૨૭

* * *

પાછું જોતાં દ્વિજયુગલને અન્યથા થાય ભાસ,
ઊંડું ઊંડું દિનકર સમું કૈંક દેખાય હાસ;
"આહા ! આહા ! અવર દુનિયા ! ધન્ય !" એ બોલતામાં
નીચે નીચે ઉતરી પડતું વેગથી દંપતી ત્યાં. ૨૮

અધિક એહ પ્રકાશ થતો જતો,
જવ જનાર તણો વધતો જતો;
અમિત એ અવકાશ તણી મહીં,
ક્યહિં અચેતન એક દિસે નહીં ! ૨૯

મણિશંકર

## ૯૦

## બલ્વમંગળ

છુપી ઊંઘે ઘનપડ મહીં તારલા વ્યોમ અંકે,
નિદ્રા મીઠી ગિરિ નદી અને વિશ્વ આખુંય લે છે;
ને રૂપેરી અમિત દિસતી વીજળી એક સ્થાને,
સૂતી સૂતી હસતી મધુરૂં સ્વપ્ન માંહીં દિસે છે ! ૧

આવી રાતે ધ્વનિ કરી મહા શ્યામ વ્હેતી યમુના,
તેના બ્હોળા જલ ઉપરની ભેખડે કાણ છે આ ?
કૂદી નીચે જલ સમીપ તે માનવી આવી ઉભું,
ને શોધે છે કંઇ પણ કશું હાથ તેને ન આવ્યું. ૨

એવામાં ત્યાં શબ જલ પરે કોઇ આવે તણાતું,
હોડી તેને સમજી જલદી જોરથી ઝાલી લીધું;
ને આ ચાલ્યો પુરુષ તરતો ઉપરે તેની બેસી,
હર્ષે બોલ્યો "પ્રિય, નક્કી થશે આજ તો આશ પૂરી." ૩

ત્યાં તો અભ્રે ધવલ ભડકા વીજળીએ કર્યા શા,
તેથી સર્વે તરુ નદી અને પ્હાડ તેજે છવાયાં;
ગાજી ઉઠયું ચમકી વન આ મેઘની ગર્જનાથી,
નિદ્રામાંથી મયૂર ટહુક્યા હર્ષથી જાગી ઉઠી ! ૪

છો ઉઠીને મયુર ટહુકે, પ્હાડ ગાજે ભલેને,
તેમાંથી તે મગજ નરનું કોઇથી એ ન જાગે !
દૃષ્ટિ તેની શબ પર હતી ત્હોય જોઇ શકે ના,
છોને આખું જગત સળગી વીજળીથી બળે આ ! ૫

તેની પત્ની, હૃદયવિભૂતિ, સ્નેહની જે સરિતા,
તેની પાસે જીગર ધસડી જાય છે લેઈ હાવાં;
આલેખાયું હૃદયપટમાં ચિત્ર વ્હાલી તણું છે,
અંગોમાંથી જીવન સઘળું ત્યાં જ આવી રહ્યું છે. ૬

દોરાતો આ પ્રિયજન કને આમ આશા ધરીને,
પ્હોંચી ઉભો શબ ઉપરથી ઉતરીને કિનારે;
પાસે મૂકી મૃત શરીરને મસ્ત પ્રેમી વદે છેઃ—
"દીવા મ્હારી પ્રિય સખી તણા ઓરડાના દિસે તે." ૭

અન્ધારામાં ત્વરિત પગલે ડોલતો ચાલતો આ,
આવી પ્હોંચી પ્રિયગૃહ કને જોઇ ઊંચે ઉભો ત્યાં;
ગોખેથી ત્યાં લટકી ઝુલતું કાંઈ દોરી સમું છે,
ઝાલી તેને ઉપર ચઢીને ગોખ માંહીં ઉભો તે. ૮

દીઠી તેને હૃદય ધડકે જેમ ચીરાઇ જાતું,
દીઠી તેને અવયવ બધા પિગળી જાય છે શું;
દિસે તેને ચક્કર ફરતો કંપતો ઓરડો એ,
કામી પ્રેમી અનિમિષ રહી પ્યારીને નિરખે છે! ૯

જોઇ લેજે ફરી ફરી સુખે પ્રેમનું સ્થાન પ્રેમે,
આવી મીઠી સુખની વખતે કોઈ વેળા ન આવે;
આવી પ્રીતિ તુજ ન વખતે હોય કાલે પ્રભાતે,
આ આશાનું મધુર સુખ તો આજ ઉડી જ જાશે. ૧૦

જોઇ લેજે ફરી ફરી ભલે દૂરથી જોઇ લેજે,
ઇચ્છે તેવું સુખ અનુભવી આજની રાત લેજે;
ત્હારે માટે દિવસ ઉગતાં કાંઈ જૂદું જ ભાગ્ય,
ત્હારો નિર્મ્યો કરુણ પ્રભુએ કાંઈ જૂદો જ માર્ગ! ૧૧

જોને તારી યુવતી રમણી શાન્ત નિદ્રસ્થ આ છે,
ને વેલી શું શરીર સુખમાં શાન્ત શૈયા પરે છે;
નિદ્રા મીઠી કર સુખભર્યા ફેરવે છે કપાલે,
શું મૃત્યુથી કબજ થઇને અંગ સર્વે ઢળ્યાં છે! ૧૨

નિદ્રાનું આ સુખ ત્યજી દઇ ઉઠીને સુંદરી તું,
ચાંપીં લેને હૃદય હૃદયે મિત્રનું સુંદરી તું;
એ હૈયાનો રસ તુજ પરે ખૂબ વર્ષી રહ્યો છે,
રાત્રિના બે પ્રહર સુખમાં પૂર્ણ માણી હવે લે! ૧૩

આ રાત્રિમાં તુજ પ્રિય કને મીઠડાં ગીત ગાવાં,
ત્હારી તેની જરૂર કરવી આજ તો તૃપ્ત આશા;
ત્હારે કાંઇ મધુર સુખમાં આજ છે ઝૂલવાનું,
કાલે તો કો નવીન રસના સિન્ધુમાં ડૂબવાનું. ૧૪

પેલો કામી પુરુષ હજુ ત્યાં ગોખ માંહીં ઉભો છે,
તેનાં કામી પ્રણયી નયનો પ્રેમીને નીરખે છે;
ત્યાં દીવામાં ચડચડી મર્યું એક ભોળું પતંગ,
જોવા લાગ્યો સ્થિર નયનને ફેરવી ત્યાં યુવાન! ૧૫

બોલી ઉઠયો, "અહહહ પ્રભુ! સ્નેહની આ દશા શી?
"ઓહો કર્તા! તુજ કરણીમાં આવી તે ક્રૂરતા શી?
"પ્રેમી ભોક્તા પ્રણયી હૃદયે ભોજ્યની પાસ આવે,
"તે ભોક્તાનું જિગર કુમળું ભોજ્ય તે કેમ બાળે? ૧૬

"કાંઇ મીઠું સુખ નકી હશે પ્રેમીને બાળવામાં,
"ને કૈં તેથી વધુ સુખ હશે પ્રેમીને દાઝવામાં;
"બાળી દે તો–પ્રિય–સખિ–મને!" એટલું બોલી દોડી,
સૂતેલીના હૃદય સહ તે ધ્રૂજતી છાતી ચાંપી! ૧૭

જાગી બોલી ચમકી લલના, "જીવના જીવ મારા!
"શું અત્યારે તુજ સખી કને આમ આવ્યો જ વ્હાલ!"
ને બન્ને એ હૃદય ધડકયાં સાથ સાથે દબાઇ,
ભાને ભૂલી પ્રણયી સુખિયાં શાન્ત પામ્યાં સમાધિ. ૧૮

આ બન્નેની દૃઢ ક્ષણ મહીં છૂટશે ગ્રંથિ હાય !
કેવો મીઠો સમય સુખનો ત્હોય કેવો ક્ષણિક !
જૂનાં થાતાં મધુર સુખડાં ચિત્ત શોધે નવાંને,
ને આશામાં વખત સઘળો આમ પ્રેમી ગુમાવે ! ૧૯

સ્થાયી ક્યાંએ સુખ નવ મળે, સ્થાયી આશા ન ક્યાંએ,
રે ! સંધ્યાની સુરખી વત સૌ સ્નેહના રંગ ભાસે;
ને આશામાં મધુર સુખ તે તૃપ્તિમાં કેમ છે ના ?
રે ! ત્હોયે સૌ હૃદય ધરતાં તૃપ્તિની કેમ આશા ? ૨૦

જે છે તે છે સુખ દુઃખ અને તૃપ્તિ આશા અહીં તો,
જે પામો તે અનુભવી સુખે સ્નેહી લેજો તમે તો;
સંયોગી એ સુભગ દિલડાં તૃપ્તિનું આજ લ્હાણું,
ઉઠો ઉઠો અતિ સુખ મહીં ભાન ના ભૂલવાનું. ૨૧

ધીમે અર્ધાં રવિકર વતી પોયણી જેમ ખીલે,
બન્ને તેવી મૃગનયનીની આંખડી ઉઘડે છે;
તે આંખો તો પીયૂષ પિયુનાં અંગને લેપી દેતી,
એ આંખોથી વશીકરણ શી પ્રેમમૂર્છા વહેતી ! ૨૨

ને ઘેરાતાં નયન પિયુનાં ઉઘડ્યાં દીર્ઘ સ્નિગ્ધ—
અર્પી દેતાં હૃદય પ્રિયના પાદમાં જેમ હોય;
પી લેઇને શરીર પ્રિયનું નેત્રથી નેત્ર ચોટ્યાં,
મીઠા ભાવે રતિમય તહીં પૂર્ણ સત્કાર પામ્યાં. ૨૩

એ દૃષ્ટિના અમીઝરણમાં ગાન દૈવી ગવાતું,
બન્ને આત્મા રસમય થતાં ઐક્યનું પાન થાતું;
એ દૃષ્ટિમાં લય થઇ ગઇ વિશ્વની સૌ ઉપાધિ,
વેળા વ્હેતી સતત ગતિએ તેમ ત્યાં સ્તંભી ઉભી. ૨૪

ના ના રે રે ! વખતનેદ તો જાય ચાલ્યો સપાટે,
તે રોકાતો પલ પણ નહીં પ્રેમીનાં કાર્ય માટે;
બિચારાંની સફળ ઘડીઓ લેશ ના દીર્ઘ થાતી,
ઓહો ! એ તો જલદી જલદી આવી કે ઉડી જાતી. ૨૫

જ્યારે બન્ને રસમય દિલો સાથ સાથે દબાયાં,
ત્યારે તેના ગૃહ ઉપર કૈં વાદળાં દોડતાં'તાં;
ને હાવાં તે ઘનદલ સહુ વિખરાઇ ગયાં છે,
તારા સાથે શશી ચળકતો પશ્ચિમે ઉતરે છે. ૨૬

ઓહો મીઠું જરૂર દિસતું તૃપ્તિનું આજ લ્હાણું,
કેવું ઘેલું કૂદી કૂદી ઉડી ગીત ગાતું ચકોરૂં !
કેવાં નાચી પ્રતિ વીચિઉરે ચન્દ્રનું બિમ્બ ધારે,
ને વાયુના અધર ફરકે પુષ્પના ઓષ્ઠ સાથે. ૨૭

હિમે ઢાંકયા ગિરિવર તણા શૃંગ શૃંગે શશી છે,
ને ગુલ્મોના પ્રતિ કુલઉરે ભૃંગ બાઝી રહ્યા છે;
આજે ક્યાંએ વિરહદુઃખનાં મ્લાનિ કે અશ્રુ છે ના,
ક્યાંએ છે ના જગત પરની સર્વવ્યાપી કટુતા. ૨૮

પૂર્વે લાલી ચળકતી દિસે આભમાં કેસુડાં શી,
જે જોઇને કલરવ કરી ઉડતાં કૈંક પક્ષી;
પિયુ સાથે શયન કરતી સાંભળી સુંદરી તે
બોલી, "મારા પ્રિયતમ ગઇ રાત્રિ ચાલી અરે રે !" ૨૯

આહા ! અન્તે જનહૃદયને બોલવાનું "અરેરે !"
કંપી રહેતાં જીગર સુખમાં ઉષ્ણ નિઃશ્વાસ આવે;
આંસુડાં જ્યાં નયન પરથી હર્ષનાં ના સુકાયાં,
ત્યાં તો નેત્રો દુઃખમય બને આંસુની ધારવાળાં ! ૩૦

ચોંટી મ્લાનિ પિયુ હૃદયને સાંભળી તે "અરેરે!"
ને અંગોમાં દુઃખમય અરે મ્લાનિની સુસ્તી આવે;
ફેંકી દૃષ્ટિ અતિ દુઃખભરી પ્યારીનાં નેત્ર સામે,
જે દૃષ્ટિમાં દુઃખમય અમી વ્હાલનું વર્ષી રહે છે. ૩૧

બન્ને ઉઠી શિથિલ પગલે ગોખમાં આવી ઉભાં,
ભારે હૈયે કુદરત તણું શાન્ત સૌન્દર્ય જોતાં;
ઉગે છે ત્યાં જળહળ થતો પૂર્વમાં લાલ ગોળો,
નાચી રહે છે કિરણ સલિલે રેડતાં રંગ રાતો. ૩૨

"કેવું વ્હાલા, ખૂબસૂરત છે વિશ્વનું રૂપ ભવ્ય!
"નાચે કેવો સુખમય તહીં ઢેલ સાથે મયૂર!
અશ્રુ ઝીલે પ્રિયતમ કને હેતથી તે મયૂરી,
"ને તે દે છે મયૂર પ્રણયી પ્રેમની ચીસ પાડી. ૩૩

"ચુમ્બી અશ્રુ તુજ પ્રિય સખે! ગાલથી લૂછી નાખું,
"જાવું ના ના, મુજ સહ રહે, એટલું નાથ યાચું;"
બોલી એ ત્યાં નજર યમુના તીર પાસે પડે છે,
ને ત્યાં પેલું શબ નિરખતાં નાથને એ પૂછે છે. ૩૪

"જોને વ્હાલા! મૃત શરીર કો કેમ ત્યાં છે પડેલું!
"રે રે! શું ના જગત પર છે કોઇ એ મિત્ર તેનું?
"રોવા તેને જગ પર નથી કોઇ ના દાહ દેવા!
"વ્હાલા તેનું સુખમય હશે મૃત્યુ કેવું થયું હા!" ૩૫

જોઇ તેને પ્રણયી વદતો શાન્ત ગંભીર વાણીઃ—
"હું આવ્યો છું ઉતરી યમુના રાત્રિએ હોડી માની;
"વ્હાલી! તે એ શબ જરૂર છે, મિત્ર તેનો બનું હું,
"ચાલો તેને નદીતટ જઈ અગ્નિનો દાહ દેવું." ૩૬

આભારે કે પ્રણય ઉભરે શીષ નીચું નમાવે,
ને પ્યારાના હૃદય સહ એ સુન્દરી ગાલ ચાંપે;
ત્યાં તો "વ્હાલા, સરપ લટકે ગોખની બારીએ છે,"
બોલી એવું કૂદી પડી નીચે સુન્દરી ગાભરી એ. ૩૭

જોઈ તેને પ્રિયતમ કહે ઉરથી ઉર ચાંપીઃ—
"આવ્યો હું તો ઉપર ચડી એ સાપને દોરી માની;"
સુણી આવું ચકિત થઇને મૂક વિચારતી કૈં,
ચિન્તાવાળાં સજલ નયને સ્વામીને જોઈ રહેતી. ૩૮

ત્યાં હેલાયે છત ઉપરથી ઝૂલતો એક દીવો,
હાંડીમાંથી સરકી નિકળ્યો ધૂમ્રનો શ્યામ ગોટો;
તે જોઇને દૃઢ થઇ જરા ઉચ્ચરે આમ શ્યામાઃ—
"મ્હારા વ્હાલા! સુર! હૃદયથી દાસ તું ઈશનો થા! ૩૯

"ફાની છે આ જગત સઘળું અન્ત આ જીવવાને,
"જે છે તે ના ટકી કદિ કહે સર્વદા કાલ ક્યાંએ;
"શોધી લેને પ્રિય પ્રિય સખે? સર્વદા જે રહેશે,
"આશા તૃપ્તિ વિભવ સુખની તુચ્છ સૌ છોડી દેને! ૪૦

"હું ત્હારીને મુજ પણ સખે! પ્રેમી આ દિલ ત્હારૂં:
"તે જાણીને હૃદય મમ તો આજ ચીરાઇ જાતું;
"ત્હારૂં તે ના તુજ રહી શકે તૂટશે સર્વ મ્હારૂં,
"માટે છોડી 'તુજ' 'મુજ' હવે દાસ થા ઈશનો તું! ૪૧

"આ દીવો જો તુજ ગૃહ બધું તેજથી પૂરી દેતો,
"દીપ્તિહીણો તિમિરમય છે ધૂમ્ર તો અંત તેનો;
"ભોળા ત્હારા હૃદય સહ આ પ્રેમનું જે શરીર,
"તેનો વાયુ વતી ઉડી જતી આખરે અન્ત ખાક! ૪૨

" શું છે હુંમાં ? સુખરૂપ તને દેહ આ ના થવાની.
" વ્હાલા, તેને મરણ પછી તો કાષ્ઠમાં બાળવાની;
" ટેકો જ્યારે તુજ હૃદયનો કોઇ ક્યાંએ ન રહેશે,
" રોતાં ત્યારે જીવિત સઘળું પૂર્ણ તે કેમ થાશે ! ૪૩

" તૈયારી તું પ્રિયતમ કરી મૃત્યુની લે અગાડી,
" ને મ્હારો તું કર ગ્રહી મને સાથ લેને ઉપાડી;
" તોડી ભીંતો તિમિરગઢની દિવ્ય સ્થાને ઉડી જા
" ને તે માટે સુર હૃદયથી દાસ તું ઇશનો થા ! ૪૪

" તેં શીખાવ્યો રસ ઉર ભરી પ્રેમ સંસારનો જો,
" દોરી જા તું મુજ ઉર હવે દૂર સંસારથી તો;
" શું શીખાવું શિખવ મુજને પ્રેમ વૈરાગ્યમાં તું,
" જાગી ચેતી ઉઠ ઉઠ હવે, ઊંઘ વા સર્વદા તું !" ૪૫

ઊંડું ઊંડું હૃદય ઉતરી સાંભળી આ રહ્યું'તું,
ને પ્રેમીના મગજ ઉપરે ઉષ્ણ લોહી ફ્રરન્તું;
નિદ્રામાંથી દિવસ ઉગતાં ઉઠતો જેમ હોય,
રાતું તેનું મુખ ત્યમ દિસે શાન્ત ગંભીર ભવ્ય ! ૪૬

દૃષ્ટિ ફેંકી પ્રિયમુખ ભણી પ્રેમઔદાર્યભીની,
બોલ્યો વાણી ગદ્ગદ થઇ મેઘની ગર્જના શીઃ—
" રે કલ્યાણી ! સખિ ! ગુરુ ! પ્રિયે ! પ્રેમની દિવ્ય જ્યોતિ !
" ત્હારે પન્થે વિહરીશ હવે જાળ જંજાળ તોડી ! ૪૭

" સંસારીને શિખવીશ હવે સ્નેહ, વૈરાગ્ય, ભક્તિ,
" ને અન્તે હું મરીશ સુખમાં ઇશનું નામ બોલી;
" ચાલો ચાલો નદીતટ પરે ઝુંપડી બાંધશું, ને
" વ્હાલા મ્હારા પરમ પ્રભુનાં ગીત ગાશું જ પ્રેમે ! ૪૮

" શૃંગારી આ હૃદય તુજ ક્યાં ? શાન્ત વૈરાગ્ય તે ક્યાં ?
" સંસારી આ તુજ હૃદયમાં જ્ઞાનનું ઉગવું ક્યાં ?
" શું વિચારૂં ? મુજ મગજ તો બાવરૂં આ બને છે,
" શું વિચારૂં ? મુજ હૃદયમાં આંસુડાં ઉભરે છે ! ૪૯

" જન્મને જીવનાં કૃત્યો છે આકસ્મિક સૌ અરે,
" પાસા ફેંકે જનો સર્વે, દા દેવો હરિ હાથ છે. ૫૦

" 'કરૂં છું' ને 'કર્યું' છે મેં" જૂઠું એ અભિમાન હા !
" કરી તે શું શકે પ્રાણી આ અનન્ત અગાધમાં ?" ૫૧

પણ પીયુકરમાં લટકી પડી,
" નહિ પિયુ " લવતી રહી સુન્દરી !
પ્રિયુ રહ્યો મુખ એ નીરખી અને—
જલ તણી ઝરી પાંપણને ભરે ! ૫૨

કલાપી



૯૧

## તદ્‌ગુણ

પરિવ્રાજિકા યશોધરાઃ—

( અનુષ્ટુપ્ )

" અરહંતતણા ઊંડા હૃદયે કો સમે પડે
પૂર્વાવસ્થાતણી છાયા ? ભગવન્ ! પૂછું આદરે. ૧

છાયા એ અર્પતી કાંઇ લાઞ્છનો ઉર શુદ્ધને ?
નિર્વાણશાન્તિમાં એથી પડતો ભંગ કો ક્ષણે ?" ૨

શઙ્કાઓ દીનભાવે એ જિજ્ઞાસુ પૂછતી સતી;
દયાસિન્ધુ મહાત્મા ત્ય્હાં બુદ્ધ દે વિમલા મતિ. ૩

બુદ્ધ ભગવાનઃ—

( વસન્તતિલકા )

" સાધ્વી ! તું જો ! ઉદધિમાં અતિ દૂર પેલું,
જ્હાં ચુમ્બતાં ઉદધિવ્યોમ દીસે કરેલું.
એકાગ્ર ધ્યાન ધરતું દધિબિમ્બ ગોખે,
થાંભો પડ્યો પ્રસરી કૌમુદીનો જ્યાંયે ૪
ને ધન્ય આ પળ વિશે સહસા જ પેલી
નૌકા અદ્રશ્ય સરતી તિમિરોદરેથી
આવી કરે મધુર કૌમુદીમાં પ્રવેશ,
ધારે અલૌકિક છબિ ધરી શુભ વેશ; ૫
એ ચન્દ્રનો નવ કરંતી સમાધિભંગ,
પોતે ધરે શશીનો શાન્તિતણો જ રંગ,
નૌકાસ્વરૂપ ક્ષણ તેહ વિલુપ્ત થાતું,
ને કૌમુદીજગ વિશે જઈ એ સમાતું. " ૬

પરિવ્રાજિકા યશોધરાઃ—

( અનુષ્ટુપ્ )

" સત્ય, એ જોઉં છું સર્વ, અર્થના સમજું કંઇ;
ભેદ હેનો બતાવો ને, ભગવન્ ! જ્ઞાનના નિધિ ! " ૭

બુદ્ધ ભગવાનઃ—

( વસન્તતિલકા )

સાધ્વી ! ત્હને કહું હું આજ નિગૂઢ એક;
અજ્ઞાન પામર લહી સકશે ન ભેદ;
નિર્વાણનું અકલ રૂપ ન મન્દ જાણે,
શાન્તિજલે લહરિને સ્થિતિભંગ માને ! ૮
નિર્વાણસિન્ધુજલમાં કદી ના વિકાર;
આભાસ થાય કદી, અન્ય જ એ પ્રકાર;

મ્હારા અગાધ હૃદયે બનિયા બનાવ,
ત્હેમાંથી એક વરણું, સુણય ધારી ભાવઃ— ૯

( અનુષ્ટુપ્ )

મથનો મ્હેં કર્યાં ઊંડાં બોધિ વૃક્ષતળે રહી,
ચિત્રો નાના પ્રકારોનાં પ્રગટ્યાં ને ગયાં શમી. ૧૦

અન્તે આનન્દસિન્ધુના જળમાં ખોળતું મ્હને
પ્રગટ્યું તીવ્ર કો ઊંડું સંવેદન કહું ત્હને; ૧૧

પામ્યો હું સહસા ત્યહારે અપ્રમેય દશા નવી,
ખરો નિર્વાણનો સિન્ધુ રેલાયો હૃદયે રમી. ૧૨

( વસન્તતિલકા )

નિર્વાણ એ અનુભવ્યો સતતપ્રવાહી
વર્ષો અનેક લગી, શાન્તિ રહી છવાઇ;
તો એ ઊંડા અનુભવો કદી ભિન્નભાસી
એ શાન્તિમાં પ્રગટતા, પછી જાય ન્હાશી. ૧૩

જો એક વેળ બનિયું, ન બન્યું કદી જેઃ—
હું ધ્યાનમાં સ્થિર રહ્યો, નવ લક્ષ બીજે;
ને તે ક્ષણે મધુર મૂર્તિ યશોધરાની
એ ધ્યાનમાં સ્ફુરતી જો ! પ્રગટી જ છાની. ૧૪

આભૂષણો વળી દુકૂલ જ રાણીજોગાં
સર્વે ગયાં સરી, અને પ્રગટ્યાં જ બીજાં,
સાદાં, તથાપિ કંઇ દીપિત દિવ્ય તેજે,
તે ધારતી મૃદુલ કાન્તિ નિહાળી મ્હેં તે. ૧૫

( અનુષ્ટુપ્ )

નૌકા પેલી સરે જ્યોત્સ્નાપૂરમાં તે સમી સ્થિતિ
દિવ્યતા પામતી ત્હારી મધુરી મૂર્તિની હતી. ૧૬

( વસન્તતિલકા )

એ શુદ્ધ મૂર્તિ તુજ આ હૃદયે સ્ફુરંતી
નિર્વાણકૌમુદીજળે દીઠી મ્હેં સરંતી;
નિર્વાણમાં નવ થયો કંઇ તેથી ભંગ,
નિર્વાણ કેરું બનીં તું રહી દિવ્ય અંગ. ૧૭

( અનુષ્ટુપ્ )

દિવ્ય સંવેદનો હેવાં અરહંત વિના બીજા
ભોગવે ના કદી, તો શી પૃથગ્જનતણી દશા! ૧૮
નિન્દે પૃથગ્જનો હેવા બાહ્ય નિર્વાણભંગને;
તલકર્દમમાં ચ્હોટયા પામે શું ગિરિશૃઙ્ગને? ૧૯

નરસિંહરાવ

## ૯૨

## દર્શન

( અનુષ્ટુપ્ )

માથે મધ્યાહ્નનો સૂર્ય તાપથી દિક્ષને દહે,
સ્વેદથી આર્દ્ર કો પાન્થ નીસાસા નાખતો ભમે. ૧

( દ્રુતવિલંબિત )

પ્રણયિની હૃદયે સ્મરતો હતો,
હૃદયને સ્મર તો દહતો હતો;
મૃદુલભાવભીની સ્મૃતિ પૂર્વની
ભજવતી રસકેલિ પ્રિયાતણી. ૨
વિવશ ચિત્ત થયું સ્મૃતિખેલથી,
વિકલ દેહ થયો રવિતાપથી,
ટહુકી કોયલ આમ્રઘટાથકી,
પથિક-આત્મ તણી હરતી ધૃતિ. ૩

( વસંતતિલકા )

વાયો ત્યહીં અનિલ આર્દ્ર સરિત્તટેથી,
દીઠો વિશાળ સહકાર ભરેલ મ્હોરે,
બેઠો જઇ વિવશ પાન્થ ગ્સન્ન પ્રેમી
જામી સમાધિ હૃદયે રસિકેશ્વરીની. ૪

( મંદાક્રાંતા )

કામાવસ્થા અનુભવી હતી પૂર્વ ના આવી કો દી
જેમાં મૂર્તિ પ્રણયિનીતણી હોય આલમ્બને ના;
ગાળી ભેદો જગત ભરના વ્યાપી હૈયે સમાધિ,
ધીમે ધીમે તનમય થયું ચિત્ત એ તત્ત્વમાંહી.

( અનુષ્ટુપ્ )

રસલીન થતાં તે તો ભેદભાન ભુલી ગયો,
પ્રકૃતિરૂપને પામી શક્તિને શરણે ગયો. ૬

( દ્રુતવિલંબિત )

ત્રિપુરસુંદરી ત્યાં કમલાનના
લલિત ભાવ ભરી અવકાશમાં
જગતના અવકાશથી નીકળી
મધુરી મૂર્તિ રસેશ્વરીની સ્વયં ! ૭
વિશદ ભાલ પ્રભામય દેવીનું,
સુભગતા જગની તિલકે ધરે,
નયન નેહસુધા વરસાવતાં,
અધરમોહક, મૂર્છક, વર્ણ્ય ના ! ૮
ધવલ અંશુક છાદિત દેવીના
મદભર્યાં ઉરનો શું ભરાવ એ
મદનનો જિતનાર જિત્યાથકી
ગરવથી વિહસે શું પ્રભાવ એ ? ૯

અલક પુષ્પ ભર્યાં, અભિલાષથી
પૃથુ નિતમ્બતણા સ્પરશે રમે!
કુસુમમણ્ડિત દેવી કવીશ્વરી
મધુર દર્શન ભક્ત દિલે દિયે. ૧૦

( અનુષ્ટુપ્ )

દેવીના દર્શને મોહ્યો, આત્મભાન ભુલી ગયો
ભક્તિથી મોહીને દેવી, રસાસ્વાદ દઇ ખસે... ૧૧

( વંશસ્થ )

કૃતાર્થ નેણે નિરખી રહી વદે
“ સહીશ શી રીત વિયોગ દેવિ ! હું !”
કૃપાળુ દેવી કરુણાર્દ્ર કણ્ઠથી
સુણાવતી તત્ત્વ નિગૂઢ વિશ્વનાં ! ૧૨

( અનુષ્ટુપ્ )

“ વિશ્વમાં સર્વવ્યાપી હું, ભૂત પલ્લવ પ્રાણીમાં
મૂર્તિ મ્હારી વસે તોયે સ્ત્રીલાવણ્યતરંગમાં. ૧૩
કલાથી રીઝનારી હું કલાધરો મને પ્રિય
સ્ત્રીને જે અર્ચનારાઓ, તે બધા ભક્ત માહરા. ૧૪
રસમાં રીઝનારી હું, આનન્દમય મૂર્તિ હું,
આનન્દ દૃષ્ટિથી દેખે, રસિકો કવિઓ મ્હને. ૧૫
પ્રેમને ભક્તિ હું જોઇ, રીઝું છું આજ તાહરી
અમોઘ દઉં છું દૃષ્ટિ, કલા—આનન્દની ત્હને ! ”

( પુષ્પિતાગ્રા )

પ્રમુદિત થઇને સુણી રહે એ
અનુભવતો કંઇ ભાવ એ નવીન.
અવિદિત ગતિથી સરે ય દેવી
અકલકલા કવિ એ રહે નિહાળી. ૧૭

‘ શાકુંતલ ’

૯૩

## કલાંત કવિ.

( શિખારણી )

( ૩ )*

પુરા પ્રેમાંશી હું પ્રગટ મહિ ચારૂતર મહીં,
પુરે પ્રેમે પોખ્યો, રમત મહિં પ્રીતી નદિ વહી,
વહ્યો નાના રંગે, અનુભવ તરંગે, રસ ઘણે,
ખરે ! ખોળી ખાંતે ખરિ ખલક ખેલ્યો ખિલવણે. ૧

( ૬ )

ખરા પંથો સર્વે, અજબ પ્રિતિનો પંથ અવળો,
નિરાશાનાં વૃક્ષે સતત ઘટ ઘેરો જ અઘરો,
ખરી પ્રેમી વિદ્યા નથિ નથિ નથી પુસ્તક મહીં,
કટાક્ષે તારાએ જખમિ થયલે અંતર રહી. ૨

( ૭ )

થયું મારૂં તારૂં મિલન શુભ એ દૈવિ ભુમિમાં,
પ્રતાપી દેવીના નવ રસ ભર્યા પ્રાંગણસુમાં,
રહીને એકાંતે તુજ નવલ મેં રંગ નિરખ્યા,
વ્યભીચારી તારા વિવિધ મુજશું ભાવ પરખ્યા. ૩

( ૮ )

કવચિદ્દ રંગે ઘેરે સરવર લહેરે ઠમકતી,
કવચિત્ જ્યોત્સ્નામાંહી સ્વરણમયિ કાન્તી ઝમકતી,
કવચિત્ પ્રાચીમાંહી શિરમણિ ધરીને રિઝવતી,
કવચિદ્દ અંધારામાં પ્રણતલય ખેલે ખિજવતી. ૪

* શ્લોકનો મૂળ સંખ્યાંક અહીં કૌંસમાં આપ્યો છે.

( ૯ )

વસંતી સાલુડે ક્વચિદપિ સુલીલા લહરતી,
ક્વચિદ્ વાયૂ લ્હેરે વ્યજન સુરભીએ મહકતી,
અભીસારે તારા પરખિ મુજ દાક્ષિણ્ય નબળું,
કટાક્ષે તાકીને મુકતિ ચપળા બાણ રમતું. ૫

( ૧૦ )

ક્વચિદ્ રૂડા રૂપે નવ પ્રણુતશાલી અવયવે,
ક્વચિત્ કુંજે કુંજે છુપી નયન કોરે અભિનયે,
ક્વચિત્ તારા તારા જરકશ દુશાલે મન હર્યું,
અહા ! તારા પ્રેમે નિરમળ મહારૂં મન ઠર્યું. ૬

( ૧૧ )

થયો જેવો તેવો નહિ હું તુજનો આશક ખરો,
તને અર્પ્યું મારૂં જીવન પ્રિતિનો કોલ કરિયો,
રહી મારી અંગે, વિચરિ મજ પ્રારબ્ધ અવળે,
ધરી દે' રાજાની કરમ કઠિયારૂં પરજળે. ૭

( ૧૨ )

પ્રભાતે મધ્યાન્હે રમણિય દિનાંતે નિશિ વિષે,
છુપી હું આવંતો ગુરુજન થકી તુજ સમિપે,
મને તારા વિના નહિ જગત વ્યાપાર ગમતા,
સદા પ્યારી તારા મુજ હૃદય કલ્લોલ રમતા. ૮

( ૧૩ )

વળી હું આવંતો ઘનતિમિરઘોરા નિશિ થવે,
મને સંજ્ઞા જાણી ધ્વનિત તુજનાં નૂપુર રવે,
જગા જે સંકેતી નિરજન ઉપાધી રહિત જે,
હવે તે તો મારા ચખ સરિત સ્રાવે ગલિત છે. ૯

( ૧૪ )

કવચિત્ નિદ્રામાંથી ઝબકિ જગવી પ્રેરિ મુજને,
પરા ભાંતી તારી લઇ જતિ મને રમ્ય સુવને,
તને બોલાવાને સમિપ મુજ સંકેત વનમાં,
અહા ! ગાજી રે'તા મુરલિ રવ મીઠા ગગનમાં. ૧૦

( ૧૫ )

ફર્યો તારી સંગે મન બહુ ઉમંગે બહુ દિશે,
સદા સાથે રે'તી નવલ સુખ દેતી હતિ ખરે,
તરંગો તારામાં હૃદય મુજ કેવું પિગળતું,
સુખે વા દુઃખે વા રહતું રસ પીયૂષ ઝરતું. ૧૧

( ૧૬ )

હવે સંભારૂં છું ગત વિભવ જે મેં અનુભવ્યા,
ગિરીકેરા તુંગે અતિશય ઉતંગે રસ લહ્યા,
લહ્યા નાના ભાવો સરિત ઉપકંઠે મુજ મને,
પરંતુ તે હાવે સલિલ ભરિ લાવે સુનયને. ૧૨

( ૧૮ )

કવચિત્ કેસૂડાંની નવ કલિ કુસૂમાંજલિ ભરી,
ગુલાલે હે બાલે ! અમલ અલકે રંગનિ ભરી;
વસંતે એકાંતે રમણિય વનાંતે નિરજને,
રમ્યોતો હે કાંતે ! સરસ નવ ફાગે તુજ કને. ૧૩

( ૧૯ )

કવચિત્ ચોળી રૂડી ભરતિ કુસુમેથી ભરછકે,
હું તો અંગે અંગે છકી બહુ ગયો તો મદછકે;
સુજ્યું નાહીં ત્યારે શું શું મુજતણી પાછળ થશે,
નહીં મેં જાણીતી ગતિ ભવિષની આવી જ થશે. ૧૪

( ૨૧ )

હવે કોની સાથે મુજ હ્રદયનું દુઃખ જણવું,
મને કીધું નક્કી સહન કરવું અંતર તણું;
પ્રિયાની પ્રીતિ તે રસિક જન છાની અનુભવે,
નથી રોતા કાંઇ ઘર ઘર ફરી અંતર રૂવે. ૧૫

( ૨૨ )

પુરો હું સ્વચ્છંદી તુજ પ્રીતિશું ફંદી, કર થકી
વિણી વીણી લેતો ફુલ ઉપવનોમાં ફરિ ફરી;
ગુંથી ગોટા મોટા વળિ અવિરલા હાર નવલા,
તને મેં કીધાતા સમરપણ પ્રેમે કરિ કલા. ૧૬

( ૨૮ )

વહે સાયંકાળે સમિર સુરભી ગર્ભિત ખરો,
વળી વ્હે છે ધીરી ધીરી ગતિ થકી નિર્મળ ઝરો,
લતાઓ વૃક્ષોની લહકતી કિનારે જળ વિષે,
બતાવો નિર્ભાગી કવણ નિરખી શાંત ન થશે. ૧૭

( ૩૨ )

હવે આ વિકાળે સતત વસી કારાગ્રહ મહીં,
સદા રોતાં રોતાં હ્રદય ગભરાઈ જતું વહી;
મને માનું છું હું અવર જન પે'રેગિર સમા;
વિના તારા મારા દિન ક્યમ વીતે રે મનરમા. ૧૮

( ૩૪ )

વળી હું આપું છું કંઇ કંઈ નિશાની પુરવની,
મળ્યાંતાં જેમાં તે લલિત સુલતા મંદિર તણી,
શિલાના આસન્ને દુખી દુખી થઇ સંસૃતિ થકી,
ઉંઘ્યો નિદ્રા ઘોરે શિર તવ ઉછંગે ધરિ ધરી. ૧૯

( ૩૫ )

અમો સંસારીથી કવણ મૃદુ શબ્દે સુખ કરે,
પ્રિયા વિના મારી કવણ ચિત ચિંતા દુર કરે;
કરે અંગે લેપો કવણ સુરભી ચંદન તણા,
મીઠા આલાપેથી કવણ ઉપજાવે રસ ઘણા. ૨૦

( ૩૮ )

સદા શાણા તારા પુનિત પદની આશ કરતા,
પરંતુ તે દીઠા દુખી દુખી થઇને રખડતા;
મને કીધો વ્હાલો જનમથી છકેલો તવ પ્રિતે,
ખરો ઘેલો હોયે તવ પદરજે પોચી જ શકે. ૨૧

( ૩૯ )

ઘટા ઘેરી આવ્યે ઘન તણિ છટાથી ચઢિ અટા,
અભીલાષો મારા પ્રથમથિ લહી નાચતિ કદા.
ધરી વીણા કાંધે અનુસરિ તહારી ગતિ અને,
મનસ્વી વીચારે મૃદુ સ્વર કરંતો તુજ કને. ૨૨

( ૪૦ )

કવી રાજા હું ને વળિ તું પટરાણી નૃત્ય કરે,
મૃદંગે બીજો શું શચિપતિ વિના રે ! ગતિ કરે,
બપૈયા કોકીલા સ્વરપુરક કેવાં મિઠિ થતાં,
વળી વિહીં બર્હીં દરદિ મૃગ શ્રોતાજન હતાં. ૨૩

( ૪૨ )

મહાદેવી ! તારા અમલ નભ ભાવે અનુપમે,
રચી તારા બેંદી મુદિત કરિયો ઘુંઘટ પટે,
હવે નિત્યે રે'છે નયન તુજ વીના જલ ભરી,
ત્રુટી મારી વીણા અધવચ ગયા તાર વિખરી. ૨૪

( ૪૩ )

ખરો તું તો મારાં સરવ દુઃખની શાણિ સજની,
વિના તારા કેવી વિતતી મુજની ઘોર રજની;
કરે છે આ ભુંડાં જન ગજ સમી વાત રજની,
અરે તે શું જાણે અકથ પિડ મારા મગજની. ૨૫

( ૪૮ )

ક્વચિદ્ વીલાસાર્થે નવ કમલ હાથેથિ ચુંટતો,
ધરીને તે કર્ણે નવલ અવતંસે રિઝવતો,
ખરે મેં માન્યુંતું નથી અવર પ્રેમી મુજ સમો,
હવે કીધું નક્કી નથિ અવર પાપી મુજ સમો. ૨૬

( ૫૩ )

હશે યોગી મોટા જગતની મહીં યોગ સધતા,
કદાપી હું તોયે મન નવ ગણું છો રખડતા,
સમાધી લાગી જે સહજ તવ પ્રેમે મુજ તણી,
અરે તે મારી છે સતત દૃઢ મોક્ષે નિસરણી. ૨૭

( ૫૬ )

પ્રભાતે વાયૂની લહરિ રમિ રે'તી ધિરિ ધિરી,
બલીહારી તારી રૂડિ નિરખતો આંખલડિની,
ધિમે ધીમે અર્ધી મિચઇ જતિ તે શ્યામલડિની,
મહારી એ પ્યારી અરધિ સુતરંગે ઉઘડતી. ૨૮

( ૫૭ )

ક્વચિત્ ના જાણંતાં રસિકરસ કેવી ભજવતી,
છુપીને ડાબંતી મુજ નયન શીળા કર થકી,
અરે એવી લીલા અનુભવિ શકે હું ક્યિથિ શું,
ગયા રે તે દીનો, મુજ નસિબમાં હોય સુખ શું. ૨૯

( ૬૭ )

સદા મેં રાખીતી સબળ ગુઢ આશા મન મહીં,
નિરાશા જે ઠામે નસિબ ઉલટે મેં અનુભવી,
રહેવાને સાથે શુચિ નરમદા પુણ્ય નિકટે,
હવે વ્રેહી મારૂં મન કલિત ક્લેશેથિ ભટકે. ૩૦

( ૬૮ )

કવીરાજા તોયે મનનિ અભિલાષા વડિ હતી,
પ્રતાપી થાવાને જંગતનિ મહીં ચક્રવરતી;
અરે પૂરી આશા ફળીભુત થવા વાર ન હતી,
તુટયો તંતુ માલા શુચિમણિ તરંગોનિ વિખરી. ૩૧

( ૮૦ )

હવે મારી પાસે સ્તવન વિણ ના સાધન કંઇ,
પ્રિતે આલાપુંછું નિરમળ મને શાંતિથિ રહી,
કદાપી હું પામું ભગવતિ તહારી ફરી કૃપા,
નકી તારે ચિત્તે લહિશ સબળી માહરિ વફા. ૩૨

( ૮૧ )

નથી જે વેદાંતે, નથિ સ્તવન પૂજા નિયમમાં,
નથી પૂરાણોમાં, નથી ગમન યાત્રા વિષયમાં,
નથી નીતિ માર્ગે, નથી અધિક વિજ્ઞાન રણમાં,
વસ્યું તે આવીને ફળ અમિત તારા ચરણમાં. ૩૩

( ૮૨ )

નથી ભૂભૂ વોમાં સ્વર મહજનોમાં તપ મહીં,
નથી સત્યે લોકે, નથિ નથિ નથી ભર્ગનિ મહીં,
નથી યોગી કેરી હઠ જનિત સિદ્ધી તણિ મહીં,
વડી મોક્ષે સિદ્ધી તવ સુચરણે આવિજ રહી. ૩૪

(૮૫)

રહ્યા બાંધ્યા તારી અલકલટની સાંકળ વડે,
કદી તેને કાંઇ નહિ જગતમાં બંધન નડે,
અહાહાહા ! કેવો અજબ અતિ છે એજ કિમિયો,
પળી આડે પંથે પલકનિ મહીં મોક્ષ મળિયો. ૩૫

(૮૮)

મહાત્મા આંજે છે પદરજ તણો તારિ સુરમો,
વિકારી દષ્ટીને શિતળ કરવા આંખ મહિં તો,
સદા ઇચ્છે પ્રેમી તવ ચરણથી દોહદ થવા,
પુલે અંગો અંગે અમરકુળની મોજ મળવા. ૩૬

(૯૩)

પછી કોઇ કાળે ક્ષણિક વપુના બંધ વિખરે,
રહે તું પાસે ને નજર વપુ તારા પર રહે;
તજી સંસારાબ્ધી સતત દુખવારીથિ પુર જે,
રહે આશા તારા સ્વરૂપમોહ ચૈતન્ય વિચરે. ૩૭

(૯૪)

મને ક્રીયા વાણી થકી કંઇ કંઇ જે કૃત્ય થતાં,
પ્રિતે મેં તે સર્વ સમરપણ તારે પદ કર્યાં;
કદાપી તે કાંઇ દુષિત અણજાણ્યા થકિ હશે,
ખરા પ્રેમીનાં તું વચન મહિં ના દોષ ગ્રહશે. ૩૮

(૯૫)

હશે જે શૃંગારી કવન સમજે તે યુવતિનું,
કવીતા વીલાસી જન સમજશે તે કવિતનું;
હશે જે વૈરાગી ગ્રહણ કરશે મોક્ષ પદનું,
ખરૂં શું છે તે તો સરવ મન મારે સમજાંછું. ૩૯

( ૯૬ )

ક્વીતામાં જેની સુમતિ રતિ નીરંતર રહે,
વળી જુદા જુદા ફરિ જગતના રંગ નિરખે;
વળી જેને ભારે વિપત મુજ જેવી શિર પડે,
રહે પ્રેમે દાઝયો મરમજન તે માત્ર સમઝે. ૪૦

( ૯૯ )

ઉગ્યો આવી સામે શશિ ગ્રહ ચતૂરે ભુમિ મહીં,
પુરી પૂર્ણીમાની શુચિ શરવરી ચૈત્રનિ વહી,
પુરે પ્રેમે તારા, ગલિત મનડે, સ્વસ્થજ થઇ,
અલાપી મેં તારા વિરહનિ વ્યથા જે અનુભવી. ૪૧

( ૧૦૦ )

વધારે શું કે'વું દિલ દુખ સહેવું ધૃતિ થકી,
મળીશું મેળાવે જવ જગપતી ધારિ હિતથી;
નહીં તો તું જાણે વિરહ તુજનો આ શું કરશે,
બળી દીને દીને ઝુરિ ઝુરિ અને **બાલ**— ૪૨

૯૪

## સૃષ્ટિ સમસ્યા

( ૫૬ )

રસ પાતાં રસ પીલે,
 રસિકડા ! રસ પાતાં રસ પી લે. (ટેક)
રસબસતો આ વસંતબ્હાર જો,
 ફૂલફલાદિ ખીલે,— રસિકડા ! રસ પાતાં૦ ૧.

ઊભાં લાલસાથી એ લટકતાં,
  વણ હિલવ્યાં શાં હીસે !–રસિકડા ! રસ પાતાં૦ ૨
મૃદુ સુવાસ, મધુર રસ ઉભરા,
  ભર વનમાળી ભરી લે,–રસિકડા ! રસ પાતાં૦ ૩
પાકે ચ્હડયાં ફળ માગે ભોક્તા,
  મનભાવ્યાં તોડી લે,–રસિકડા ! રસ પાતાં૦ ૪
વાર નહીં મરી જતાં વિયોગે,
  કયાં રે પીર ! ઝીલી લે ! રસિકડા ! રસ પાતાં૦ ૫
આવ ભ્રમર ! ગુંજારવ કરતો !
  કુંજ કુંજ તું ભમી લે,–રસિકડા ! રસ પાતાં૦ ૬
રસિયા ! લાડસઘેલી લાડીને
  રોમરોમ અહિં રમી લે,–રસિકડા ! રસ પાતાં૦ ૭
નાયક ! સુખલાયક છું નાયિકા
  સામે ઊભી, શોધી લે– રસિકડા ! રસ પાતાં૦ ૮
વ્હેલો થા, મમ વ્હાલ વિકાસે,
  આવ, ગળે વળગી લે,–રસિકડા ! રસ પાતાં૦ ૯
વ્હેલો આવ, પણ જ્હઇશ ન વ્હેલો,
  હૃદય સદૈવ વસી લે,–રસિકડા ! રસ પાતાં૦ ૧૦

× ×

છોડ ગ્લાનિ, વા હો ન ગુમાની,
  લ્હાવ આ વાંકો વળી લે,–રસિકડા ! રસ પાતાં૦ ૧૧

× ×

ખોટી લાજ ન ઘટે શુભ કાજે,
  સજ, રસશસ્ત્ર સજી લે,–રસિકડા ! રસ પાતાં૦ ૧૨

× ×

જીત પ્રીતિ ધન જોતે જોતે,
　　જરી હારી જીતી લે,—રસિકડા ! રસ પાતાં૦ ૧૩
જીવન્મુક્તિ આ યુદ્ધ આધારે,
　　ઝડપ બીડું ઝડપી લે,—રસિકડા ! રસ પાતાં૦ ૧૪
મરવું તો, અમી પી મર, મધુકર !
　　મરી ઝટ ફરી જનમી લે,—રસિકડા ! રસ પાતાં૦ ૧૫
અનાયાસ આ સૃષ્ટિસમસ્યા
　　સમજ, ચતુર ! સમજી લે !—રસિકડા ! રસ પાતાં૦ ૧૬

**મલબારી**



૯૫

## ગૃહદ્વારનાં બેલડિયાં

( માઢ—ગરબી )

આછા ઘુંઘટ ઉઘાડ,
　　સખીરી ! તારા આછા ઘુંઘટ ઉઘાડ !—
ઉર સૌંદર્ય ચખાડ,
　　સખીરી ! તારા આછા ઘુંઘટ ઉઘાડ ! ( ધ્રુવ )

　　રસરંગીલી ચંદા મધુરી
　　　　વેરે રૂપાફૂલ;
વાદળ વસન મુખેથી ખસેડી
　　કરતી દુનિયા ડૂલ;—
　　સખીરી ! તારા આછા ઘુંઘટ ઉઘાડ ! ૧

સરવરસલિલે કુમુદિની નાચે
    અનિલે અનિલે પૂર;
મુખવલ્લરી ખીલવે પાંખડીમાં,
    ઝીલવા ચંદા ઉર;–
        સખીરી ! તારા આછા ઘુંઘટ ઉઘાડ ! ૨

નહિ ઝીલે તો નહિ ખીલે એ,
    બ્હીલે મુખ સૂકાય:
ઉરસંવાદ પ્રફુલ્લ વસે ત્યાં,
    રસ જોડી વિકસાય;–
        સખીરી ! તારા આછા ઘુંઘટ ઉઘાડ ! ૩

અંતર તુજ આત્મા ગુંજે ને
    નયને વહે સંદેશ;
ઘુંઘટ ઉઘાડ, અહો રસરાણી !
    કરી દે સ્વપ્ન ઉજેશ !–
        સખીરી ! તારા આછા ઘુંઘટ ઉઘાડ ! ૪

પટ ખોલે નભલક્ષ્મી ઉપા તો
    સૂર્ય ઝરે રસનેહ;
સંધ્યાને મુખ ઘુંઘટ પડે ત્યાં
    અંધ બને જગ દેહ !—
        સખીરી ! તારા આછા ઘુંઘટ ઉઘાડ ! ૫

ગૃહદ્વારે બેલડીઆં વંદે,
    વંદન વદનઉદાર;
સમરસકલા ખીલી પ્રગટે ત્યાં
    ઉર સૌભાગ્ય અપાર;—
        સખીરી ! તારા આછા ઘુંઘટ ઉઘાડ ! ૬

તુજ સ્નેહની પ્રતિમા શું બોલે,
　　ડોલે ચેતન કેમ ?
એકલ ઉર કલાપી ન ખોલે
　　પ્રાણકલા પૂરી એમ ;—
　　　　સખીરી ! તારા આછા ઘુંઘટ ઉઘાડ ! ૭

રસ ન ઝરે, પ્રભુતા ન સ્ફુરે, શું
　　આ તુજ એવી અમાસ ?
ઘુંઘટ ઉઘાડ, ખિલાવ કલા, સખી !
　　વેરી દે તુજ હાસ !—
　　　　સખીરી ! તારા આછા ઘુંઘટ ઉઘાડ ! ૮

જળથળ વિલસે, રજની વિલસે,
　　વિલસે દિશદિશ વ્યોમઃ
ઘુંઘટ ઉઘાડ, જીવનભાગી સખી !
　　પૂર્ણ કલા ઝર સોમ !—
　　　　સખીરી ! તારા આછા ઘુંઘટ ઉઘાડ ! ૯

નયનો ઝરશે, પ્રભુતા ભરશે,
　　સરશે આત્માભારઃ
સખીરી ! તારૂં હૃદય વિકસતાં
　　સ્વર્ગ બને સંસાર !—
　　　　સખીરી ! તારા આછા ઘુંઘટ ઉઘાડ ! ૧૦

ખબરદાર



૯૬

## તત્કાલ મહિમા

( હરિગીત )

બહુ ગૂઢ તરુમાં બેસીને જે ગાય મીઠું કોયલ,
ચાલે ઘડી તે એક ને, પછી બંધ તે અદ્‌ભુત સ્વર;
ગાનાર ના દેખાય ને તે જાય સઘળું સ્વપ્ન શું,
એ એક ક્ષણનું મંજુ ગાયન ના સુણ્યું તે ના સુણ્યું, ૧

કદિ કુસુમ કોમલ ખીલી રહે નાજુક લતા શોભાવતું,
રંગે લલિત ને ગંધ મીઠો સહુ દિશે ફેલાવતું;
કંઇ કાલ રહિને ખરિ પડે ને જાય ધુળમાં એ બધું,
એ અંતરે મીઠું કુસુમ એ ના સુંઘ્યું તે ના સુંઘ્યું. ૨

આકાશમાં ઉંચે થકી તારો ખરે કદિ રાત્રિએ,
સળગી ઉઠીને મધ્યમાં પળ એક જ્યોતિ પ્રકાશી રહે;
ઝટ પછિ પડે તે ક્યાંય ને ના ચિહ્ન રહે એ તેજનું,
દુર્લભ પળે એ વિરલ દર્શન ના દિઠું, તે ના દિઠું. ૩

કદિ દીઠી નદી લાવણ્યની અનુભવી વરસતી ચાંદની,
આશાતણી છાયા દિઠી કળી પુષ્પની જ્યાં નીકળી;
કે દીઠિ વિજળી ચમકતી સ્મિત નિરખિ કો યુવતીતણું,
ને ભાવ ઉદ્દીપન તરત ત્યાં ના થયું તે ના થયું. ૪

તરૂણી સ્વહૃદય રહસ્ય કહેતી દૃષ્ટિ નીચી રાખીને,
ત્યાં ગાલપર તે સમય સુરખી ઊછળી રહિ રાતિ જે;
તે ચિત્ર પામે નાશ જ્યાં ઉત્પન્ન થઇને ક્ષણ ટક્યું,
તે પર તહીં તત્કાલ ચુંબન ના લીધું તે ના લીધું. ૫

જાતેજ જે ખરિ કીર્તિ છે બહુ હર્ષ ને સુખનું ભર્યું,
ઊંચું સહુથી શૃંગ છે જીવનતણા પર્વતતણું;
અનુભવ કરાવી વિવિધ જે ક્ષણમાં જતું રૂહે દોડતું,
યૌવન મિઠી ! તે સફ્ળ જલદિજ ના કર્યું તે ના કર્યું. ૬

રમણભાઇ



૯૭

## ભેદના પ્રશ્નો

વીજલડી હો ! ઉભાં જો રહો, તો
ઉરની પૂછું એક વાતલડી રે;
દિનને દિનાનાથે અજવાળાં આપિયાં,
અન્ધારી કેમ કીધી રાતલડી રે ?
વીજલડી હો !

કોયલડી હો ! પધારો ઉછંગે તો
રસની માંડું એક વાતલડી રે;
આવ્યા ત્યહારે નહીં આદર દીધલાં,
જાતાં દાઝે કેમ છાતલડી રે ?
કોયલડી હો !

ન્હાનાલાલ



૯૮

## અગતિ ગમન

( શિખરિણી )

બધા ઝાંખા તારા, વિધુ પણ મહીં તેજ ન મળે,
ચયેલું અંધારૂં પથિક તરુછાયાથી સહળે;
નહીં ચાલે તેમાં ચરણ, દિલ તો દૂર ફરતું,
સખે, બીજે તો ક્યાં ? પ્રિય હૃદયની પાસ સરતું !

નથી ત્હેં શું ક્યારે ક્ષણ વિરલ એવી અનુભવી ?
સ્ફુરંતી ઊંડાણે અસર સહસા અદ્‌ભુત નવીઃ
વિચારો રેલીને પ્રણયરસ સર્વત્ર ઉભરે,
અને ન્હાતાં ન્હાતાં હૃદય હૃદયાલિંગન કરે !

બને ત્યારે આંખો મૃદુલ શિશુનાં સ્વપ્ન સમ, ને
જતી ભાસે સ્વર્ગે સહજ શિરના સ્વલ્પ નમને !
ફરી પાછું હૈયું ક્ષણ અવરમાં વાસ વસતું,
અને અંધારાથી ચરણ સમજી શીઘ્ર ખસતું !

મણિશંકર



૯૯

## હૈયાનાં હેત

હૈયાનાં હેત વ્હેતી વાંસળી વાગી !
વાંસળી વાગી,
ને મ્હારી છાતડી જાગી:
દુનિયાના દંશ દેતી વાંસળી વાગી.

એનો ઘેરો ટ્હોકાર,
મ્હારા ઉરનો આધાર.
મ્હારો ઊંડો ઊંડો જાણે જીવનલલકાર:
દુનિયાના દંશ દેતી વાંસળી વાગી;
વાંસળી વાગી,
ને મ્હારી છાતડી જાગી:
હૈયાનાં હેત વ્હેતી વાંસળી વાગી !

ન્હાનાલાલ



૧૦૦

## માનસસર

અંતર ઉછળ્યું હો ! સહસા ધૈર્ય ગળ્યું હો !
ક્ષોભ થયો વૃત્તિમાં અતિશય, તરંગ જબ્બર ચાલે:
માનસસર મારૂં ડોળાયું, ખૂબ ચલિત જલ હાલે:
સ્થાનક ન મળ્યું હો ! સહસા૦

હાય ! વધે જલ, અલ્પ દિસે સ્થલ, છેવટ રે ! શું થાશે ?
નાજુક પાળ, પ્રચંડ ભરાવોઃ હા ! શી રીત સમાશે ?
જલબલ ન ચળ્યું હો ! સહસા૦

આવે ઉગ્ર ઉછાળા ઉપર, તોફાન ખરૂં જામે,
ન્હાનું સર, દેખાવ ભયાનક ! શાથી સદ્ય વિરામે ?
પાછું ન વળ્યું હો ! સહસા૦

રંગ ગયો બદલાઈ, ખરેખર નિર્મલતા પણ ઊડી !
જલસેના ઉભરાવા માંડી, પાળો પણ ગઇ બૂડી:
સ્થલ સાથ ભળ્યું હો ! સહસા૦

ઉપર થઇ ઢોળાય બધેથી મસ્ત ધોધવા દોડેઃ
જંગ બરાબર થાતાં નિર્બલ પરિસીમાને તોડેઃ
આખર ન કળ્યું હો ! સહસા૦

મણિશંકર



## ૧૦૧

## કવિનું એકાંત

પૃથ્વી

‘ રહે પડ્યો શું એકલો ? ચલની વાડોની મૌજમાં,
જમી, રમત ગાન ધૂમ મચશે જ ગપ્પાં તણી:
ઉઠ્ એ ! નહિ શું આવ તું ? અરર કોણ તું જેહવો ?
બળેલ ! દિલલ્હેજતો તુજ સરીખ માટે નહી.’
ગયા. વિષયકીટ એ દિલલહેજતો શું લહે ?
ભરે પવન મસ્તકે, નહિ વિચારમિત્રો મળે.
ભલે રમત એમની, મુજ કને મહા ખેલ શા !
—અને ટિણટિણી તણું મળતું શુષ્ક કો કંઠમાં
સુણી વહન, ગાન એ ગણ્યોં, મને ઘણું રાચતા,
—ક્ષમા, સદય દેવિ, ધૃષ્ટ જનના જ અજ્ઞાનને !
પધાર, નિજ ભક્તનું હૃદય ત્હારૂં સિંહાસન,
મિલાવ ગુણ, પૂર સૂર, બહલાવ તુજ બાનીને,
સુને, ગ્રહોં રહે પ્રસાદ તુજ પ્યાસો આ મોરલો,
અને વિધુ સુધા થકી, ત્યમ ધરે કલાઓ બધી. ૧૪

બલવંતરાય



## ૧૦૨

## સાથી એ। મ્હારા

અંજની ગીત

ઝમઝુમ ઝરણાં સાથે નીકળ્યાં,
હસતાં નાદ કરન્તાં રસળ્યાં,
ડગલે ડગલે ઢળતાં આગળ,
સાથી એ। મ્હારા !

અંગ ધરા નત ઉન્નત કરતી,
પાછે પગ, ખોળો પાથરતી,
લળી લળી આકર્ષી ગઇ આગળ,
સાથી એ। મ્હારા !

હૃદય ગભીર વિશાલ થયાં જ્યાં,
દૃષ્ટિ તણો વિસ્તાર વધ્યો ત્યાં,
મૂલ વિમલતા ગઇ પણ રહી ત્યાં
સાથી એ। મ્હારા !

તે પછી સંગમ પ્રફુલ્લ કેવો !
ભાવિ કે સૃષ્ટિક્રમ જેવો !
કે એ ઇશપ્રસાદ કહેવો ?—
સાથી એ। મ્હારા !

અને હવે ?—ઉત્તર ઊચરજે !
ગત જીવન યદિ તો ઉર ધરજે !
ભલે પછી ઇચ્છા અંનુસરજે,
સાથી એ। મ્હારા !

બળવંતરાય



## ૧૦૩
## હૈયાસૂનાં

નિર્જન વનવગડે અલી વાદળી !
જળ શાં ઢોળવાં અમથાં ?
રણે રગદોળવાં અમથાં ?
એવાં હૈયાસૂનાં સમીપ વિતક શાં ખોલવાં અમથાં ?
હૃદય શીદ ખોલવાં અમથાં ?

ચાતક જળવણ ટળવળે, મેઘ ચડયો ઘનઘોર;
ગર્જન કિંતુ જૂઠડાં; જગ એવું ય નઠોર:
છીછરા સરવરને શીદ મલિન જળે અંઘોળવાં અમથાં ?
જવાહીર ઝબોળવાં અમથાં ?
એવાં હૈયાંસૂનાં સમીપ વિતક શાં ખોલવાં અમથાં ?
હૃદય શીદ ખોલવાં અમથાં ?

સુગન્ધમિઠ્ઠા લિમ્બડા, રસમાં કડવા ઝેર;
મુખ મિઠ્ઠાંના મોહ શા, જો નહિ મનના મેળ ?
ગરજુ જગવડે વણ પાત્ર પ્રણય શો ઢાળવો અમથો ?
ઉરેઉર જોડવાં અમથાં ?
ઉજ્જડ મરુભૂમિમાં રસિક હૃદય શાં ખોલવાં અમથાં ?
જીવન શીદ રોળવાં અમથાં ?

મોહભીના સંસારમાં, જૂઠા મૃગજળ ઘાટ;
મોંઘી સફરો સ્નેહની, આઘી ઉરની વાટ:
વિજન કો વાડીને એકાન્ત ફુલો ! શાં ફોરવાં અમથાં ?
દરદ દિલ વ્હોરવાં અમથાં ?
કહો કયાં મળશે વ્હાલો કાન્ત ? સ્વજનના સ્નેહનીય કથા ?
અવરની મારે છે શોં તથા ?

—નિર્જન

કે. હુ. શેઠ

## ૧૦૪

## ભણકારા.

( મન્દાક્રાન્તા )

આઘે ઊભાં તટધુમસ જેમાં દ્રુમો નીંદ સેવે,
વચ્ચે સ્વપ્ને મૃદુ મલકતાં શાન્ત રેવા સુહાવે;
ઊંચાં નીચાં સ્તનધડકમાં હાલતાં સુપ્ત વારિ,
તેમાં ધીમે તુલ સમ પડે ઊપડે નાવ મ્હારી.
માથે, જાણે નિજ નિરખતાં નગ્ન કાન્તિ કદાપિ
જાગે સૃષ્ટિ, કુસુમવસને તેથી જ્યોત્સ્ના લપાતી;
ને બીડેલાં કમલ મહીં બન્ધાઇ સૌંદર્ય-ઘેલો,
ડોલે લોટે અલિ મૃદુ પદે, વાય આ વાયુ તેવો.

ત્યાં સૂતેલો લવું નવલ અર્ધા અનાયાસછન્દ,
કે ડોલન્તી ગતિપર સજું બીનના તાર મન્દ;
તેમાં ક્યાંથી—રજનિ—ઉરથી, નર્મદા—નીરમાંથી,
સ્વર્ગંગાની રજતરજ કે વાદળી ફેનમાંથી:—
પુષ્પે પાને વિમલ હિમમોતી સરે તેમ છાની,—
બાની મીઠી ઉર ભીંજવતી નીતરે શી, સ્હેની? ૧૪

બલવંતરાય



## ૧૦૫
## સહીયરને

ચાલોને સહીયર હસતાં રમતાં, જળ ભરવાને જઇએ રે
શીતળ નિર્મળ નીર નદીનાં છોળે ઝીલી સુખી થઇએ રે—ચાલોને૦
તટ તરુવર ઝૂકી રહ્યું ડાળો ઝોલાં ખાય,
તે પર પંખી જોડલું ચાંચ ભરીને ન્હાય;
પ્રેમે મસ્ત બનીને રમતું, તેને વધામણાં દઇએ રે—ચાલોને૦
આછી લ્હેરો પવનની, આછા નદી તરંગ,
આછાં વસ્ત્ર સખી તણાં, આછું જોબન અંગ;
આછાં રહ્યાં સ્મિત છાઇ મુખે, સખી તેને વધામણાં દઇએ રે—ચાલોને૦

મૂળશંકર



## ૧૦૬
## સખીને આમંત્રણ

ચાલો ને સહિયર ! ઉન્નત જીવનજલ ઝીલવાને જઇએ રે !
પુણ્ય સલિલ અવગાહનથી, સખી ! અંતર પાવન થઇએ રે !
ચાલો ને, સહિયર૦
પ્રભુના ગિરિથી અવતરે શાંત સદાશિવ નીર:
શમવે મનુકુલતાપને છાયા તરુવર, તીર !
શીતલ સૌમ્ય સુધારસ, સુંદરી ! રેલી રહ્યો જઈ લઇએ રે !
ચાલો ને, સહિયર૦
સ્ફટિક વિશદ વરસી રહ્યા સુરસરિતાના ઘોઘ:
લલિત કરી ક્લાંતાત્મને પ્રેરે પ્રાણ પ્રબોધ !
સાડી સજો, સખી ! સ્નેહસુરંગી: વારિ પરસ્પર દઇએ રે !
ચાલો ને, સહિયર ! ઉન્નત જીવનજલ ઝીલવાને જઇએ રે !

મણિશંકર

૧૦૭

## ફૂલડાંકટોરી

ચન્દ્રીએ અમૃત મોકલ્યાં, રે બ્હેન !
ફૂલડાંકટોરી ગૂંથી લાવ,
જગમાલણી રે બ્હેન !
અમૃત અંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન !

અંજલિમાં ચાર-ચાર ચારણી, રે બ્હેન !
અંજલિએ છૂંદણાંના ડાઘ:
જગમાલણી રે બ્હેન !
અમૃત અંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન !

ઝીલું નહીં તો ઝરી જતું, રે બ્હેન !
ઝીલું તો ઝરે દશ ધાર:
જગમાલણી રે બ્હેન !
અમૃત અંજલિમાં નહિ ઝીલું, રે બ્હેન !

ફૂલડાંમાં દેવની હથેળીઓ, રે બ્હેન !
દેવની કટોરી ગૂંથી લાવ:
જગમાલણી રે બ્હેન !
અમૃત અંજલિમાં નહિ ઝીલું રે બ્હેન !

ન્હાનાલાલ



૧૦૮

## યુગ મુબારક

(પદ)

શકુનનું સબરસ લ્યો, હાંરે કોઇ સબરસ લ્યો! ધ્રુવ.

મંગલ દિન મંગલ ઘડી મંગલ અરુણ સોહાય,
મંગલ કુદરતથી વહી મંગલોર્મિ છલકાય;
એથી મુજ અખેપાત્ર ઉભરાય. શ૦

'દિન પલટ્યો પલટી ઘડી પલટી હત્થ કમાન;'
કલિ-રજની-સંધ્યા તણા વિષાદનું એ ગાન,
પરન્તુ આતો ઉગતો ભાણ. શ૦

કલિ-જડતા-વિષ ઊતરે, સ્ફુરે પ્રાણ શબ માંહ્ય,
રજની ત્રણ વીતી ગઇ, રક્ત સજીવન થાય;
ફરીથી ઓપે પૌરુષ કાય. શ૦

તિમિર તણાં પડ ઊપડે, ફોરે અનિલ ઉમંગ,
ગગન દીસે વિકસે ધ્વજો આશા ઝળકિત અંગ;
ભાવિના પૂરી વિધ્ર વિધ રંગ. શ૦

જલ તૃણ તરુ ખગ વાદળો અનલિઘુમટ અવકાશ,
પાય પીએ સવિતા તણા રસ જીવન પ્રકાશ;
માનવી ઉઠે ધરી ઉલ્લાસ. શ૦

દિન પલટ્યો પલટી ઘડી પલટી હત્થ કમાન,
ઘડપણ જઈ જોબન ચ્હડે રગે રગે મસ્તાન;
ઝડપતું જોબન કાર્ય મહાન. શ૦

જોબનભરી નરજાતિઓ ઉન્નતિપથ ઉછળન્ત,
બુદ્ધિ હૃદય ચારિત્ર્યના વિજયફેન ફરકન્ત;
ઘુઘવતી હર્ષ ગભીર મહન્ત૦ શ.

અસલ કુલવ્રત આપણું એ જોબન, એ પન્થ,
રાજયોગ એ, આર્યહોત્ર એ, ફરી કરો જીવન્ત;
નવો મંગલ યુગ વર્તાવન્ત. કા૦ ૨૪

બલવંતરાય

卐

૧૦૯

## રણ તો ધીરાનું

( પદ )

રણ તો ધીરાનૂં ધીરાનૂં, નહિ ઉતાવળા કાયરનૂં. ટેક.

ધીર વીર જે હોય તેજ ખુબ, સંકટ સામો થાયે;
ધાડ પડે રણમાં રેહ ઊભો, લેશ નહિ ગભરાયે. રણ તો૦ ૧

ધીર વીર કો પ્રસંગ શોધે, સ્હેવા કષ્ટો ભારે;
જાણિ જોઇને આફ્ત હોરે, રાજી ધા લે ત્હારે. રણ તો૦ ૨

થતે બાવરાં ઉતાવળાં રે, હાર થાય છે મ્હોટી;
વિના કારણે ધાત થાય ને, જાય કનેથી લોટી. રણ તો૦ ૩

કાયર થઇને ન્હાસી જાતાં, અધવચ મૃત્યૂ ઝાલે;
એ મરવાના હ રણમાં ર્કતા ના મરવૂં ભાલે. રણ તો૦ ૪

ડાહ્યો તે દેશાવર વેઠે, જ્ઞાની બહુ અથડાયે;
ધીરવીરના પગ સંકટમાં, કદી નહીં લથડાયે. રણ તો૦ ૫

ધાર્યું મેળવે વા ટકિ રેહે, વા તે મૃત્યૂ પામે;
ત્રણેથી તેને બહુ જસ છે, શત્રૂ ધન્ય કહે સાંમે. રણ તો૦ ૬

પ્રપંચ રણમાં બહુ સપડાવે, મોટા ત્રણે તાપો;
શૂર વીર જન કળે વળેથી, મારે તે પર છાપો. રણ તો૦ ૭

ભણી વધારો જોસ્સા સહુ જન, પણ કબજામાં રાખો;
પ્હેલે એ જીતી જાણો તો, શત્રૂ નીચે નાખો. રણ તો૦ ૮
જાણિ જોઈ ના સંકટ હોરો, સંકટમાં ના બ્હીઓ;
કહે નર્મદ સહુ ધીરવીર થઇ, જસ લઇ જુગજુગ જીવો. રણ તો૦ ૯

નર્મદાશંકર

## ૧૧૦

## શુકનની ઘડીઓ

ધર્મના વીર ! ઓ આર્યપુત ! ઉઠજો !
સુભટના શુકનની વાગી ઘડીઓઃ
ઉત્તરાયણ થયા, ઉત્તરે રવિ વળ્યા,
ભાનુના ભર્ગની વરસી ઝડીઓ. ૧

મૃત્યુને ખાળતા, શાન્તિને ઓધતા,
ભીષ્મ પોઢ્યા હતા યુદ્ધઘાટે;
મૃત્યુને પરહરી, શાન્તિભાથાં ભરી,
શૂર ! ત્યમ સંચરો યુદ્ધવાટે. ૨

સિંહના બાલથી ખેલતો—ગેલતો,
એ ભરતગોત્રનાં ગોત્રજો છોઃ
સિંહને શસ્ત્ર શાં ? વીરને મૃત્યુ શાં ?
મૃત્યુનાં અમૃતને ઓળખો છો. ૩

શાન્ત છો, દાન્ત છો, ધીર છો, વીર છો;
સુભટ, છો સજ્જ નિઃશસ્ત્રતાથીઃ
ધર્મધ્વજ તમ ખડા, શસ્ત્ર સ્હામાં વડાંઃ
શ્રી હરિ સત્યના સમરસાથી. ૪

ન્હાનાલાલ

## ૧૧૧

## ચિન્તા કર્યે ચાલશે ના

તારાં પોતીકાં જનો છોડી જાશે
    તેથી કાંઇ ચિન્તા કર્યે ચાલશે ના.

તારી આશાલતા પડશે તૂટી;
    ફળ ભલે ઉતરશે નાઃ—
    તેથી કાંઇ ચિન્તા કર્યે ચાલશે ના.

        મધ રસ્તે અંધારૂં થાશે
        તેથી તું શું અટકી જાશે ?
    ઓ તું ફરી ફરી ચેતાવજે દીવો,
        ખેરને દીવો ચેતશે ના,—
        તેથી કાંઈ ચિન્તા કર્યે ચાલશે ના.

શુણી તારી મુખની વાણી,
વીંટળાશે વનવનનાં પ્રાણી,
તો ય કદી તારા ઘરના ઘરમાં,
    પત્થરો પીગળશે ના,—
    તેથી કાંઇ ચિન્તા કર્યે ચાલશે ના.

        બાર કદિ દીધેલાં મળશે,
        તેથી શું તું પાછો વળશે ?
    તારે વારે વારે ઠેલવાં પડશે
        ખેર પછી તે હલશે ના,—
        તેથી કાંઇ ચિન્તા કર્યે ચાલશે ના.

મહાદેવ દેસાઈ



## ૧૧૨

## કર્તવ્ય

( શિખરિણિ )

૧

અહા ! ઉંચે ઉંચે ધવલગિરિને શૃંગ ચડવું !
મૂકી વૃક્ષો, કુંજો, હરિણ મૃગ, ને પાર પાડવું !
જડિમ્ના લાગે ત્યાં રુધિર લર્ગો, તોએ ઉપડવું !
મહા શક્તિ સંગે ધવલગિરિની પાર ઉડવું !

૨

અહા એવે રંગે, બહુ બહુ પડ્યા વીર રણમાં,
અહા એ એકાન્તે, સુજન જગ જીત્યા સ્મરણમાં;
ગયા વ્હેતા ગાતા રસિક રસ સિન્ધુ ઝરણમાં,
અહા એની મૂર્તિ પ્રકટ નિરખાતી મરણમાં;

૩

અરે ! મૃત્યું ! ભીતિ ! જગત કુટિલાઈ ! તિમિર આ !
કહું શા શબ્દોથી ? નરક નગરી-શ્યામ શબલા !
પડયો ક્યાંથી જંતુ ! ધવલગરિની પારથી પડયો !
ન મૃત્યુ ભેટી તું ધવલગિરિની પાર ઉપડયો !

૪

બધું અર્પી સોંપી મરણ શરણે પાર પડવું;
ડરી શંકા પામી, મરણ સુણતાં રોજ રડવું;
ચઢી રે'વું ઉંચે—નરકનગરીમાં રખડવું;
કશું એવું તારૂં ક્ષણિક અવળું જીવિત હવું !

૫

પૂછું આત્માને, વા વિનવું પરમાત્મા કરગરી,
વિચારૂં બુદ્ધિથી, ભજન ગજવું વા રસ ભરી,

વદું વેદાન્તોને, તદપિ અવળીને સવળી આ,
ક્ષણે કાળી ધોળી ! અધમ ઉંચી ! શી જીવિત દશા !

૬

ઉઠી એ ભ્રાન્તિ ત્યાં ચમક ચમકી શબ્દ ઉરથી,
રમે કાળા ધોળા અધિક અધિકા તાલ સુરથી,
ન વાંધો ના સાંધો નવીન નવલે વ્હેતી પૂરથી,
સદા સાથે પૂરે અમિત રસ રેખા મુકુરથી.

૭

ટકી રે' ત્યાં જંતુ, ઉથલી પડજે વા પલકમાં,
ભર્યું કલ્લોલોથી હૃદય વહી વંઠે ખલકમાં,
ભજે મૃત્યુ, ભીતિ, વિષય રસ રામા અલકમાં
ઉચે નીચે સાચી પકડ અખિલાઈ અલખમાં.

૮

ત્યજી નાની નાની કૃપણ જનની નાની નકલો,
ઉંધી આડી ટૂંકી અવનવી અહંકાર અકલો,
ભલે કાળો-ધોળો, પલક બહુરૂપી ન નવલો,
સદા આપી ખર્ચી હૃદયરસ રે'જે અવિકલો.

૯

કરી દૃષ્ટિ ઉચે ચરણ ધરડાં કીચડ વિષે,
કહીં શોધે સાચી અકથ અખિલાઈ જડ વિષે,
મહા જંગે, રંગે, અફૂટ રસ છે ઉજ્જડ વિષે,
ત્યજી ભાવિ ભૂત પ્રકટ રમ એ સાંકડ વિષે.

૧૦

મહા સિંધુ પૂર્યો અસિમ રસ રંગે નવનવે !
તહીં બિંદુ બિંદુ અકથ અખિલાઈ અનુભવે,
ન થંભે ના ચાલે, ન ચુપ વિહરે વા નવ લવે;
રમે જ્યાં ના ત્યાં તે હૃદય રસ પૂરે ન સુકવો

મણિલાલ ન. દ્વિવદી

## ૧૧૩

## દુ:ખસુખ

દુ:ખસુખ આવે રે તે સ્હેજો!
માજીના ચરણ કમલમાં ર્‌હેજો!
દુ:સુખ આવે રે તે સ્હેજો!

સુખડાં તરતાં રે રૂડાં છેઃ
દુ:ખડાં પાછળ રે ઊંડાં છેઃ
માજીના ઊંડારૂડા સન્દેશ
દુ:ખસુખ આવે રે તે સ્હેજો!
સુખડાંની શોભા રે સુલભ છેઃ
દુ:ખડાંના હેતુ રે ગહન છેઃ
માજીના ગહનસુલભ આદેશ
દુ:ખસુખ આવે રે તે સ્હેજો.
**મા** ! તુજ પ્રેમલ રે રચના છેઃ
**મા** ! તુજ સદર્થે રે ઘટના છેઃ
**મા** ! તુજ સદર્થે પ્રેમલ નિવેશ
દુ:ખસુખ આવે રે તે સ્હેશુંઃ
**મા** ! તુજ ચરણકમલમાં ર્‌હેશું
દુ:ખસુખ આવે તે **મા** ! સ્હેશું.

**ન્હાનાલાલ**



૧૧૪

## આપની યાદી

જ્યાં જ્યાં નઝર મ્હારી ઠરે યાદી ભરી ત્યાં આપની;
આંસુ મહીં એ આંખથી યાદી ઝરે છે આપની! ૧
માશૂકોના ગાલની લાલી મહીં લાલી અને
જ્યાં જ્યાં ચમન જ્યાં જ્યાં ગુલો ત્યાં ત્યાં નિશાની આપની! ૨
જોઉં અહીં ત્યાં આવતી દરિયાવની મીઠી લહર,
તેની ઉપર ચાલી રહી નાજુક સવારી આપની! ૩
તારા ઉપર તારા તણાં ઝૂમી રહ્યાં જે ઝૂમખાં,
તે યાદ આપે આંખને ગેબી કચેરી આપની! ૪
આ ખૂનને ચરખે અને રાતે હમારી ગોદમાં,
આ દમબદમ બોલી રહી ઝીણી સિતારી આપની! ૫
આકાશથી વર્ષાવતા છો ખંજરો દુશ્મન બધા;
યાદી બનીને ઢાલ ખેંચાઇ રહી છે આપની! ૬
દેખી બૂરાઈ ના ડરૂં હું, શી ફિકર છે પાપની?
ધોવા બૂરાઇને બધે ગંગા વહે છે આપની! ૭
થાકું સિતમથી હોય જ્યાં ના કોઇ ક્યાંએ આશના:
તાજી બની ત્યાં ત્યાં ચડે પેલી શરાબી આપની! ૮
જ્યાં જ્યાં મિલાવે હાથ યારો ત્યાં મિલાવી હાથને,
અહેશાનમાં દિલ ઝૂકતું, રહેમત ખડી ત્યાં આપની! ૯
પ્યારૂં તજીને પ્યાર કોઈ આદરે છેલ્લી સફર;
ધોવાઇ યાદી ત્યાં રડાવે છે જૂદાઇ આપની! ૧૦
રોઉં ન કાં એ રાહમાં બાકી રહીને એકલો?
આશકોના રાહની જે રાહદારી આપની! ૧૧

જૂનું નવું જાણું અને રોઉં હસું તે તે બધું
જૂની નવી ના કાંઈ તાજી એક યાદી આપની ! ૧૨

ભૂલી જવાતી છો બધી લાખો કિતાબો સામટી,
જોયું ન જોયું છો બને જો એક યાદી આપની ! ૧૩

કિસ્મત કરાવે ભૂલ તે ભૂલો કરી નાખું બધી;
છે આખરે તો એકલી ને એજ યાદી આપની ! ૧૪

**કલાપી**



## ૧૧૫

## જગતની જાહ્નવી

ઘૂમે ઘૂમે ને ઘેલી વહે,
ને કાંઇ વ્હેતી અખંડ ને અનન્ત રે !
જાહ્નવી જગની ઘૂમે રે. ૧

પાણી ભર્યાં છે પુણ્યનાં,
ને મંહી ઝીલે સુહાગિયાં સન્ત રે !
જાહ્નવી જગની ઘૂમે રે ૨

સગર કુમારોને તારિયા,
ને એમ તારશે માનવજાત રે !
જાહ્નવી જગની ઘૂમે રે ૩

બ્રહ્માંડે ભર્યાં બ્રહ્મનાં અમી,
સાધો ! માણજો મહીં દિનરાત રે !
જાહ્નવી જગની ઘૂમે રે ! ૪

**ન્હાનાલાલ**



## ૧૧૬

## રાસ

( અષ્ટપદી )

જલ જલ અકલિત સકલ દિશા મહીં, જ્યોતિ—અંડ લસિયું ત્યાં,
જલજનની ધરી હેત પોષતી અંડમયી જ બની ત્યાં;
અંડથી સૂર્ય અનન્ત પ્રકટિયા, ગ્રહો સૂર્ય સૂર્યે ત્યાં;
ગ્રહ—ગ્રહપતિ મય લોક વિશે એ અંડ મોક્ષ પામે ત્યાંઃ
જલ—અંડ તણો વળી અંડ—લોકનો એ
રાસ અખંડ વિહાર અનન્ત જ પંડ—પંડપતિનો એ. ૬

જડ જડ અકલિત સકલ દિશા મહીં, જીવ—બીજ સ્ફુરિયું ત્યાં,
જડજનની ધરી હેત પોષતી, બીજમયી જ બની ત્યાં;
બીજ થકી તરુ પ્રાણીયોનિઓ ઉચ્ચ ઉચ્ચ પ્રકટે ત્યાં,
પ્રાણીપતિ નર પ્રાણનાથમાં બીજ મોક્ષ પામે ત્યાંઃ
જડ—બીજ બીજ—તરુ—પ્રાણી—મનુજનો એ
રાસ અખંડ વિહાર અનન્તજ પંડ—પંડપતિનો એ. ૧૨

તન—તમ અકલિત સકલ દિશા મહીં અહં—જ્યોતિ ઝળકી ત્યાં,
તનજનની ધરી હેત પોષતી. અહંમયી જ બની ત્યાં;
અહંકારી શિશુ યુવક બને એ, કામ વીર્ય પ્રસરે ત્યાં,
યુવક—બાલગણ—પોષક વૃદ્ધે અહં શમી વિરમે ત્યાં;
શિશુયુવક તણો વળી યુવકવૃદ્ધનો એ
રાસ અખંડ વિહાર અનન્ત જ પંડ—પંડપતિનો એ. ૧૮

સેવાધર્મે દેહ ધરી નિજ નિયમન પક્વ બનાવે,
અર્થકામી વિષયો જીતવા વિશ શાસ્ત્ર શક્તિ વિકસાવે;
સત્તાધર નિર્બલપાલક નિજ ક્ષાત્રકેતુ ફરકાવે,
નીતિધર્મ—દ્યુતિ સ્થિર શુચિ ઠારક ઉદ્ધારક પ્રકટાવેઃ

પગ–ઉદર તણો વળી પ્રાણ–જ્ઞાનનો એ
રાસ અખંડ વિહાર અનંત જ પંડ–પંડપતિનો એ. ૨૪

ગાયત્રીસુત વેદગર્ભ નિજ અંતરમાં પ્રકટાવે,
એક પછી બહુ થવા કામના ઉપર રતિ વિલસાવે;
બીજ–ગૃહેથી ફુટે નવાં ગૃહ કે ગૃહરતિ અળસાવે,
મમ–પર સમ કરી જગકુટુમ્બની મોક્ષવિભૂતિ લગાવે:
અંકુરફુલ ફલબીજ ઉન્નતિનો એ
રાસ અખંડ વિહાર અનન્ત જ પંડ–પંડપતિનો એ. ૩૦

કુટુમ્બ કબીલા ભમતાં સ્થિર થઇ વધી ગ્રામ ઉપજાવે,
ગ્રામ ગ્રામ લઢી વ્હડી હળી મળી ભળી જાનપદો પ્રસરાવે;
જાનપદો વળી જાનપદો સહ રાષ્ટ્રસંઘ વર્તાવે,
રાષ્ટ્રભેદ લય અખિલ જગતના રામરાષ્ટ્રમાં પાવે:
નર–નૃસાથનો નય–સ્વતંત્રતાનો એ
રાસ અખંડ વિહાર અનન્ત જ પંડ–પંડપતિનો એ. ૩૬

રસ રસ અકલિત સકલ દિશા મહીં અમિત ચક્ર ભમતાં ત્યાં,
ચક્ર ચક્ર મળતાં અથડાતાં રતિ–વિરતિ ધરતાં ત્યાં;
રસતૃષ્ણા રસભોગ પકવતાં અનુભવ જ્યોતિ સ્ફુરે ત્યાં,
ચક્રપણાનાં પડ પછી પડ ગાળંતી જ્યોતિ બ્હડે ત્યાં:
સ્થૂલ–સૂક્ષ્મનો મમતા–સમતાનો એ
રાસ અખંડ વિહાર અનન્ત જ સ્વયં પંડપતિનો એ. ૪૨

બલવંતરાય



## ૧૧૭

### પ્રેમરસ

પ્રભુ પ્રેમરસ ભર્યો નભોન્નત, નીતરે નીતરે નીર:
સન્તજી! નીતરે નીતરે નીર,
દયા દેવદગ સાગર ઉછળે, નીતરે નીતરે નીર:
સન્તજી! નીતરે નીતરે નીર. પ્રભુ૦ ૧
પિતા પાથરે અમર આશપટ, નીતરે નીતરે નીર:
સન્તજી! નીતરે નીતરે નીર. પ્રભુ૦ ૨
અખંડ ઓજનો દિનકર દીપે, નીતરે નીતરે નીર:
સન્તજી! નીતરે નીતરે નીર. પ્રભુ૦ ૩
સિંચી સુખ બીજ હૈયું હીંચાવે, પાય અમીરસક્ષીર:
સન્તજી! નીતરે નીતરે નીર. પ્રભુ૦ ૪
નદીઓ નાચે, સાગર ડોલે, સૃષ્ટિ સમાધિ સ્થિર:
સન્તજી! નીતરે નીતરે નીર. પ્રભુ૦ ૫

મૂળજી દુર્લભજી વેદ

※

## ૧૧૮

### પરમ ધન પ્રભુનાં લેજો લોક

પરમ ધન પ્રભુનાં લેજો લોક!
રૂપું ધન, ધન સોનું,
હો અબધૂત! હીરા મોતી ઝવેર,
હો અબધૂત! હીરા મોતી ઝવેર;
સત્તા ધન, ધન જોબન ચળ સહુ;
અચળ બ્રહ્મની લહેર;
પરમ ધન પ્રભુનાં લેજો, લોક!

નહી સૂરજ, નહી ચન્દ્ર,
હો અબધૂત ! નહી વીજળીચમકાર,
હો અબધૂત ! નહી વીજળીચમકાર;
અગમનિગમની યે પાર, અપાર એ
બ્રહ્મ તણા ભંડાર;
પરમ ધન પ્રભુનાં લેજો લોક !
દૂર થકી પણ દૂર;
હો અબધૂત ! પ્રાણ થકી પણ પાસ,
હો અબધૂત ! પ્રાણ થકી પણ પાસ;
ઉગે તપે કે આથમતાં યે,
એ ધન છે અવિનાશ,
પરમ ધન પ્રભુનાં લેજો લોક !

ન્હાનાલાલ



## ૧૧૯

## જિગરનો યાર

ગઝલ

જિગરનો યાર જૂદો તો, બધો સંસાર જૂદો છે;
બધા સંસારથી એ યાર, બેદરકાર જૂદો છે. જિ૦ ૧
અરે શું જાણશે લઝ્ઝત, પવિત્રીમાં પડી રહેતાં;
પ્રિયાની પ્યાલીની મસ્તી, તણો કૈફ બ્હાર જૂદો છે. જિ૦ ૨
ગણું ના રાવ રાયાને, ગણું ના આખિ દુનિયાને;
પરંતુ જાન આ પર પ્યારિનો, અખત્યાર જૂદો છે. જિ૦ ૩
હજારો બોધ મંદિરો, મહીં નિત્યે ભલે થાજો;
અમો મસ્તાનના ઉસ્તાદનો, દરબાર જૂદો છે. જિ૦ ૪

નથી તુજ બાપ માર્યો મેં, અરે મુર્ખા કહાં નિંદે;
સમજ રે! બેસમજ કે, પ્રેમીનો આચાર જૂદો છે. જિ૦ ૫
બધા પરકાર તોફાને, થઇ ચંચલ ચુકે નીશાન;
અમારા ચિત્તનો ચારૂ, અચલ પરકાર જૂદો છે. જિ૦ ૬
લિધો જે પંથ તે હું કેમ, ત્યાગું છો ભર્યો દુઃખે;
પ્રિયાનો માહરી ગરદન, ઉપર આભાર જૂદો છે. જિ૦ ૭
ઘડીભર બેશ બતલાવું, શીખાવું પ્રેમનો જાદૂ,
અમો જાદૂગરોનો યાર, જો બાઝાર જૂદો છે. જિ૦ ૮
શિખે જો પ્રેમ પૂરો તો જ, અચળ અભેદ પામે તું;
નથી ત્યાં પ્રેમ જ્યાં છે ભેદ, એ વ્યવહાર જૂદો છે. જિ૦ ૯
થશે શ્રીમંત ઈંદ્રાદી થકી, મુજ પંથ પર જાશે,
અરે! એ કીમીયાનો યાર, જો કંઇ બ્હાર જૂદો છે. જિ૦ ૧૦
કરૂં શું મોતીમાળા હું? અનૂપમ મારી પ્યારીએ,
કર્યો નક્ષત્રનો મારે ગળે, શણગાર જૂદો છે. જિ૦ ૧૧
ભલે! છો માહરા પંથે, બધાએ દુઃખને દેખે;
મને તો સૂખસાગર, લ્હેરિનો કંઇ બ્હાર જૂદો છે. જિ૦ ૧૨
થયો જે પ્રેમમાં પૂરો, થયો છે મુક્ત સર્વેથી;
મહા મસ્તાન જ્ઞાનીના, મગજમાં તાર જૂદો છે. જિ૦ ૧૩
નજર મારી પ્રિયા વીના, ન દેખે કંઇ જગત આખે;
બીજાના બંધકારી પ્રેમનો, તો જાર જૂદો છે. જિ૦ ૧૪
ગુરૂ—આદેશ છે અમને, અવળ પંથે પળ્યા જઇએ,
દુનિયાથી પછી આ **બાલ**, બેદરકાર જૂદો છે. જિ૦ ૧૫

બાલશંકર

## ૧૨૦

## અંતિમ પ્રાર્થના*

ઊંચાં પાણી મને આ સતાવે, પિતા !
પ્રભુ તારક ! સત્વર ઉદ્ધારી લ્યો !
કૈંક નારકી દશ્ય બતાવે, પિતા !
મને પાતકીને દયાથી તારી લ્યો !

મારી હોડી ખરાબામાં તૂટી ગઈ:
મારી જોડી હા ! માયા તે લૂંટી ગઇ:
મારી હિંમત છેક જ ખૂટી ગઇ:
પ્રભુ તારક ! સત્વર ઉદ્ધારી લ્યો !

મારાં પાપ તણો અરે ! પાર નથી:
મારા અન્તરમાં કશો સાર નથી:
ભવસાગરે અન્ય આધાર નથી:
પ્રભુ તારક ! સત્વર ઉદ્ધારી લ્યો !

મણિશંકર



## ૧૨૧

## મૃત્યુ લેખ

( બેત )

ફરજ જે અદા મેં કીધી હો, ખુદા !
ગરજ બીજી શી ? એક ફાટી ચદર,
ન ઉપકાર કોના, ન કદી અદા,
મળે ચાર ગજની જે સાદી કબર, ૧

* ૧૯૨૩ માં શ્રીનગરમાં લખેલી આ મણિશંકરની છેલ્લી કવિતા છે.

નનામી, છૂપી, કોઇ ખિયાબાનમાં,
કે પરવતની ઢળતી તળેટી ઉપર;
ગમે કોતરે, તુજ ખુદ માનમાં,
ફક્ત એ જ બોલો ઈલાહી શુકર.

મલબારી



૧૧૨

## રસિકડાં નવ કરશો કોઈ શોક

( ૫૬ )

નવ કરશો કોઇ શોક,—રસિકડાં, નવ કરશો કોઇ શોક—ટેક.
યથાશક્તિ રસપાન કરાવ્યું, સેવા કીધી બનતી. રસિકડાં૦ ૧
પ્રેમીઅંશને રુદન આવશે, શઠ હરખાશે મનથી. રસિકડાં૦ ૨
મર્મ ન સમજે બકે શંખશઠ, વાંકુ ભણે બહુ પણથી. રસિકડાં૦ ૩
એક પીડમાં બીજી વ્હીડથી, જળશે જીવ અગનથી. રસિકડાં૦ ૪
એક દુખિયો થયો સુખિયો, સમજો છૂટયો રણથી. રસિકડાં૦ ૫
મુઓ હું તમે પણ વળિ મરશો, મુક્ત થશો જગતમથી. રસિકડાં૦ ૬
હરિકૃપાથી મમ લેખચિત્રથી, જીવતો છઉં હું દમથી. રસિકડાં૦ ૭
વીર સત્યને રસિક ટેકિપણું, અરિ પણ ગાશે દિલથી. રસિકડાં૦ ૮
જુદાઇ દુઃખ તે નથિજ જવાનૂં, જાયે માત્ર મરણથી. રસિકડાં૦ ૯
મરણ પ્રેમિને ખચિત મોકું છે, દુઃખ વધેજ રુદનથી. રસિકડાં૦ ૧૦
જગતનીમ છે જનન મરણનો, દઢ રહેજો હીંમતથી. રસિકડાં૦ ૧૧
મને વિસારી રામ સમરજો, સુખી થશો તે લતથી. રસિકડાં૦ ૧૨

નર્મદાશંકર



## ૧૨૩

# ચોટી

પદ.

દુનિયા આ છે ફાની, અરેરે ! દુનિયા આ છે ફાની. ધ્રુવ,

નાજુક ચંચળ મધુરી બાળા, હેત પૂતળી રમતી,
ધરનું સ્મિત, ઉરકેરી ત્હાડક, સદા ય સૌને નમતી,
—અરેરે ! દુ૦ ૨

લાડ વિશે ઉછરી, પણ જન્મી સૂક્ષ્મ જ ભોગી આપે,
વિદ્યાકણથી જ્ઞાન નિર્મળું લણિયું મતિપ્રતાપે,
—અરેરે ! દુ૦ ૪

ફુટડી કાયા, મોહન કીકી, અલ્પ બોલ મૃદુ કેવા !
પરપીડા પેખી પોતાની,–પૂર્વ જન્મના હેવા !
—અરેરે ! દુ૦ ૬

'મ્હાલીને શું?' 'જીવીને શું?' 'ભાવિ ચિન્તવન શાને?'
'સહન-હસન એકાક્ષર નહિ શું?' એ જ બોલતી તાને,
—અરેરે ! દુ૦ ૮

પાકે વ્હેલું ખરે જ પ્હેલું–અરરર કુદરત–ધારો–
હું જેવા અદકચરા કરો કેમે ના'વે આરો,
અરેરે ! દુ૦ ૧૦

બલવંતરાય



## ૧૨૪

## શ્રાવણી અમાસ

એક વેળા રાત્રિ પડતી હતી,
અને મ્હારાં નયનોમાં નિદ્રા ઘેરાતી.
અન્તે નયન ફરક્યું, ને પ્રવૃત્તિ પ્રજ્વળીઃ
હું ઉઠ્યો, અને રાત્રિના તટ ઉપર ઉભો.
સઘળે નીરવ શમશમાકાર હતું;
પણ મ્હારે અન્તરે અનામી ઓઘ કંઇક ગર્જતા.
હું ઉભો હતોઃ
રાત્રિનાં જલ જોતો—ન જોતો,
અચેત શો સચેત હું
જડતાને કાંઠે ચેતન જડવત્ ઉભો હતો.
મધ્યરાત્રિ હૃદયના ભેદ ખોલતીઃ
શૂન્યમુખ ચિદાકાશ, મહાકાળની ગુફા સમું,
નિરવધિ, વિભુ, વિરાટ શું, વિસ્તરતું.
કાલરાત્રિના કિનારા ઉપર
સહોદર સંગે હું ઉભો હતો.
આકાશમાંથી તારા વાળી લીધા હતા,
મ્હારે એ પ્રભુતેજનાં દર્શન ન થતાં;
બ્હાર તેમ જ અન્તરમાં નિસ્તેજ હતું;
અન્ધકાર શ્યામળ જયધ્વજ ફરકાવતો.
ઘનદળ ત્હેના ઘટાટોપમાં નર્તતું.
પૃથ્વીના પ્રાણમાં જડેલી ત્હેમની છાયાઓ શી
કાજળકાળી ડોલન્ત પર્વતાવલિ
દૃષ્ટિ બાંધી પડી હતી.

## ૧૨૩

# ચોટી

પદ.

દુનિયા આ છે ફાની, અરેરે ! દુનિયા આ છે ફાની. ધ્રુવ,

નાજુક ચંચળ મધુરી બાળા, હેત પૂતળી રમતી,
ધરતું સ્મિત, ઉરકેરી ત્હાડક, સદા ય સૌને નમતી,
—અરેરે ! દુ૦ ૨

લાડ વિશે ઉછરી, પણ જન્મી સૂક્ષ્મ જ ભોગી આપે,
વિદ્યાકણથી જ્ઞાન નિર્મળું લણિયું મતિપ્રતાપે,
—અરેરે ! દુ૦ ૪

ફુટડી કાયા, મોહન કીકી, અલ્પ બોલ મૃદુ કેવા !
પરપીડા પેખી પોતાની,–પૂર્વ જન્મના હેવા !
—અરેરે ! દુ૦ ૬

'મ્હાલીને શું ?' 'જીવીને શું ?' 'ભાવિ ચિન્તવન શાને ?'
'સહન-હસન એકાક્ષર નહિ શું ?' એ જ બોલતી તાને,
—અરેરે ! દુ૦ ૮

પાકે બ્હેલું ખરે જ પ્હેલું–અરરર કુદરત–ધારો–
હું જેવા અદકચરા કરો કેમે ના'વે આરો,
અરેરે ! દુ૦ ૧૦

બલવંતરાય



## ૧૨૪

## શ્રાવણી અમાસ

એક વેળા રાત્રિ પડતી હતી,
અને મ્હારાં નયનોમાં નિદ્રા ઘેરાતી.
અન્તે નયન ફરક્યું, ને પ્રવૃત્તિ પ્રજ્વળી:
હું ઉઠ્યો, અને રાત્રિના તટ ઉપર ઉભો.
સઘળે નીરવ શમશમાકાર હતું;
પણ મ્હારે અન્તરે અનામી ઓઘ કંઇક ગર્જતા.
હું ઉભો હતો:
રાત્રિનાં જલ જોતો—ન જોતો,
અચેત શો સચેત હું
જડતાને કાંઠે ચેતન જડવત્ ઉભો હતો.
મધ્યરાત્રિ હૃદયના ભેદ ખોલતી:
શૂન્યમુખ ચિદાકાશ, મહાકાળની ગુફા સમું,
નિરવધિ, વિભુ, વિરાટ શું, વિસ્તરતું.
કાલરાત્રિના કિનારા ઉપર
સહોદર સંગે હું ઉભો હતો.
આકાશમાંથી તારા વાળી લીધા હતા,
મ્હારે એ પ્રભુતેજનાં દર્શન ન થતાં;
બ્હાર તેમ જ અન્તરમાં નિસ્તેજ હતું;
અન્ધકાર શ્યામળ જયધ્વજ ફરકાવતો.
ઘનદળ ત્હેના ઘટાટોપમાં નર્તતું.
પૃથ્વીના પ્રાણમાં જડેલી ત્હેમની છાયાઓ શી
કાજળકાળી ડોલન્ત પર્વતાવલિ
દૃષ્ટિ બાંધી પડી હતી.

કશું ય કાંઇ સૂઝતું નહીં.
તમરાજની સંશયભૂમિકા જેવી
શોકરાત્રિની સીમ ઉપર હું ઉભો હતો,
શૂન્યતાના તરંગ જગત ભરી તરવરતો,
મ્હને રસબોળ ભીંજવતા,
શૂન્યાત્મ કરતા.
આંખ ઉઘાડી હતી, પણ દર્શન નહોતાં થતાં:
કીકી દિશા ભુવનોમાં દોડતી,
પણ પ્રભુનો જ્યોતિ ક્ય્હાંઇ જ ન્હોતો નિર્ખાતો:
અન્ધકાર અલૌકિક હતો:
યમદંડના કિરણજૂથ સમાન,
વિબુધોના આત્મામાં વસે છે એવો,
મૃત્યુની વિશાલ પાંખ સમો,
ઊંડા અમાનુષ ભેદના પ્રકાશ શો,
પાર્થિવથી પર, પરમ અભેદ્ય,
અન્ધકાર પણ અલૌકિક હતો.
બ્રહ્માંડ ઝીલતા એ તમસાગરને આરે
સહોદર સંગે હું ઉભો હતો.
સાગરના મહામોજ
નયન આગળ રમતા
અમને શીકર છાંટતા,
પણ અમે એ જાણતા નહીં.
વિમાન આવ્યું; સૌ બેઠાં;
અન્ધારરાત્રિના હૃદયમાં અમે વ્હેવા માંડયું.
પછી?—પછી પગ લપસ્યો કે શું?
બન્ધુ! તું ક્ય્હાં ગયો?
તમસાગર માનવ દૃષ્ટિને અગાધ છે:

ત્હેનું યે વજ્રતલ ફોડી પાર ગયો ?
ત્હાં તો પ્રભુપ્રદેશ છે.
શબ્દ થયો ? પડઘો પડયો ?
આઘે આઘે કોકિલા શું બોલી ?
અનિલલહરીની શું પાંખ ફરકી ?
ધીમી ધીમી ફુલડાં વાતો કરે છે ?
કે વીર ! ત્હારા બોલ શા,
પ્રભુ ભૂમિનાં ગીતનો મીઠડલો તે કલરવ ?
પ્રભો ! એ ક્ય્હાંનો મધુરો સિત્કાર ?

ન્હાનાલાલ

## ૧૨૫

## વિધવા બ્હેન બાબાંને

વ્હાલી બાબાં ! સહન કરવું એય છે એક લ્હાણું !
મ્હાણ્યું તેનું સ્મરણ કરવું એય છે એક લ્હાણું !
મૃત્યુ થાતાં તર્પણ કરવું ઇષ્ટનું એય લ્હાણું !
આશા રાખી મરણ પછી ને જીવવું એય લ્હાણું !

સમ્બન્ધીના મરણ પછી ના સર્વ સમ્બન્ધ તૂટે,
બ્હેની ! આંહીં વિરહ જ ખરો ચિર સમ્બન્ધ ભાસે,
તે પ્રેમી જે પ્રણયમયતા જોઈ મ્હાણે વિયોગે,
મીઠું કિન્તુ ક્ષણિક જ નકી સ્વપ્ન સંયોગ તો છે.

છે વૈધવ્યે વધુ વિમલતા બ્હેન ! સૌભાગ્યથી કૈં !
છે ભક્તિમાં વધુ વિમલતા, બ્હેન ! શૃંગારથી કૈં !
બાબાં ! ત્હારા મૃદુ હૃદયને ઓપ વૈધવ્ય આપી,
ઉંચે ઉંચે તુજ દિલ જશે લેઈ ધીમે ઉપાડી.

ના બોલું આ તુજ હૃદયનાં અશ્રુ હું લૂછવાને,
શાને લૂછું હૃદયશુચિતા આંસુડાં દાખવે જે ?

વ્હાલી બાબાં ! કુદરત કૃતિ સર્વદા હેતુવાળી,
ઇચ્છે દેવા અનુભવ પ્રભુ સર્વને સર્વ વ્હાલી ! ૪

બાપુ આ સૌ સુખ દુઃખ તણી વેઠ નાખી નથી કૈં,
આ તો ઓજો કુદરત તણો માત્ર કલ્યાણકારી;
આ પ્હાડો જે પથિક સહુને આવતા માર્ગમાં ત્યાં
ચક્ષુવાળાં શ્રમિત ન બને કિન્તુ સૌંદર્ય જોતાં. ૫

આ કૂંડાળું કુદરત તણું કોઇ જોઇ શકે, તો
ના ના જોશે કંઇ વિષમતા કિન્તુ સીધાઇ લીસી;
ટુંકી દૃષ્ટિ જન હૃદયની અલ્પ ખંડો જ જોતી,
ને તેથી આ સુઘડ સરણી દિસતી ડાઘવાળી.

બાબાં ! જોને નયન ભરીને આંસુથી એક વાર !
બાબાં ! જોને સુપ્રભ રચના વિશ્વની એક વાર !
વ્હાલા સાથે નિરખતી હતી આજ જો એકલી તું,
બાબાં ! ખુલ્લું હૃદય કરી જો, એજ ઇચ્છયું હરિનું. ૭

જોને, બાપુ ! તુજ જિગરનો મિત્ર તો ત્યાં વિલાસે,
તારો ચ્હેરો ગત હૃદય એ ત્યાંય ઉભું વિમાસે !
એ રેલાયું ઉદધિ સઘળે કિન્તુ તું બિન્દુ તેનું,
આડું આવ્યું પડ નયનને ત્હોય એ વારિ ત્હારૂં. ૮

બ્હેની ! આવાં પડ પછી પડો આવતાં જાય આડાં,
અન્તે ગાઢાં પડ ચીરી દઇ પાર જાતાં સહુ ત્યાં;
તું ને મ્હારી પ્રિય સખી ત્યજી હુંય જાઉં કદાપિ,
એવું એ કૈં શુભ જ કરવા ઇશ ઇચ્છે કદાપિ. ૯

રે ! તો સાથે તમ હૃદયનાં ગાળજો અશ્રુ બન્ને;
જે બાકી તે ભણી લઇ તમે આવજો સાથ બન્ને,
બાબાં ! તું એ શીખીશ ફરી આ પાઠ ઔદાર્યનો, ને
મ્હારી ભોળી પ્રિય અણુધને દોરજે આ જ માર્ગે. ૧૦

કલાપી

૨૨૬

# પ્રતિજ્ઞા

બુલંદ સુરથી પુકારૂં નામ તાહરૂં;
ગજાવી મૂકું લોક લોક નામ તાહરૂં.
આનંદી મધુર પંખી આ અલાપતાં બધાં;
ઝુકાવું એહ કંઠમાં હું નામ તાહરૂં. ૨
સુમન પીયૂષ પાય, ભૃંગ ગુંજતા પીએ;
એ મસ્ત ગાનમાં ઝુલાવું નામ તાહરૂં.
શૈલના યે શૃંગ લીલમથી જડ્યા પણે;
આંકું હું લીલી રોશનમાં નામ તાહરૂં. ૪
સ્થાન સ્થાન ઇંદિરાના ભોગ વિસ્તર્યા;
વસાવું વનસમૃદ્ધિમાં હું નામ તાહરૂં. ૫
નૃત્ય ધારતા અનિલની ગતિ મહીં
અમોઘ હા ! ઉડાવું સદા નામ તાહરૂં. ૬
ગગનમાં ખીલી રહી અગમ્ય રોશની;
અંતર એહને ભરૂં હું નામ તાહરૂં; ૭
અથાગ અંતરિક્ષમાં ભ્રમણ કરી કરી
જપાવું અમરને મુખે હું નામ તાહરૂં. ૮
ભમી ભમી આ ખલકની બજારમાં બધે
ચૌદ લોકમાં ખપાવું નામ તાહરૂં. ૯
દિશે દિશે છેડા મહીં અનંત વ્યોમમાં
પ્રતિસ્વરે ત્રિભુ ગજાવે નામ તાહરૂં. ૧૦

ત્રિભુવન પ્રેમશંકર

૧૨૭

## સુહૃદ-સ્નેહજામ માહરો ફુટી ગયો

સુહૃદ-સ્નેહજામ માહરો ફુટી ગયો;
રસ અમૂલ માંહિનો અલોપ થઈ ગયો. ૧
નામ માત્ર છે રહ્યું બ્રહ્માંડ સૂનું આ,
એહનું યે હીર મધુર એ હરી ગયો. ૨
વિભ્રમે ચઢેલું આ દિગંત દેખું છું,
એની પરમ શાન્તિ-પ્રસન્નતા હરી ગયો. ૩
જોઉં શૈલવદન કજ્જલશ્યામતા ભર્યાં,
ઉજ્જવળ અંતર એહને એ દાહ દઇ ગયો. ૪
ટળવળી પડે—ઢળે આ સ્નેહના ઝરા,
એહને યે મ્લાન નીરના કરી ગયો. ૫
રોમરોમ દીનતા ભરી હરિયાળી આ,
બાલિશ રમ્ય હાસ્ય એહનું હરી ગયો. ૬
હરી ગયો તમામ પ્રભા વ્યોમ માંહિની,
નિઃસત્ત્વ તારલાની મંડળી કરી ગયો. ૭
પળપળે ઢળે ગરીબ ઉર્મિએ દધિ,
એની ગભીર મસ્ત ગતિ એ હરી ગયો. ૮
હરી ગયો શું ઇશ્કિચમન—સ્વર્ગની હવા,
વેરાનમાં યે વહ્નિનું વહન કરી ગયો. ૯
સમસ્ત વિશ્વ માંહિથી આત્મા સમેટીને
આ જીવનજંત્ર ત્રિભુનો ય તે લૂંટી ગયો. ૧૦

ત્રિભુવન પ્રેમશંકર



## ૧૨૮

## અંતરનો અભિલાષ

નયણાં ભરી દિનરાત એ મુખને નિરખ્યાં કરૂં,
અંતરનો અભિલાષ આદ્ય અમારો એટલો. ૧
મુજ હૈડાના હાર લગનીદોરે ગૂંથીને
સુરનો બનું શણગાર, મળે શાન્તિ તો મુજને. ૨
વધેરી દેહી ને દેહ નૈવેદ્ય ધરિયે નાથને
અધુરી તો યે એહ સુરની પૂજા માનશું. ૩
હું દુહાગી ફકીર શહેનશાહ સુરસિંહનો;
રેડું રોજ રૂધિર બાંગેબાંગ પૂકારતો. ૪
ગમે સહુને ગામ, મસાણ અમારે મન વશ્યું,
આ અંતરનો આરામ મળે ખાખી જો ખાખમાં. ૫
કારી સ્નેહના ઘાવ હૈયામાં ઝીલ્યા હશે,
દાહમજાની માંહ્ય એ ધીર મર્દ કો માણશે. ૬
અંતરના અભિલાષ પૂરા ન થાયે પળ હવે,
સૂરજ દેશે સાખ, કે ઝૂરતાં કાઢશું જીંદગી. ૭

ત્રિભુવન પ્રેમશંકર



## ૧૨૯

## તૃપ્તિ

### ૧

નહિ દિવસ, નહિ રાત, દૃષ્ટિમાં નહિ ચંદ્ર નહિ સૂર્ય;
કાંઇ એકાકાર બધું હોઈ રહ્યું;
વ્હાલિડારે ! શું સમજાવું ?

નહિ પૃથ્વિ આકાશ, વૃષ્ટિમાં નહિ કાળ કે સ્થાન;
એક એકાકાર જામી રહ્યું;
વ્હાલિડા રે ! શું સમજાવું ? ૨

નહિ રૂપ, નહિ રંગ, વૃષ્ટિમાં નહિ આકૃત્તિ, નહિ નામ;
જડચેતન નવ જાયે કહ્યું;
વ્હાલિડા રે ! શું સમજાવું ? ૩

ઉપર નીચે બહાર વૃષ્ટિમાં ચહુદિશ અખંડ એકતાર;
જ્યાં જોઉં ત્યાં સમરસ છાઈ રહ્યું;
વ્હાલિડા રે ! શું સમજાવું ? ૪

અહો ! મીંચીને નેન જોઉં હું ભીતરગુફાની માંહ્ય,
એ જ રસે ઉર રમી રહ્યું;
વ્હાલિડા રે ! શું સમજાવું ? ૫

બ્રહ્મ ભર્યો બ્રહ્માંડ, એક એ પરમ સત્ય પ્રચંડ;
ભિક્ષુ નિજપણું મંહી મળી ગયું;
વ્હાલિડા રે ! શું સમજાવું ? ૬

૨

એક રસિકડી લહેર, અભ્રના મધુર હૃદયની લહેર
વિધવિધ રૂપ ધારી રહી;
વ્હાલિડા રે ! શું સમજાવું ? ૧

ભર્યાં સરોવર નીર, કુંજમાં વનવન કેરે તીર,
એ લહરે ફૂલમંડલિ ચઢી;
વ્હાલિડા રે ! શું સમજાવું ? ૨

ગગન ગોળ ચમકાર, મહીના ઊર્ધ્વકંઠ સહુ પહાડ,
સભા એ લહરે લોટી રહી,
વ્હાલિડા રે ! શું સમજાવું ? ૩

અનંત ગતિના અનિલ, અને એ અનંત સાયરની છોળ,
સહુ ભરતી ઓટ ભૂલી રહી;
વ્હાલિડા રે ! શું સમજાવું ? ૪

ચંદ્ર સૂર્યની જ્યોત, અને સહુ દિશાકાળની કુંજ,
એ લહરે સદાની ઝૂકી રહીઃ
વ્હાલિડા રે ! શું સમજાવું ? ૫

દિવ્ય ધાર્મિક ભાવ, દિલની ઉદાર દૈવી ઉર્મિ,
ત્રિભુ એ લહેર ઝીલી રહી;
વ્હાલિડા રે ! શું સમજાવું ? ૬

૩

પીધો પ્રેમરસ પૂર્ણ, પૃથ્વીએ પીધો પ્રેમરસ પૂર્ણ;
એની તૃષ્ણા તનથી ઉડી ગઇ;
વ્હાલિડા રે ! શું સમજાવું ? ૧

થયું નિર્મળું આભ, ઊંડું ઊંડું જગતઘેરતું આભ;
કંઇ ઉદયકળા ઉઘડી રહી;
વ્હાલિડા રે ! શું સમજાવું ? ૨

જગતે ધર્યું નવરૂપ અજબ આશ્ચર્યવંતુ અનુપ;
સૃષ્ટિ દેવપ્રભા ઓઢી ઉભી;
વ્હાલિડા રે ! શું સમજાવું ? ૩

પૃથ્વીનો પુલકિત દેહ, લીલમલીલો પૃથ્વીનો પુલકિત દેહ;
નવી તૃણરાજી ઉપસી રહી;
વ્હાલિડા રે ! શું સમજાવું ? ૪

અલૌકિક ઉઘડ્યો ઉજાસ, સ્થળ સ્થળ પરમ પ્રગટ્યો પ્રકાશ;
શી ભવ્ય ભૂરકી ચમકી રહી !
વ્હાલિડા રે ! શું સમજાવું ?

બ્રહ્મ વરસ્યો બ્રહ્માંડ વિશ્વને તૃપ્તિ થઇ અંગાંગ;
ત્રિભુ આત્મતૃપ્ત ઉભા અહીં;
વ્હાલિડા રે ! શું સમજાવું ? ૬

**ત્રિભુવન પ્રેમશંકર**

૧૩૦

## વિરહનું આંસુ

( પદ )

ક્યાં ય ઉર ના થરપે* મ્હારું, રે પ્રભુ, હું તે કેમ જિગર ઠારું !
ઝરમર ઝરમર આ ઝર્યાં રૂહે છે વાદળિયો ઉર ભોળાં;
મંદ મંદ ગતિ રમે અનિલ આ એકલ વળી મળી ટોળાં:– પ્રભુ૦ ૧

કૂજે કોકિલ ઘડિ ઘડિ વિસમી અધિક અધિક રઢિયાળું,
મ્હોર કળી ફુલ સ્નિગ્ધ વેલ તરુ વ્હે ન વહે મદ વારું:– પ્રભુ૦ ૨

સંધ્યા, તુજ આ ભભક અનેરી ચમક જ વેરી ચલાવે,
સુતનુ કુરંગી વત્સશું ગેલતી સ્મૃતિસણકા સળકાવે:– પ્રભુ૦ ૩

હાય ! દિવસ આવો જ હતો એ સાંઝે આમ ખીલી’તી,
અમે ચાંદની તે પછી ઉજળી નદીવાંકે પીધી’તી:– પ્રભુ૦ ૪

છે એ સંધ્યા, નદી, બગીચો, એ જ કુરંગી, કોકિલ;
એ સૌંદર્ય–અમી પણ જાતાં એક બન્યું વિખ કાતિલ !
પ્રભુ હું તે કે કેમ જિગર ઠારું રે ક્યાં ય ઉર થરપે નવ મ્હારું ! ૫

**બલવંતરાય**

---

* ટિપ્પણ. પૂના, ૧૯૧૭; ફાગણ માસનું માવઠું. સ્હવારે કરા સાથે, પાછલે પ્રહરે અને લગભગ સંધ્યાકાલ સુધી શ્રાવણના સરવણિયાં જેવું. **થરપે,** તૃપ્ત પામે. કાઠિયાવાડી ભજનોમાં આ શબ્દ જોવામાં આવે છે, કદાચ ટેકની આખી લીટી પણ જૂની હોય.—**મદ**, આમોદ; **વારુ** રુચિકર; **સાંઝે** સાંઝ પણ.

## ૧૩૧

## વિપ્રયોગ

( અજની ગીત )

" આકાશે એની એ તારાઃ
એની એ જ્યોત્સ્નાની ધારાઃ
તરુણ નિશા એની એઃ દારા–
ક્યાં છે એની એ ?
" શું એ હાવાં નહિ જોવાની?
આંખડલી શું નહિ લ્હોવાની?
ત્યાંએ ત્યારે શું રોવાની—
દારા એની એ ? "

*　　*　　*

" છે, જ્યાં છે સ્વામીની તારાઃ
સ્વર્ગોની જ્યોત્સ્નાની ધારાઃ
નહિજ નિશા જ્યાં આવે, દારા
ત્યાં છે એની એ !
છે ત્યારે એ ત્યાં જોવાનીઃ
આંખડલી એ ત્યાં લ્હોવાનીઃ
સ્વામી સાથે નહિ રોવાની–
દારા એની એ ! "

મણિશંકર



૧૩૨

## ઉરનો ઓથાર

( ખંડ હરિગીત )

ઊછળી ઉલ્લાસથી
સિન્ધુ–ઉર પર રાજતા
હસે ઉજ્જ્વલ હાસથી
અણગણ તરંગો આજ આ; ૧

હાસ કાલે જે હતું,
હાસ તે આજે લસે;
સિત તરંગો ! બન્ધુ મુજ !
રજે ક્ષમા,—ઉરના હસે.

ના હસે ઉર માહરું,
આજ હું લાચાર છું;
ના રુવે ઉર માહરું,
ધારું અકથ કો ભાર હું. ૩

તમ સમા ઉલ્લાસથી
નાચતો જીવન–ઉરે
અન્ય સિન્ધુ તરંગ હા !
આજે ન જીવનમાં સ્ફુરે ! ૪

જગતાં ઓથાર કો
દાબતો મુજ ઉરને;
અણદીઠો પાષાણ કો
રોકે નયનના પૂરને.

વાણી વદવી ના ગમે,
મૂક ભાર વહું ઉરે;

તદપિ વાણીરૂપમાં, કવિતારૂપમાં
એ ભાર ઉર હલકો કરે. ૬

નરસિંહરાવ

## ૧૩૩

### શ્રદ્ધાચ્યુતિ અને આર્તરવ

  શ્યામ પડ તિમિરોતણાં
  માર્ગે મુજ જો ! આવરે,
  ભીંત્ય દૃઢ પાષાણની
એ કોણ રચી ઊભી કરે ? ૧
  દ્વાર તહિં દેખાય ના,
  કોણ એ દેખાડશે ?
  દિવ્ય બળથી ભીંત્ય એ,
હા ! કોણ તોડી પાડશે ? ૨
  દ્વાર દેખું બંધ, ત્ય્હાં
  વજ્રતાળું મારિયું;
  કૂંચિયો વિધવિધ લઈ
ઊઘાડવાને હું મથું. ૩
  ઊઘડે નવ દ્વાર એ;
  પાય મુજ નીચે સરે:
  ક્ય્હાં કળું છું કળણમાં ?
મુજને ખબર કંઈ નવ પડે. ૪
  ધર્મબળ ! મુજ બન્ધુ ઓ !
  દિવ્ય શ્રદ્ધા ! માત ઓ !
  કળણકર્દમ ડૂબતો
કો રોકજો ધરો હાથ ઓ ! ૫

નરસિંહરાવ

## ૧૩૪

## દિવ્ય યોજના

( ખંડ હરિગીત )

યન્ત્ર આ બ્રહ્માણ્ડનો
ગૂઢ નિયમે ચાલતો,
એક લક્ષ્યસ્થળ ભણી
જાતો વિકાસે મ્હાલતો; ૧

અણગણ્યાં બ્રહ્માણ્ડના
ગણ રહ્યા આ તરવરી,
એહ લક્ષ્યસ્થળ ભણી
ચાલ્યા જતા પદ સ્થિર ધરી; ૨

માનવી જીવનતણો
ભવ્ય જે ઇતિહાસ તે,
અધિક એથી ભવ્ય વળી
ભાવિ તણો જ વિકાસ તે. ૩

નિયમવશ ઉત્ક્રાન્તિમાં
મેળ હેનો છાજતો,
ઘટિતઘટનાયોગ એ
સંગીતસ્વરસમ રાજતો; ૪

જીવને સુખદુઃખના
રંગ વિધવિધ ગૂંથિયા,
નિયમ ગૂઢ વડે બધા
સંધાઈ એ સર્વે રહ્યા; ૫

સર્વ સ્થળમાં વ્યાપિયું
નિયમનું સંગીત એ,

મૂળ સ્વર એ ગીતનો
ઇચ્છા નિયંતાની ખરે; ૬

એહ સ્વર જ પ્રધાન છે,
અન્ય તે સંગે ગૂંથ્યા,
તીવ્રકોમળરૂપ સહુ
બનતા વિકારો નવનવા; ૭

ગૂઢ છે કંઇ યોજના
ભવ્ય એ સંગીતની,
એક યોજક દિવ્ય તે
સંગીતનાયક રહે બની; ૮

મન્દ માનવકીટ હું
દિવ્ય એ સંગીતમાં
દોષ કયમ કાઢી શકું ?
કયમ ભંગ કરું સ્વરરીત્યમાં ? ૯

નરસિંહરાવ

## ૧૩૫

## મૃત્યુનો મહિમા

( ઉપજાતિ–વસન્તતિલકા )

એ મૃત્યુ ! એ દુઃખ ! ભલેજ મ્હાલો !
આ વિશ્વમાં પૂર્ણ પ્રતાપ ધારો !
ત્હમે ખરાં બન્ધુ ગણી વધાવું,
દંષ્ટ્રા કરાલ નિરખી નહિ ખિન્ન થાઉં.

ત્હમારી સીધી કંઇ વાદકોટિ
ન તર્કશાસ્ત્રો જીતશે જ કોદી;
હજાર વાદો ન કરી સક્યા જે
તે એક તીક્ષ્ણ તમ શસ્ત્ર સમર્થ સાધે.

ભલે મ્હને નિર્બલ માનો નિન્દો,
કુતર્કશાસ્ત્રી ! નિજ બુદ્ધિ વન્દો;
દુઃખો ઘસાશે, પણ બોધ સ્થાયી
છાપે ઉરે સુદૃઢ છાપ, ન તે ઘસાય.

એ બોધને ઘેલપણું ગણે કો,
મ્હને ન ચિન્તા મન આ ક્ષણે કો;
વધાવું એ નિર્બલતા જ ઘેલી,
જેમાં રહી સબલતા દૃઢ ભક્તિ કેરી.

નરસિંહરાવ



૧૩૬

## મૃત્યુ અને સનાતન જીવન

"મૃત્યુકેરું સ્વરૂપ જો
સાચું માનવ પ્રીછશે
દ્વાર નવજીવનતણું
જાણી નિરંતર રીઝશે; 	૧

જો, સનાતનતાતણું
પૂર વ્યાપ્યું સહુ સ્થળે,
મૃત્યુ ત્હાં લુપ્તજ થયું,
જીવન વિના ન બીજું મળે. 	૨

( ઉપજાતિ–વસન્તતિલકા )

કાળા ઘને ઉજ્જ્વલ સૂર્યબિમ્બ
ઢંકાયું–તે ચિત્ર દીસે અગમ્ય;
તથાપિ કાળો ઘનછાયપૂઠે
જ્યોતિ રહ્યો ઝળહળી ન કદી ય ખૂટે. 	૩

મૃત્યુતણી શ્યામલ છાપ ઢાંકે,
અનન્તતામાં ક્ષણ ભંગ દાખે;
તથાપિ એ છાયનોઁ પેલોઁ પારે
દેદીપ્યમાન ચિરજીવનસિન્ધુ મ્હાલે; 	૪

અનન્ત આ જીવનસિન્ધુમધ્ય
મૃત્યુ બને બુદ્બુદ, તેહ સદ્ય
જાએ ફૂટી જો! કંઈ વારવારે,
ને સિન્ધુ તો વહ્યોઁ રહે અવિરામ ધારે." 	૫

નરસિંહરાવ

૧૩૭

## હું તો ડુબ્યો છું

હું તો ડુબ્યો છું દુઃખ નિવારો રે,
જ્ઞાની સુકાની! મને પાર ઉતારો! ટેક.

ભર દરિયાકું તરીઆ નવ જાવે રે,
અખુટ ભરિયો માંય ખારો જી,
અથાગ જલકો અંત ન આવે રે,
નહિ હે આરો ને કિનારો રે. જ્ઞાની૦ ૧

દિલ દરિયામાં ન સૂજે રે, કોણ અવિચળ ધ્રુવ તારો જી;
ચોદિશ ભાળું નહિં અજવાળું,
કોનસો દેશ હમારો રે. જ્ઞાની૦ ૨

મહાસાગરમેં મિન મચ્છ મોટાં, મગર કરે ધમકારો જી;
ઘડી પલકમે પંડકું ખાવે રે,
સતગુરૂ મોરા ઉગારો રે. જ્ઞાની૦ ૩

મેં જાણું મહાસાગર ખુટે, છુટે ન પંડ મારો પ્યારો જી;
નવસેં નદીઓ માંય નીર મિલાવે
જુગ જુગ જાત હજારો રે. જ્ઞાની૦ ૪

ધર્મદાનકા ડુંગર વાળું, રામ પોકારૂં લખવારો જી,
કોટિક દેવકી માનતા માનું,
નહિ બુડતાં મેં બચનારો રે. જ્ઞાની૦ ૫

જરા મરણકો રોજનો રોગી, અરજુન મ્હા દુખીઆરો જી;
અઢાર ભારમેં કોન દુખ કાપે,
વેદો વાણી વિચારો રે! જ્ઞાની૦ ૬

અરજુન



## ૧૩૮

## હું ડૂબું ભવસાગરની મધ્ય

માયા શું આ બોલો રે, ગુરુ ગમ કંઈ પડે નહીં રે જી,
હવે મુને ધારણુ રહેતી નથી ધીર;
દૃષ્ટિની સૌ સૃષ્ટિ રે, હુતાશન હાલી ઉઠી રે જી; ૧
ઘેરી લીધી મ્હારા જીવનની એ સીમ,
દિશાએ તો એકે રે હાવે નથી સૂઝતીરે જી. ૨
ક્યાંએ ઠરતા નથી હાવે મુજ પાય,
બંધીવાન જેવું રે આ ઉર મ્હારૂં થઇ ગયું રે જી, ૩
ઊંડું ઊંડું કાંઇક એમાં ધૂંધવાય,
શેનું એ છે, શું છે રે, મહાયત્ને નથી સૂઝતું રે જી. ૪
મન મ્હારૂં ભ્રમિત દિસે ભૂતમાત્ર,
કાંઇએ સ્પષ્ટ હુંથી રે, થાતું નથી આ ઘડી રે જી. ૫
બુદ્ધિનાંએ ભાંગી પડયાં દિસે ગાત્ર,
બળતા અંગારા રે મુખમાંહી ઠાંસિયા રે જી. ૬
હાથપગ બાંધી લીધા સંજ્જડ બંધ,
છાતી માંહી મેખો રે મારી હોએ વજ્રની રે જી, ૭
એવો હું ડૂબું ભવસાગરની એ મધ્ય—માયા શું બો૦—

ત્રિભુવન પ્રેમશંકર



## ૧૩૯

## દુનિયાં-બિયાબાઁ

ભૈરવી ( ગઝલ )

અહા ! હું એકલો દુનીયાં–બીયાબાઁમાં સુનો ભટકું
રઝળતો ઇશ્કને રસ્તે અહીં તહીં આંધળો અટકું-૧

બતાવી રાહ આ જેણે ગયાં તે શું દગો દેઈ !
રિઝાવી, રોવરાવી, ને શું રમશો ખાકથી મારી !-૨

સ્મૃતિ આવી તમારી ત્યાં ન અશ્રુધાર રે' ઝાલી,
હૃદય રમતું ઉછાળા લૈ-જુવાની શું ફરી આવી ?-૩

સુણાવું લો કવિતા આ ઝિલું રસ નેત્રથી ઝરતો,
હૃદય હૃદયે મિલાવો તો જીવું ઉઠું પડ્યો મરતો;-૪

અરે ! તે બાલપણના ક્યાં ગયા સાથી બધા સાચા !
ગઇ ક્યાં પ્રાણ પ્યારી તે !-રહી મુજ ભાગ આ વાચા !-૫

સુણાવું તેય ક્યાં બેશી ! નથી કો ઠામ રોવાનું,
ભર્યું છે એકદર દુનીયાવિષે જ્યાં ત્યાં વગોવાનું.-૬

ભણાવી દો મને, આજે, તમારી તે રીતિ જૂની,
ન જેથી દાગ દિલ લાગે ન લાગે ઝિંદગી સુની !-૭

બતાવો શી રીતે હસવું, હૃદય ખાલી છતે રડવું,
વચનમાં પ્રેમ બતલાવી ઇશારે પ્રેમિદિલ હણવું !-૮

અરે ઉસ્તાદ ! ક્યાં પાયો ? મને આ ઇશ્કનો પ્યાલો
કર્યો સંસાર ભર સુનો, વફાઇ ક્યાં મળે ?-ચાલો !-૯

ઉથામ્યાં ધર્મશાસ્ત્રોને-ગણાયો જ્ઞાની પંડિતમાં,
ઠરી દૃષ્ટિ ન કો ઠામે, પ્રીતિરીતિ અખંડિતમાં !-૧૦

હશે ક્યાં સત્ય દેખાડો, હશે શું સત્ય સમજાવો,
રડી રે'વું, કદી ગાવું, મને તો એટલો લ્હાવો—૧૧
બધી દુનિયાં જુવે જેથી ગયાં મુજ નેત્ર તે ફૂટી,
બધી દુનિયાંનું અજવાળું મને અંધારૂં તે ઊંડી!—૧૨
અહીં તહીં આ ભટકવામાં નથી શાન્તિ તણી આશા,
સિતમગર લે ધરી ગરદનઃ—નિરાશા એજ છે આશા—૧૩

મણિલાલ



૧૪૦

## અમર આશા

કહીં લાખો નિરાશામાં, અમર આશા છુપાઇ છે;
ખફા ખંજર સનમનામાં, રહમ ઊંડી લપાઇ છે—કહીં૦ ૧

જુદાઇ ઝીંદગી ભરની, કરી રો રો બધી કાઢી;
રહી ગઇ વસ્લની આશા, અગર ગરદન કપાઇ છે—કહીં૦ ૨

ઘડીના વસ્લની આવી, સનમ પણ છેતરી ચાલી;
હજારો રાત વાતોમાં, ગમાવી એ કમાઇ છે—કહીં૦ ૩

ઝખમ દુનિયાં ઝબાનોના, મુસીબત ખોફના ખંજરઃ
કતલમાં એ કદમબોશી, ઉપર કયામત ખુદાઇ છે—કહીં૦ ૪

શમાપર જાય પરવાના, મરે શીરીં ઉપર ફરહાદ;
અગમ ગમની ખરાબીમાં, મજેદારી લુંટાઇ છે—કહીં૦ ૫

ફના કરવું ફના થાવું, ફનામાં શહ્ સમાઇ છે;
મરીને જીવવાનો મંત્ર, દિલબરની દુહાઈ છે—કહીં૦ ૬

ઝહરનું નામ લે શોધી, તુરત પી લે ખુશીથી તું;
સનમના હાથની છેલ્લી, હકીકતની રફાઇ છે—કહીં૦ ૭

સદા દિલના તડપવામાં, સનમની રાહ રોશન છે;
તડપતે તૂટતાં અંદર, ખડી માશૂક સાંઇ છે—કહીં૦ ૮
ચમનમાં આવીને ઉભો, ગુલોપર આફરીં થઇ તું,
ગુલોના ખારથી બચતાં, બદન ગુલને નવાઇ છે—કહીં૦ ૯
હજારો ઓલિયા મુરશિદ, ગયા માશૂકમાં ડૂલી;
ન ડૂલ્યા તે મુઆ એવી, કલામો સખ્ત ગાઈ છે—કહીં૦ ૧૦

**મણિલાલ**

૧૪૧

## માયાનો તિરસ્કાર

આંખ ભર્યે શું થાય ? હઠીલિ ! આંખ ભર્યે૦
ફેરવવા મુજ સરખા પાછળ,
તું વિધ વિધ પલટાય—હઠીલિ ! ૧
રૂપથી વાણી વિલાસથી મોહથી,
બાંધ્યા તે જ ફસાય—હઠીલિ ! ૨
હું રસઘેલો તું રસસૂની.
મેળ હવે નહિ ખાય—હઠીલિ ! ૩
લાજ તજી ઘરબાર તજ્યું વળી,
મિત્ર, સગાં ને સહાય;—હઠીલિ ! ૪
તો પણ પાશ તને નવ લાગ્યો,
આ દિલ રસ ઉભરાય.—હઠીલિ ! ૫
તું રસમય બન કે તજ પાલવ,
રસ રસ રસ ઉભરાય !—હઠીલિ ! ૬
શું રસમણિ રસરૂપ બતાવે ?
રસવણ વિરસ જણાય.—હઠીલિ ! ૭

**મણિલાલ**

## ૧૪૨

### નિર્વાણપદ

રણધીરા એ, ભાઇ પામે પદ નિર્વાણ,
ભલા ભલાના, કાંઇ છૂટી જાય ઓસાન—હો જી.

સત્ય શબ્દના બખ્તર પ્હેરે જી શીલ ટોપ શિરે ધારે,
જ્ઞાન ખડ્ગને હાથ કરે નિજ, મદમત્સરમોહ મારે—રણ૦

ગગનવાસના તૂટી પડે કે જી, ઉર્વી ઇચ્છાઓ ફાટે,
તોય ધર્મપદ પાછો ન મૂકે, વીર ન પડે ઉચ્ચાટે—રણ૦

એજ મહાવીર શત્રુ સમુદર જી, રક્તભર્યો એક ફાળે,
હનૂમાનસમ કુદી જઇને શાન્તિ સીતા ભાળે—રણ૦

એજ સત્યનો ભોગી ભાઇ જી પુરુષાર્થ ધન્ય તેનું,
મૃત્યુ જીવનમાં સત્ય સંગ્રહી, લંક પ્રજાળી દીધું—રણ૦

ત્રિભુવન પ્રેમશંકર



## ૧૪૩

### વનમાં વહાલે વેણ વગાડી

વનમાં વ્હાલે વેણ વગાડી !
વગાડી રે વનમાં વ્હાલે વેણ વગાડી ! ટેક.

વેણ વગાડી ને સૂતી જગાડી, રોમે રોમે આંખ ઉઘાડી !
જંગલાંની ઝાડી દીલમાં દેખાડી, મનમાંહી મોહ પમાડી !
સખી, થાય દરશન દહાડી ! વનમાં વ્હાલે. ૧

જળ જમનાનાં જરા નહિ ચાલે, ગંગા તો પડી ગઇ પછાડી,
પવનને પાણી તો થીર થંભ્યાં, વસંત ભૂલી ગઇ ઝાડી !
નહિં ખીલી વેલ કે વાડી ! વનમાં વ્હાલે૦ ૨

ગોવાળીઆ તારી ગાવડી રે, ભૂલી નહિ તે બોલી બરાડી,
ધાવતાં વાછરડાં ધ્યાનથી ચૂક્યાં ! આમાં છે કઈ મારી માડી ?
પોતાની ભેંસે પરખી ન પાડી ! વનમાં વ્હાલે૦ ૩

ચક્ર ચોરાશીનું ચાલતાં અટક્યું, મટી ગઇ હોળી ધુલાડી !
અવન ગવન હવે કોણ આવે ? એ ખેલ જાણે ખેલાડી !
મારૂં નહિ માને અનાડી ! વનમાં વ્હાલે ! ૪

ડુંગર પર દાવાનળ થોભ્યો, લુચ્ચાએ લ્હાય લગાડી !
પહાડીની ઝાડી બળતી ઉગારી, નરખી જો નામની નાડી !
પછી કોણ બોલે બલાડી ? વનમાં વ્હાલે ! ૫

ડુંગર ડોલ્યાને સૂરજ થોભ્યા, અટકી ગઇ ચંદ્રની ગાડી !
નવલખ તારા સ્થિર થયા છે, જોની તું પુરાણ ઉઘાડી !
અરજુન ત્યાં તો ઉભો અગાડી ! વનમાં વ્હાલે૦ ૬

અરજુન



૧૪૪

## અભાનોર્મિ

( કાફી )

ગગને આજ પ્રેમની ઝલક છાઇ રે, ગગને આજ—પ્રેમની.

પૃથ્વી રહી છવાઇ,
પરવતો રહ્યા નાહી,
સચરાચરે ભરાઇ રે,—ગગને૦ ૧

ભૂત ને ભવિષ્ય ગયા,
વર્તમાન સર્વ થયા,
એકમાં અનેક રહ્યા રે—ગગને૦ ૨

કીડીથી કુંજર સુધી,
ગળી ભેદબુદ્ધિ ઉંધી,
વાટડી અભેદ સુધી રે—ગગને૦ ૩

વાદને વિવાદ ગળ્યા,
ઝેર વિખવાદ ટળ્યા,
જુદા સઉ ભેગા મળ્યા રે—ગગને૦ ૪

વ્રત જોગ તપ સેવા,
જુદા છે પ્રસાદ મેવા,
પંડિતો વેદાંતો તેવા રે—ગગને૦ ૫

ધનભાગ્ય તેનાં જેણે,
પ્રેમ પી નિહાળ્યો નેણે,
સુખને શું કેશે વેણે રે—ગગને૦ ૬

સાંભળશે કોણ કે'શે,
શાં થકી વખાણી લેશે
ન કહે કે'વાઇ રેશે રે—ગગને૦ ૭

પ્રેમ જે કહી બતાવે,
પ્રેમ જે કરી બતાવે,
મણિ તેને મન ભાવે રે—ગગને૦ ૮

મણિલાલ



## ટિપ્પણ

### ૨, ૩

### કાર્ડિનલ ન્યૂમેનની મૂળ પ્રાર્થના

Lead, Kindly Light, amid encircling gloom
Lead Thou me on;
The night is dark and I am far from home,
Lead Thou me on;
Keep Thou my feet, I do not ask to see
The distant scene; one stept enough for me.
I was not ever thus, nor prayed that Thou
Shouldst lead me on;
I loved to choose and see my path; but now
Lead Thou me on.
I loved the garish day, and spite of fears,
Pride ruled may will; remember not past years.
So long Thy power has blest me sure it still
Will lead me on,

O'er moor and fen, o'er crag and torrent till
The night is gone,
And with the morn, those angle faces smile.
Which I have loved long since, and lost awhile.



૬

સરખાવો Lord's Prayerના નામની ખ્રિસ્તી પ્રાર્થના:—

Our Father which art in heaven, Hallowed be thy name.

Thy Kingdom come. The will be done in earth, as *it is* in heaven.

Give us this day our daily bread.

And forgive us our debts, as we forgive our debtors.

And lead us not into temptation, but deliver us from evil: For thine is the Kingdom, and the power, and the glory, for ever. Amen.

St. Matthew VI. 9–13



૭

૧. કુલહોવલ્લાહ—" કહી દે, ઇશ્વર એક છે. "—આ શબ્દોથી શરૂ થતી કુરાને શરીફની સૂરત ( પ્રકરણ ) અતિ પવિત્ર અને અતિ અગત્યની છે; એટલે સુધી કે ઇસ્લામની આખી ઇમારત એ ઉપર જ ચણાઇ છે.

સંસારથી–કુટુંબી જીવન, બાકીની પંક્તિઓમાં એની વિગત છે. અવતારની હિન્દુ માન્યતાથી ઇસ્લામ અહીં સામે રસ્તે જાય છે.

ખેશ–સગાં. બિરાદર, ભાઇ, સરખાવો **ભ્રાતા**. અહિં બિરાદર ગાઢ સ્નેહીના અર્થમાં છે. સગાંવ્હાલાં.

ખલકે, દુનિયામાં. ફલકે, આસમાનમાં.

૨. ખલક–પેદા કરેલી ચીજ–પ્રાણી, વનસ્પતિ ઇ. ધર્યું નામ–જેમ અનેક રાજા, બાદશાહોએ ગાદી ઉપર બેસતાં ખાસ નામ ધારણ કર્યો છે, અને હાલ પણ તેઓ તેમ કરે છે. ખુદા–આપ. આ–આમદન–આવવું–પેદા થવું: આપોઆપ જ પેદા થયેલા. સરખાવો–**સ્વયંભૂ**.

કે. મ.

માનવહૃદયમાં પવિત્રતા અપવિત્રતાનો સંગ્રામ ફરી ફરીને થયા કરે છે. એક યુદ્ધે કે એક મહાવિગ્રહે પણ જીતી ઉતરે એવી વ્યક્તિઓ મહાભાગ્યશાળી, ઘણાખરા ફરી ફરીને પડે છે. સરિતાના પાણીનો આપણે ઉપલો તરંગિત જલપટ અને તે નીચેનું જલપડ, એમ બે ભાગે વિચાર કરી શકીએ; તેમ આ પ્રાર્થના કરનાર પોતાની જીવનસરિતામાં બે ભાગ હોવાનું પ્રભુને કહે છે. તે કહે છે–મ્હારું ખરું અન્તર જુદું છે, પણ મ્હારાં સર્વ આચરણો મારા અન્તરની ખરી લાલસાઓ પ્રમાણેનાં જ બની આવતાં નથી. મ્હારાં ઘણાં આચરણો મ્હારી ખરી લાલસાઓથી ઉલટાં જ વહે છે. એ આચરણતરંગો ક્યાંથી? સરિતાના તરંગોનાં ઉત્પાદક બલ ચારઃ મૂળ વ્હેણ, અનિલો, દરિયાની ભરતીઓટ, અને જમીનનાં ઉંડાણોમાંથી ઉંચે ફુટી સરિતાના પાણીમાં વેગથી ભળતાં ઝરણો. અનિલો=અકસ્માત્–અદૃષ્ટ, દરિયો=ભવ. આખો જીવનસ્રોત વિશુદ્ધ ત્હને ધરાવી શકાય એવા અર્ઘરૂપ થાઓ!

ભણકાર–ટિપ્પણ.

૧૨

કડી. ૧. જોબનિયું=ચ્હડતી કળા.
,, ૩. ત્રણ તાપે=આધિ, વ્યાધિ ને ઉપાધિ.
,, ૪. ભણ્યો...છાપે: જે ભણ્યો કહેવાતો તે વ્હેમી અને શૂરો તે કાયરની છાપે ઓળખાય છે.
,, ૫. અલાપ=ગીત ગાતો ( જે દેશ પોતાનાં છોકરા છોકરીની બડાઇ કરતો ).
,, ૭. પસ્તાતા ડાહ્યાપર: પસ્તાતા ને ડાહ્યા એવા દેશ દીકરાપર,
,, ૧૦ તે=દેશ.
બ્રહ્મપ્રતાપેઃ પરાક્રમ કરવાની શક્તિથી ( કૃપાથી )

કર્તા

૨૫

× × ×

આરંભમાં કવિ પ્રકૃત સિંહની આસનસ્થિતિનું ભાવયુક્ત સજીવ ચિત્ર આપે છે. ત્હેના કર લાંબા, અને પહોળા પસારેલા છે; આંખ અર્દ્ધ નિમીલિત છે અને ત્હેની વચ્ચે મસ્તકને ધારી રાખ્યું છે. દેદીપ્યમાન અંગ પર ફેલાયી રહેલી યાળ કોઇ અપૂર્વ જ્યોત્સ્નાથી તે અંગને શણગારે છે અને તેની આસપાસ જ જાણે, સંકોચાતી સ્વતંત્રતાથી ત્હેની વશા ( સિંહણ ) ધીમેથી મરજી મુજબ ખેલે છે. કવિ કહે છે, કે એ સિંહ નથી એ તો શૃંગારની જ મૂર્તિ છે, વાત્સલ્યની જ મૂર્તિ, અથવા અતુળ બળની જ મૂર્તિ છે, એને છેડવાને કોણ શક્તિવાન્ છે? કવિએ જેમ મથાળે દર્શાવ્યું છે તેમ આ શાન્ત અને સ્વસ્થ સ્થિતિનું ચિત્ર છે, અને ત્હેમાં રતિ, વાત્સલ્ય અને પ્રતાપ ત્રણે ભાવને અવકાશ મળી શકે તેમ છે. કરને લાંબા અને પહોળા પસારવામાં શાન્તિનો ભાવ છે, નેત્રના અર્દ્ધ નિમીલનમાં શૃંગાર પક્ષે ભોગ તૃપ્તિ છતાં આસક્તિનો, તેમ વાત્સલ્ય પક્ષે અનવધિ આનંદ અને પ્રેમનો ભાવ છે. ઉપર જે આસક્તિ તથા પ્રે.

બતાવ્યો. ત્હેને યાળની ભવ્ય વીર્યયુક્ત સ્થિતિ સજીવ બનાવે છે. તૃતીય પક્ષે તપાસિયે તો—એટલે એ જ સ્થિતિને પ્રતાપ પક્ષે જોયિયે, તો ત્યાં પણ એ લિપિયોનો અને એ શબ્દોનો યુક્ત ભાવ બ્હાર નીકળી આવે છે. લાંબા અને પહોળા કર એ અહિંયા નિઃશંકતાની નિશાની છે. ( જેમ બ્હીકણ પ્રાણી પોતાના પગ ટુંકા અને સાંકડા સંકોચી રાખે તેમ નહિં એવો એમાં ભાવ છે. ) જેમનું અર્દ્ધ નિમીલન એ અત્રે મદ અને શત્રુઓના તરફ અવગણના બતાવે છે, અને ચાલતો ભવ્ય આટોપ એ વીર્ય પ્રભાવ અને કલહની ગમે તેવી સ્થિતિનો નિડર સ્વીકાર બતાવે છે. બીજા શ્લોકમાં, કવિ તેના અતુલિત પ્રતાપનું માપ આપે છે, અને તે જ માપનો કાંઇક વિચાર આવે માટે પ્રથમની બે પંક્તિઓમાં સમ્ભાવના કરે છે, કે મદફળ ગજનાં કુંભસ્થળો ભેદી નાખે એવી વજ્રની શક્તિ સમાન ત્હેની જ્વાળા ( પ્રતાપ ) છે. સાંભળતાં જ વિકળ થયી જયી મૃગલીઓનાં ગર્ભ આપે જ છૂટી જાય એવી એ જ્વાળા છે. કોઇ પ્રશ્ન કરશે કે એ જ્વાળા ક્યાં છે ? કવિ ઉત્તર આપે છે, કે એ જ્વાળા જણાતી નથી; એ જ્વાળા અસહ અંગારને પાડતી નથી, પણ હવન વિભૂતિમાં જેમ સૌમ્ય મૂર્તિરૂપ થયી જ્વાળા રહે છે તેમ પન્જામાં, કણ્ઠમાં અને નેત્રોમાં આ જ્વાળા પણ સૌમ્ય મૂર્તિ ધારણ કરી રહે છે. ત્રીજા શ્લોકમાં કવિયે સમ્ભાવના કરેલ પ્રતાપ માપનું પ્રત્યક્ષ દૃષ્ટાન્ત આપે છે. અગ્નિ ચારે મેર વરસી રહ્યો છે ( આવા મધ્યાહ્નના ઉગ્ર તાપમાં ) તથાપિ ગિરિ ડરતો ડરતો પોતાની મેળે જ સિંહને વૃક્ષ-ગુલ્માદિની છાંય અમાપે આપે છે. ઝરણના જળકણમાં લીન થયીને પછી પવન પણ ત્હેને શાન્તિ આપવા વહે છે. આમ ત્હેની આસના-વાસના કરે છે છતાં, રખે તે પોતાના ઘોંઘાટથી નાખુશ થાય એવી ભીતિથી વાયુ તેમ ઇતર રવ બ્હીતાં બ્હીતાં વહન કરે છે. કવિ બતાવે છે, કે ત્હેના પ્રતાપનો મહિમા એવો છે કે નથી પાસે દ્વાર-પાળ, નથી પાસે અનુચરો, છતાં પણ રાજમર્યાદા એની મેળે જ

સચવાય છે. ચોથા શ્લોકમાં, કવિ સિંહની વાત્સલ્યમુદ્રાને વધારે સ્પષ્ટ કરે છે. કવિ કહે છે, કે ઉપર જે એના પ્રતાપનું સ્વરૂપ બતાવ્યું તે જોતાં તો એનું સ્વરૂપ વૈષમ્યયુક્ત કહેવાય. પણ એમ નથી. “એનાં અર્દ્ધ નિમીલિત નેત્રો” ને બતાવી, એમાં જે પ્રેમભાવ વસ્યો છે તે સ્પષ્ટ કરે છે, કે ભીતિ અને ત્રાસને સ્થાને, મીઠી દૃષ્ટિયે પ્રેમભાવે વાસ કીધો છે. આમ છે તો, ઓ! હરિણ અને ગજનાં વૃન્દો, મોજમાં આવી આવીને તમ્હારી અને સિંહની પ્રાન્ત સીમામાં વિક્ષોભ ન આવે તેવી રીતે, નિર્ભ્રાન્ત સ્વચ્છન્દ ગેલ કરો.

છેવટના શ્લોકમાં અરણ્યના મધ્યાહ્નમાં જે વસ્તુસ્થિતિ બહાર પડી આવે છે તેનું યથાર્થ ચિત્ર આપે છે; પરંતુ એ સાથે એમાં બીજી રીતે એ હરિણ ગજકુળોને, ભીતિ સ્થિતિમાંથી મુક્ત થયી નિર્ભ્રાન્ત સ્થિતિ ગ્રહણ કરે, તેવું સૂચન છે. આખા વર્ણનમાં કવિ, કાંતો તમ્હારે, આવો આનન્દ ભાવ ગ્રહણ કરવો, એમ કહેવાનો ભાવ દાખલ કરે છે અથવા તો આસપાસના આનન્દી બન્ધુઓ તમ્હને આનંદમાં નોતરે છે,—એ ભાવ દાખલ કરે છે. આનન્દની મસ્ત તથા સ્વચ્છન્દ સ્થિતિનું કવિયે અત્રે આબેહૂબ ચિત્ર આપ્યું છે.

× × ×

જટિલ

## ૨૨

આ કાવ્ય સ્વિત્ઝરલાંડના લ્યુસર્ન શેહેરમાં, ગ્લેશિયર ગાર્ડનમાં, ફ્રાંસના ક્રાંતિચક્ર વખતે (સને ૧૭૮૯ થી ૧૭૯૩ માં), ફ્રાંસના રાજા રાણી અને રાજકૂટુંબને, દેશ સમસ્તે અને બીજા યુરોપિય રાજ્ય આદિએ, ત્યજી દીધાં હતાં, તે વેળા, તેમના શૂરવીર અંગરક્ષક સ્વિસ ગાર્ડસે તેમની રાજભક્તિમાં પ્રાણાર્પણ કીધું હતું, તેના સ્મરણમાં, સિંહ પ્રતિમા મુકી છે, તેના અમારી પાસેના ચિત્ર ઉપરથી, સ્ફુરી આવ્યું છે.

કર્તાની નોંધ

જેમ્હણે ‘ શાન્ત સ્વસ્થ કેસરી ’ એ નામનું પદ્ય પ્રથમ રચેલું તે જ વિદ્વાનનું આ કાવ્ય છે. બન્ને કાવ્યને અમે ચિત્રકાવ્ય લેખીએ છિયે. એટલે બન્ને કાવ્યમાં કર્તાએ ચિત્ર આપવા યત્ન કીધો છે, એમ અમ્હે માનીએ છિયે. પણ આ ચિત્રવૃત્તિથી ઉદ્‌ભવેલાં છે; અને એ ચિત્રો ચિત્રિત ભાવને કેટલે અંશે પ્રદર્શિત કરી શકે છે એ બતાવવું એ જ અમ્હારૂં લક્ષ છે. શાન્ત સ્વસ્થ કેસરીમાં આદિથી અંત સુધી કેસરીની છબિ ચીતરાએલી છે; અને તેની સાથે જ શાન્તિ અને સ્વસ્થતાના ભાવો આપોઆપ નિકળી આવ્યા છે. એટલે અમ્હે એ જગ્યાએ છબિ પ્રથમ દર્શાવી ભાવચિત્ર પછીથી સ્ફુટ કીધું છે. અમ્હારી કહેવાની મતલબ એવી છે, કે શાન્ત સ્વસ્થ કેસરીનું કાવ્ય હૃદયભાવથી ઉત્પન્ન થયું છે, એટલે શાન્ત અને સ્વસ્થ કેસરીનું ચિત્ર ભાવકલ્પિત છે; તથાપિ તે સૃષ્ટિના કેસરીનું એક ચિત્ર છે; સૃષ્ટિના કેસરી જેવું જ તે ચિત્ર પડ્યું છે, અને એમ હોવાથી વાચકને બે ઘડિ એમ જ લાગે કે આ કોઇ દૃષ્ટિગોચર કેસરીનું જ ચિત્ર છે, એને એ ચિત્ર આપતાં—એટલે એવા કેસરીની છબિ ચીતરતાં હૃદયભાવ આપોઆપ ઉપજી આવે છે. અમ્હે માનીએ છિયે, અને અમ્હે કહ્યું પણ છે, કે કર્ત્તાના એ કાવ્યને નિસર્ગેજ શ્રેષ્ઠ બનાવ્યું છે.

હવે વિકરાળ વીર કેસરી—એવુંજ ચિત્રકાવ્ય છે, છતાં એમ પણ જણાયી આવે છે, કે એ સૃષ્ટિના કેસરીની છબિ નથી; પરંતુ કર્ત્તાના હૃદયકેસરીની કોઈ નવીન છબિ છે. કર્તાએ પોતેજ કેસરીની છબિ પાડતાં પાડતાં હૃદયની છબિને જ પકડી લીધી છે. આમ કેમ બન્યું એ શ્રેણિ તપાસતાં જ આપણે કર્ત્તાની વિચારશ્રેણિ તપાસી શકીશું.

કોઇ મહા ઉત્પાત વિશ્વમાં ફેલાયી રહ્યો હોય, એનું ઝેર ભૂતમાત્રમાં પ્રસરી રહ્યું હોય, અને વિજયની પરાકાષ્ઠાએ એ પહોંચેલો હોય,—તેવા ઉત્પાતને પણ ધ્રુજાવી મારે, ત્હેનો કચ્ચરઘાણ વાળી નાખે, એવું વિરાટસ્વરૂપ કર્તાના હૃદયમાં વસી રહ્યું સમ્હજાય છે. કર્ત્તાનો

કેસરી વિકરાળ છે, અને એમ છતાં તે વીર છે. એનાં આચરણ પ્રશંસાપાત્ર છે. જાણે ત્રેતાયુગને અંતે અને કલિના પ્રારંભમાં પાપ-મોચન કૃષ્ણ જ તે હોય, તે પ્રમાણે આ આર્યકવિ પોતાના વિકરાળ કેસરીની પ્રશંસામાં જ આનન્દ માને છે. પ્રશંસાનો આરમ્ભ કેસરીની વીર્યદર્શિકા છબિથી થાય છે. વર્ષાઋતુના આરમ્ભમાં મહા ઝન્ઝાવાત અને તોફાનની સાથે આકાશગામી મેઘ એના પ્રભાવથી જાણે, અતળ અને વિતળમાં ફેલાયો રહ્યો છે; સૂર્ય અને તિમિર કોઇ જાણે એના ઉલ્કાપાત સામે ટકી શકતું નથી; આખું વિશ્વ એના ભાર નીચે દબાયી રહ્યું છે. આવા શત્રુની સામે આપણા કવિનો કેસરી એકાએક ત્રાડ પાડી ઊઠે છે. પર્વતોનાં ગહન વિવરો અને મ્હોટાં મ્હોટાં વૃક્ષપૂર્ણ કાનનો એ ત્રાડથી ગાજી ઊઠે છે; પહાડોની પણ પેલી ગમ અને ઊંચે છેક આકાશ પર્યન્ત એનો ફેલાવ છે. પીળી ચટપટિત યાળ આપોઆપ ઊભી થયી ગયી છે; અને એ નવા શત્રુની સામે યુદ્ધમાં પુચ્છ વીજળીની પેઠે ચમકી રહ્યું છે. ખરે જાણે ત્રિભુવનજયિની ચણ્ડિકા જે વાહનથી રીઝે છે તે જ આ કેસરી હોય! એટલું ચિત્ર આપ્યા પછી કવિ પોતે જ સમ્ભાવના કરે છે, કે આ તે કદિ ન ખૂટે એવો નાદનો નવીન ધોધ જ શું ફૂટી નીકળ્યો હશે! અથવા ત્રિભુવનને ચૂરેચૂરા કરી નાખે એવો ગર્જનાનો કોઇ ગોળો જ આપોઆપ વછૂટયો હશે! પોતાના કેસરીથી કવિ પોતે જ એટલા આશ્ચર્યમાં ડુબ્યા છે કે શબ્દપ્રવાહને કેવળ આશ્ચર્ય કથનમાં ઝુકાવવો, કે કેવળ છબિના ચિતારમાં રમાડવો, એ એમાંથી શું કરવું ત્હેના વિચારને વાસ્તે ધીરજ રહી શકી નથી. આશ્ચર્ય–કથન પુનરપિ છબિ ચિતારમાં વળી જાય છે અને કવિ કહે છે, કે આ ધગી રહેલાં નયનો શું અગ્નિનો વરસાદ વરસાવે છે? આ પન્જા શું વજ્રનો પણ તિરસ્કાર કરે છે? આ તે આ ત્વરા શી? હૃદય માત્ર આને દેખી ભડકી જાય છે, અન્જાયી જાય છે, મહા શૂરવીર પણ એના ઝપાટામાં ચૂરેચૂરાં થયી જાય છે! તો આ બિચારા અતળ અને

વિતળ એને એક કરનાર ઝન્ઝાવાતનો અને તિમિર અને મિહિર સર્વને ધોળી પી જનાર ઉલ્કાપાતનું શું ગજું? કર્ત્તા આટલા વિચાર સુધી છબિ અને ભાવ બન્નેને સાથે રાખી શક્યા છે. હવે પછીનો ભાગ ફક્ત વીર્યવર્ણનથી જ શોભે છે; શોભા નથી ચિત્રથી ઉત્પન્ન થતી, નથી ભાવથી ઉત્પન્ન થતી; આટલે આવ્યા પછી આપણે સમ્હજી શકીએ છિયે, કે કર્ત્તાના ઝન્ઝાવાત અને ઉલ્કાપાત સૃષ્ટિના ઝન્ઝાવાત અને ઉલ્કાપાત નથી, અને એટલા માટે એના સામે થનાર કેસરી પણ સૃષ્ટિનો કેસરી નથી. પ્રસ્તુત ઝન્ઝાવાત અને ઉલ્કાપાત કોઇ રાજ્યની મહા ઉથલપાથલ છે; જેમાં શસ્ત્રાઘાતથી અને શર-વહ્નિથી લોહીનાં સ્રોત ચાલી નીકળે છે. રાજ્યનું સિંહાસન ડોલી ઊઠે છે, મુકુટ નમી જાય છે, અને રાજ્ય ક્રાન્તિના હાથમાં જાય છે. કોઇ કોઇની સહાયે રહે એવું રહ્યું નથી. ભૂત માત્ર ભયના વનમાં ભીરુની પેઠે ભૂલાં પડયાં છે. કોઇ પક્ષ ગ્રહણ કરે તેવું નથી, તો કોણ સંરક્ષા કરે! લાખો માણસ એમ મરણના શરણથી જ વિશ્રાન્તિ પામે છે. એવે સમયે ઓ કેસરી! ત્હેં જ ત્હારા પ્રભાવે કરીને, ત્હારા પ્રતાપથી, અંગે અંગ છિદ્રથી વીંધી, રુધિરનાં ઝરણો આપી ભોગ આપ્યો છે. ખરેખર આવા પરાક્રમને અંતે અંગ સંકોડતાં ત્હેં ત્હારી ભીષ્મવૃત્તિને શોભા આપી છે. કર્ત્તાના કાવ્યનો વિચાર અમ્હે સંક્ષેપથી સ્ફુટ કરી ચૂક્યા છિયે અને જે શબ્દમાં કર્તા કેસરીને ધન્યવાદ આપે છે તે જ શબ્દમા અમ્હે કર્તાને ધન્યવાદ આપીશું, કે ત્હારી વીરશ્રીને, કે ત્હારી ચિત્રભક્તિને—ત્હારા મહા પરાક્રમને ધન્ય છે. ત્હારા જેવા જ કેસરી હમેશાં ઉદ્દંડ ધારણ કરનાર વનનું સામ્રાજ્ય ભોગવવાને, ત્હેની શોભા ભોગવવાને લાયક હો!

જટિલ

૨૭

૧. દરાજ, (ફારસી) દીર્ઘ.
૨. જુગનું, (ફારસી) આગિયો.
૩. ઝીલ્લી=તમરાં
૪. નવ, નવીન, નવાં (પાણી).

૨૯

શશીલીટી—ચંદ્રના પ્રકાશનો પાણી ઉપર વધારે ચળકતો જે સેડ઼ો પડે છે તે.

વીળે હીલે તે આનંદા—એ સેડ઼ોં અને જેના ઉપર તે પડ્યો હોય તે પાણી ભરતીથી ઊંચાં નીચાં થયાં કરે, એટલે જોનાર ચંદનીથી આનંદિત થાય એવું વર્ણન છે. વીળે; ભરતી.

ઊંચે.—આસમાન અને જમીન એ બેની વચમાંની ચંદની હવામાં ધ્રુજતી પોતાની ઇચ્છામાં આવે તેવી જણાય છે, વખતે ઘણી સફેત, વખતે ફીકી લાલી અને વખતે ભૂરી, હોવાની હાલત પ્રમાણે દેખાય છે.

ગોરી—ચંદની.

રસે ડુબ્યા.—કુદરતના વિચારમાં પોતે ધુમ થઇ ગયા.

કર્તા

૩૧

કડી. ૩. ચરણ ૨. લાવ્યો—નો કર્તા 'રવ,' કર્મ 'અમીરસ.'

કડી. ૪. ચન્દ્રમાં ગાનનદી વ્હેતી,—એમ ચન્દ્રનું લાવણ્ય અને ગાનનું માધુર્ય એ બંને સુંદરતાદ્વારાએ સજાતીય જ ગણીને કલ્પનાબળે માનેલું છે.

૩૨

આ નવીન છંદ એક અંગ્રેજી કાવ્યની રચનાને અનુસરી અત્ર ગુજરાતી પિંગળમાં ઉતાર્યો છે. આ નવીન છંદનું માધુર્ય અને તેનો સરલ પ્રવાહ કાનને બહુ સુસ્વર અને ગાનમય લાગે છે.

કડી. ૧ વરજી, તજીને; છોડીને. 'બની' અત્ર કૃદંત છે, ક્રિયાપદ નથી. 'નિરખે' નો કરતા 'મરજી' છે.

,, ૫ જગતી, પૃથ્વી.

,, ૭ લટકે, લટકાથી.

,, ૮ નેમે, પ્રમાણિકપણે.

,, ૯ સમતા, શાંતિ.

કડી ૧૦ કંઇ હાસ્ય કટુ...મીઠાં:–કંઇક હસવામાં કેવો કડવાસ આવેલો છે, કંઇક આંસુમાં કેવો મીઠાશ સમાયેલો છે!

ન દીઠાં દગ પાડે:–માણસના આત્માપર કંઇક ચિત્રવિચિત્ર પ્રપંચલીટાં ચીતરાયલાં છે તે સૌ જોયાં કે નહિ જોયાં હોય તે બધાં મ્હારી દૃષ્ટિએ પાડે છે—દેખાડે છે.

કડી ૧૧ હમણાં...પ્રતિજીવનમાં:–હમણાં અહિં તે ચિત્ર પાછું સજીવન ( Revive ) થાય છે.

રળી, આનંદ; મઝા; ઉમંગ.

કડી ૧૨ પંચકરી, પાંચ હાથવાળી. ચંપેલીના ફુલને પાંચ પાંખડી હોય છે.

ફરજે, ફરજથી ( by sweet duty bound ).

ભલી—શુભ ગુણવાળી.—ત્હારી સુગંધ જેવી.

દવ અશ્રુથકી=દવ—ઝાકળ—નાં આંસુથી.

કર્તા

૪૫

શ્લો. ૫.

દિવ્ય ઓથાર—અલૌકિક દિવ્ય શક્તિના પ્રેરેલા ક્ષોભ–ભાવ–સંચલન–થી થયેલું, હૃદયને જાણે ડૂમો ભરાય હેવું કોઇ ભાવમય દબાણ

શ્લો. ૬.

ઉચ્ચગાનના પુકાર–અલૌકિક, દિવ્ય, ઉન્નત ભાવની પ્રેરણાઓના ધ્વનિ. ( માત્ર આધ્યાત્મિક શ્રવણથી જ સંભળાય હેવા; કાયિક શ્રવણથી નહિં. )

'ઉચ્ચ' એ 'ગાન'નું વિશેષણ છે, ઉચ્ચ=ઊંચા–ઉન્નત–પ્રકારનું; ઉન્નત ભાવ પ્રેરણાનું અને ઉન્નત ભાવથી ભરેલું.

**હૃદયવીણા ( ટીકા ) માંથી**

૪૮

એમાંનાં કુદરતચિત્ર મહાબલેશ્વર, ગિરનાર અને આબુના દેખાવો ઉપરથી ઉપજાવેલાં છે.

૭–૮ પર્વતમાંનાં ઝરણોના બરફ જેવાં પાણીથી બારે માસ ભરેલા રહેતા **સ્ફટિક ગુહાકુંડના હિમ જેવા શિલાતટ** ઉપર પડ્યા પડ્યા.

૯ **ઉટજકુંજ,** નીચે ઝાડ ઝુંડોની ઘટામાં આવી રહેલ ઉપરથી જોતાં નહાની નહાની કુંજો જેવાં જ દેખાતાં ગામડાં.

૧૪ **અન્તર,** બંને અર્થમાં. બધી બાજુએ જોજનો સુધી વિસ્તરતો લાંબો જગતપટ આંખ આગળ ઉકલતો જ આવે છે; અને વળી આવા શાન્ત એકાન્ત નિર્મળ અને શક્તિઓને ઉત્તેજતા જીવન-ટાપુઓમાં વર્ષોના અનુભવ શ્રવણ અધ્યયન આદિને અન્તર્દષ્ટિ અસાધારણ સરલતા અને તીક્ષ્ણતાથી બેસાડે છે, ઉકલે છે, એકબીજા સાથે ઘટાવે છે, તેમાંથી નવનવા સારોદ્ધાર ઉપજાવે છે, વગેરે.

૧૬ **નિધન,** મૃત્યુ. **પંક્તિઓ,** એ ચિત્રની રેખાઓ.

૧૮ **ભંગ,** ઉપસતા અને બેસી જતા મોજા. **સંકલ્પ,** ઇચ્છા-શક્તિ; સંકલ્પો, ઇચ્છાઓ, માણસોના ઇચ્છાપૂર્વક પ્રયત્નો. માનવ સંકલ્પોની ભંગમાલાથી ખળભળતો વિધિસમુદ્ર.

૧૯–૨૬ આ વર્ણન નર્યા બાષ્પ ( watery vapour )ની સફેત પાતળી વાદળીઓનું અને તેમની અનન્તવિધ ક્રિયાઓનું છે. ૨૦ **ફરતાં જ,** ચારે તરફનાં. ૨૧ ઝાડનાં ઝુંડ પર્વતના રહડતા ઢોળાવ ઉપર આવી રહેલાં હોવાથી તેમના ઘુમ્મટ સમૂહની **શય્યાને ઢળતી** કહી છે. ૨૨ **કર,** હાથ, ડાળ. ૨૪ **ચળક,** તેજનાં હીરામય બુંદ, બિંદુઓને પંખીઓની ઊભી કલગીઓમાં **ખચે,** ઠાંસી ઠાંસીને ભરે છે.

૨૭–૩૭ **'મુરતીઓ'** વગેરે અવતરણ ચિહ્નમાં મુકેલા શબ્દો લૌકિક બોલીના છે. ૩૪ **કુઠારિ,** કઠિયારા. ૩૮ **કવિ, બાયરન** (Byron)

૪૧–૪૨ પત્થરાઉ જમીનમાં ઉગતું ઝાડ પોતાનાં મૂળ ઉંડાં પોચી અને પાણીવાળી જમીન સુધી ઠેઠ પહોંચાડી શકે છે તે પ્રમાણમાં તે વધી શકે છે. **ફેલક,** થર ( layer )

૪૩ **શમે,** શમ આદિ સંપત્તિમાં એટલે ચારિત્ર્યમાં.

૪૫ તપેલાને શાંત કરતું, કંતાએલાને બહલાવતું; પ્રકાશ અને ઠંડક બંને આપનારું, મનોહર, કૌમુદી જેવું તેજ; પણ કૌમુદી ભૌતિક અને આતો સાત્ત્વિક.

૫૨ **પદવિ,** પગલાં નહિં પણ વાળ વગેરે ચિહ્ન.

૫૪ **વત્સને,** કવિતાના નાયકને, પોતાને.

૬૧-૬૨. ખીણને લપેટી લેતી છાયા લોચનને લોભાવે છે. પર્વતની બે ઊંચી લાંબી ધાર કે પછી એક જ અર્ધ ચંદ્રાકાર ધાર વચ્ચે આવેલી ઊંડી ખીણ ઉપર સુઘટ્ટ છાયા પડે છે, અને મહાબલેશ્વરની 'ઘનશ્યામ ખીણ' (Blue Valley) ના જેવો દેખાવ થઇ રહે છે, તે ઉંચી ટુક ઉપર સખ્ત તડકામાં ઉભેલાને જોતાં અતિ આકર્ષક લાગે છે. વળી આ સ્થૂલ વિષયને ઉપમેય ગણી તેના યોગ્ય ઉપમાનરૂપ સ્થૂલેતર વિષય લગી કોઇ વાંચનારની કલ્પના જાય, તો તે પણ **ઘનશ્યામ છાય, મોહિની, લોભાવતી** આદિ પદો વડે ધ્વનિત છે.

૬૪ **હા,** બરોબર, સમજાયું.

૬૫-૬૮ વિવિધ પંથ અને જુદા જુદા જમાનાનાં સ્મારક રૂપ જ રહેલાં આ ઊંચાં શિખરો ઉપરનાં પડેલાં—તજી દીધેલાં—મંદિરો હજી સુકંઠ ઘંટ ધરે છે, જે અનિલો જ રમતમાં પૂજામિષે વગાડયા કરે છે;...ઉત્પત્તિસ્થાન વગરના જણાતા અને ઘણીવાર સંભળાતા આવા ઘંટરવ વિશે વહેમી અને ભલા લોકો ચકિત થઇને કંઈ કંઇ વાતો કલ્પે છે...

૭૬ અનિલ, માત્ર સ્થૂલ અનિલ નહીં.

૮૨-૮૩ ઇતિ હ આસ; ઇતિહાસ: કોઇ ધર્મનો નાશ થતાં તેનાં પવિત્ર પુસ્તકો ઇશ્વરવાણી તરીકે ગણાતાં અને પૂજાતાં અટકી પડી સાહિત્ય અને ઇતિહાસના વાઙ્મયમાં જ ખપે. હોમર અને હેસિઅડના ગ્રન્થોને ગ્રીક પ્રજા માત્ર કાવ્યો નહીં પણ આપણે મહાભારત, રામાયણ અને પુરાણોને ગણીએ છીએ તેમ પવિત્ર ધર્મબોધક ધર્મશાસક ગ્રન્થો ગણતી.

૮૫ ત્રચી, વેદ. ૮૬ કાવ્યો સમું જ.

૮૭ **શશિકલા,** ઇસ્લામના વાવટા ઉપરનો બીજનો ચંદ્ર. ઇસ્લામીઓ પોતે એ ચંદ્રકલાને પોતાના ધર્મની સંજ્ઞા તરીકે ગણતા નથી; એવી કોઇ પણ સંજ્ઞા રાખવામાં એમને મન મૂર્તિપૂજા છે, અને તેનો તો એમનામાં ઉગ્ર નિષેધ છે. પણ ખ્રિસ્તી ધર્મનું સૂચન અહીં તેની પ્રસિદ્ધ સંજ્ઞા ક્રૂસથી કર્યું છે, તેમ ઇસ્લામનું શશિકલાથી કર્યું છે.

૯૧ સલિલ એનામાં ભરેલું હોવાને લીધે ચળકતો.

૯૭–૧૦૦ ભમમગ્ર આત્માશિશુનો જગતમેલ ઉતારે છે...અને તેને પોતાના અંકમાં પોઢાડીને પોતાના ધામને યોગ્ય બનાવે છેઃ—કોણ? અહીં વસી શ્વસી લસી રહેલી છે તે ગંભીર, વિશદ, સમરસ દિવ્ય શાંતિ.

૧૦૧–૧૧ આ દિવ્ય શાંતિને જ **ચેતનઉર, સત્સ્વરૂપ, ભાસ્કર,** આદિ રૂપે સંબોધન છે. ૧૧૦ **લખ,** સ્વ. ગોવર્ધનરામે ચલાવેલા અર્થમાં.

**૧૧૪–૧૫ તું–હાથમાં,** ત્હારા હાથમાં, સૃષ્ટિનાટકનો સૂત્રધાર તું જ છે, કાલ તો ત્હારો મુખ્ય નટ માત્ર છે.

**ભણકાર,** (ટિપ્પણમાંથી)

૪૯

× × ×

લેતા વિરાટ પગલાં વિઃ સારા જગતની અને પ્રાચીન અર્વાચીન ઇતિહાસની કથાઓમાં વિરાટ પગલાં ભરતો આત્મા વિચરતો હતો.

ધર્મગોપ્તા=ધર્મના રક્ષક. ગ્રેટબ્રિટનના ઇતિહાસમાં આઠમા હેનરી રાજાને Defender of Faith નો ઇલ્કાબ મળ્યો હતો; તે આજ સુધી ત્યાંનાં સહુ રાજા રાણીઓ વંશપરંપરા ભોગવે છે.

૭ મી કડીનો સાર એવો છે કે સૂક્ષ્મના સંદેશા સ્થૂલમાંથી આપણે શું સુણતા નથી? સુણીએ છીએ જ. સ્થૂલ તે પાર્થિવ નયને વંચાતો લખેલા શબ્દ છે, અને સૂક્ષ્મ તે મહીંનો અર્થ છે.

કાલિદાસ કહે છે કે ઉમામહેશ જેવાં વાણી ને અર્થ સંલગ્ન છે. Sermons in stones, and books in running brooks, શિલાઓમાં ધર્મોપદેશ, અને વહેતાં ઝરણાંમાં શાસ્ત્રો, એવી મહાકવિ શેક્સપિયરની ઉક્તિ પણ સુપ્રસિદ્ધ છે.

ઇતિહાસવાહી પ્રભુ=ઇતિહાસના વહેણમાં વહેતા પ્રભુ.

તે સિન્ધુના જલ તણી વિ: ‘જલધિજલદલ ઉપર દામિની દમકતી’ કાન્તના મનોહારી શંકરાભરણમાંના એ ચરણ ઉપરથી. ગિરિમાળની હિમભૂમિ=હિમાલયની પર્વતમાળાનો પ્રદેશ, જે ઓળંગી બૌદ્ધ સાધુ સાધ્વીઓ ચીન જાપાન અને તે દેશની યે પેલી પાર ઉતર્યાં.

સુભગરાઘવપાદ=રામચન્દ્રજીનાં પગલાંથી સુભગ બનેલી.

વીરવીરી: અશોકનાં પુત્ર અને પુત્રી, કુમાર મહેન્દ્ર અને કુમારી સંઘમિત્રા.

રાજર્ષિ અશોક: મનુષ્ય એટલે જ ગુણદોષનું પૂતળું, ને અશોક દેવસાં, તેમજ જલાલુદ્દિન અકબરમાં, પણ દોષ હતા. છતાં ભરતખંડના કે સારી દુનિયાના ઇતિહાસમાં એ રાજર્ષિઓની જોડી મહા દુર્લભ છે. સેનાપતિ, રાજનીતિવેત્તા, મહારાજ્યોના સ્થાપનાર અને ધુરન્ધર, પ્રજાના પરમ હિતૈષી, ઉદારભાવ, ધાર્મિક, તત્ત્વચિન્તક, સંસાર-સુધારક, ધર્મસુધારક: આવા આવા ગુણોના નિધાન એવા રાજર્ષિઓ લોકસંઘને દુર્ભાગ્યે મનુષ્યની કથામાં અતિશય વિરલ છે.

૧૩ મી કડીનો સાર: સુન્દરીઓની બાહ્ય ચેષ્ટા ઉપરથી આંન્તર ભાવનાં અનુમાન કરતાં ભાષ્યો રસશાસ્ત્રીઓ રચે છે તેમ સ્થૂલનાં દર્શનમાંથી આન્તર ભાવનાં બીજાં અનુમાન પણ હોઇ શકે. સરખાવો ૭ મી કડી.

કેટલાંક કાવ્યો ભાગ ૨ જો. ટીકામાંથી

૫૦

૮. રૂમાલ=ફેંટો

૧૧ બગની વેલડી=બગલાંની હાર. તે વેલી અને વેલી ઉપરનાં ફુલ તે બગલાં.

૧૨ ચતરંગ = ચાર રંગની

૧૫ ટપ = એ જ વેળા, તરત જ.

૧૩ ગોવિન્દ = ગોપેન્દ્ર = ભરવાડનો રાજા. બાઇબલમાં ધર્મ-ગુરુઓને ભરવાડ કહેલા છે અને માનવીને ત્હેનાં ઘેટાં કહેલાં છેઃ એ રૂપકનો અહીં ઉપયોગ કીધો છે. ધર્મગુરુઓનો રાજા, ધર્મગુરુઓને પણ ધર્મદાતા. ગોવિન્દ=પ્રભુ. પ્રભુને ધર્મગોપ પણ કહે છે.

કર્તાની ટીકા

૫૬

હીર = worth, જે કાંઇ મ્હારામાં સારૂં છે તે.
મીર = પાર્ટી લશ્કર

કર્તાની ટીકા

૫૮

૪ **જ્યોત્સ્ના,** પ્રકાશ.

૫ **સજ,** સર્જે.

૭ **સુની,** સુણતાં; એ પ્રમાણે આગળ પણ.

૮ **જોહર,** કેસરિયાં કરવાનો ડંકો.

૧૬ **સમર બિચ,** રણક્ષેત્રમાં, રણ દરમિયાન.

૧૯ **ભાલ** અને **કંઠ તેજી** ઘોડીનાં.

૨૩ આ એક જુવાન નહીં, આખા પ્રદેશના બધા જ જુવાનો એટલી જ ત્વરાથી ચાલી ગયા.

૨૭ **દુર્ગ,** કિલ્લા નહીં, કિલ્લા પછીની જ લીટીમાં આવે છે.

૨૮ **અધર–જીવ,** અદ્ધર જીવની સ્થિતિ.

૩૭ **તાર્યું,** તારેલું હતું. ૩૮–તે મહાત્માઓનાં.

૪૦ નિજ આશ્વાસન

કર્તાનું ટિપ્પણ

૫૯

આ કથા મહાભારતમાં છે અને અત્યન્ત સુપ્રસિદ્ધ છે. નવીન લગ્ન થયેલો અભિમન્યુ યુદ્ધમાં જાય છે અને ઉત્તરા હેને રોકે છે,

પછી યુદ્ધમાં એ પડે છે. એ માત્ર કથામાંથી લીધેલું છે. બાકી ઉત્તરાનું સ્વપ્ન અને બધો સંવાદ કલ્પી કાઢેલાં જ છે.

૧. નવોઢા=નવી પરણેલી યુવતી.

૫. પક્ષ્મોમાં=પાંપણોમાં.

નવાં–લગ્ન પછી પ્હેલવ્હેલાં જ આ આંસુ પાડ્યાં, (પ્રસંગ જ પ્રથમ), તેથી, તેમજ,–નવવધૂના નવા નવા પ્રેમને લીધે એ પ્રથમ આંસુમાં મોહની શક્તિ પણ અપૂર્વ નવીન તેથી પણ–નવાં આંસુ.

૮ તથા ૯. યુગ્મક છે. 'સુકુમાર જુગલ કપોત કેરું' એમ સમ્બન્ધ છે.

૧૧. જિહ્વા=જીભ; અગ્નિની જ્વાળા; ભડકાની શિખા.

૨૧. અસિ=તલવાર.

હૃદયવીણા (ટીકા.)

૬૧

મુંબાઇમાં એક ગૃહસ્થના ઘરમાં રાજા રવિવર્માનું ચીતરેલું કૃષ્ણની વાટય જોતી રાધાનું ચિત્ર જોઈને મૂળ પ્રેરણા થઈ આ કાવ્ય રચાયું છે. હેમાનું વર્ણનવિષય ચિત્ર તો કારવાર પાસેના એક કિનારાના દેખાવ ઉપરથી આલેખ્યું છે.

૩. પીતાં–(=પીનારાં) 'શૈલોતરુ'નું વિશેષણ છે.

૪. વિચારે=વિચારમાં.

૫. ઊંડું ધ્યાન ધરી પડિયો (પડેલો) અને અનન્તતાના ગભીર ધ્વનિ ઉદ્બોધતો અસીમ સિન્ધુ તટશૈલતળે ધોળા તરઙ્ગ નચાવે (છે) અને ભાવે (ભાવથી) વાળુતટે ઊંડું ગાન ગાય (છે).—આમ અન્વય છે.

૬. અદૃશ્ય–એ 'બાલા'નું વિશેષણ નથી. 'નિરીખતી'નું કર્મ છે. જોવાનું કશુંક છે પણ નથી જણાતું હેવું કશુંક જુવે છે (જોવાનો પ્રયત્ન કરે છે)–એમ અર્થ છે. (મતલબ કે મળવા આવનાર પ્રિયને જોવાનું કરે છે.)

રસાલા—આ શબ્દ શુદ્ધ સંસ્કૃત નથી. 'રસાળ' એ ગુજરાતી વિશેષણનું સ્ત્રીલિંગ 'રસાળી' થાય. અહિં કવિતાનું સ્વાતન્ત્ર્ય ગણવું.

હૃદયવીણા (ટીકા)માંથી.

૬૭

ત્ય્હાં = ત્હમે જ્યહાંથી આવો છો તે દેશે.

મધુરમધુ = મધુ સમાન મધુર.

દેવસંગે = હૃદયમાં પ્રભુનો વાસ છે, ત્હમે પણ હૃદયમાં વિરાજો દેવની સાથે.

દિવ્યંવાસી = દિવ્‌વાસી = આકાશવાસી

કર્તાની ટીકા

૬૮

૧. શ્રી ગિર્વાણ, સંસ્કૃત. ૩. મેઘે, મેઘદૂત કાવ્યેઃ બ્હવેલી, વહેવરાવેલી. ૫. વિબુધ, (૧) વિદ્વાનો (૨) દેવો. ૭. નીલી, ઘેરાશ્યામ રંગની. ૧૨. ઉન્મુખ, ઊંચા મ્હોવાળો. ૧૩. ભિન્ન, જેનૂં મન ભેદાયૂં છે એવો. ૧૬. વિદારણ, વિજોગી સ્ત્રીપુરૂષોનાં હૈયાં વિદારનારો. ૧૭. જગજ્જીવન, જગતને જીવાડનારોઃ તન્વીને, સૂકાઇ ગયેલીને. ૧૮. કુટજ, કડાનાં ફૂલ. ૧૯. ખેચર, પક્ષી.

કર્તા

૭૪

સમસ્ત સ્ત્રીજાતિના ત્રણ વિભાગ કરવામાં આવે છે. કન્યા, સૌભાગ્યવતી, અને વિધવા. એ ત્રણે વર્ગના ઘણાએક પ્રશ્નો એવા છે કે ત્હેમનાં કારણોને કોઈ એક બિન્દુમાં સંકીર્ણ કરીએ તો તે એક સ્નેહશૂન્યતામાં આવી સમાય. રસ, સૌન્દર્ય, વિલાસ બીજે સ્થળે શોધતાં નહીં જડે; પણ સ્નેહને પુણ્યમન્દિર જ એમના અખંડ વાસ છે, એ આ કાવ્યમાં વિકાસતું સૂત્ર છે.

કથા એવી છે કે ભાવના રૂપે પૃથ્વીલોકથી ત્રણ યૌવનાઓ આકાશે ચ્હડી, અને પોતપોતાને રુચતાં સ્વરૂપ લઇ ચન્દ્રિકામાં રૂ

લાગી. વરમાળાના જેવી સ્વર્ગગંગાનું રૂપ કુમારીએ લીધું, ખીલતી ચન્દ્રકલાનું રૂપ સૌભાગ્યવતીએ લીધું, ને સમાધિસ્થ સમી સ્થિર છતાં પલક પલકે પલકી જતી, ત્હોયે ઝાંખી પ્રકાશતી, તારિકાનું રૂપ વિધવાએ લીધું, અને ત્હાં એકાન્તને તીરે ઉરના પડદા ઉઘાડી અન્તરની વાંછનાઓ પરસ્પર કહેવા લાગી. એ સહિયરવાર્તા પછી તે ઉપરથી ઉપજતા કેટલાક વિચાર છે.

સ્ત્રીજાતિના અનેક પ્રશ્નોમાંથી, મહત્ત્વનો આ એકજ પ્રશ્ન આ કાવ્યમાં તો ચર્ચાયો છે.

કડી. ૩. નીચું નિહાળી વિ. નીચું જોઇ સખીઓ ભણી તીરછી નજર કરવાથી ત્હેના મુખનો પ્રકાશ ઝંખવાતો, પણ તેથી ત્હેની દેહલીલા વિશેષ ખુલતી.

કડી. ૪. કલાપીના મિત્ર મસ્ત કવિએ રચેલું વિભાવરી સ્વપ્ન નામનું એક સુન્દર કાવ્ય કેટલાંક વર્ષો ઉપર છપાયું હતું. તે કાવ્યમાંનો એક ખંડ કવિએ 'હો ! રમતાં રઢ લાગી રાણીને' એ ગરબીમાં ઉપાડ્યો છે. પણ ધીરે ધીરે આગળ ચ્હડતાં ભાવ અને કલ્પનાનાં પૂર એટલાં ભરવેગ વહેતાં થયાં કે એ ગરબીના કાંઠાઓને તોડવા લાગ્યાં. ધ્રુવપદ ખરી પડ્યું, પ્રત્યેક ચરણને અન્તે આવતો સભ્યપ્રચારનો 'રે' પલટાઇ ચરણના અંગમાં સમાઇ ગયો, અને...એક નવીન જ છંદ—સ્વરૂપ, પ્રતાપી, કૂદતું, ભરતીનાં મોજાંની પેઠે ગર્જતું ને ઉછળતું, કવિના હૃદયમાંથી જન્મ્યું. એ નવીન ઢાળ અહીં સ્વીકારી આ કાવ્યની ત્રણે સખીઓની ઉક્તિમાં વાપર્યો છે.

છન્દોનાં સ્વરૂપ ક્ય્હારે બદલવાં જોઇએ, અને કેમ બદલાય છે એ કવિના મનોવ્યાપારની ઊંડી અને અગોચર કથા આ ઉપરથી રસશાસ્ત્રના અભ્યાસીઓને ચોક્કસ દરજ્જે સ્હમજાશે. નવીનતાને ખાતર જ કવિઓએ છન્દવિપર્યય કરવાના નથી, તેમ જ નવીનતાને ખાતર જ છન્દવિપર્યય સઉ થાય છે એમ કહેવું યે અન્યાયી છેઃ એ બન્ને વાતો ધ્યાનમાં ઉતારવા આવા ઇતિહાસો વિચારવા જેવા છે.

'હો ! રમતાં રઢ લાગી રાણીને !' એ ગરબી ઉપરથી ઉપજેલા આ ઢાળનું છન્દઃશાસ્ત્રની દૃષ્ટિએ બીજી રીતે યે સરલ ને સારું પૃથક્કરણ થઇ શકે એમ છે. ગુજરાતી પિંગળમાં બાવીશ અક્ષરના અક્ષરમેળ બાવીશા સવૈયા જાણીતા છે, એ આ ઢાળનું શુદ્ધ બન્ધારણ માની શકાય. તે સવૈયાને માત્રામેળ કર્યે, ત્હેમાં યે ક્ય્હાંક ક્ય્હાંક માત્રાઓ વધાર્યે પણ આ ઢાળનું રૂપ સાધી શકાશે.

કરુણ, શૃંગાર તથા વીર રસમાં આ બાવીશા સવૈયાનો ઢાળ સચોટ વાપરી શકાય એવો છે. તેથી આ ઢાળનું ભવિષ્ય આશાભર્યું ને ઉજળું લાગે છે.

કડી ૫. એ વૈજયન્તી માળ = મન્દાકિનીની દેહ જેવડી જ મ્હોટી માલા. એ વિશાલ માલામાં શરીરભાગ ઢંકાયેલો હતો તેથી દેહરેખા તરીકે એ માલા જ દૃષ્ટિને દેખાતી.

કડી ૯. નેનનું કિરણ વિ. આંખનું કિરણ ફરી ફરીને અન્તે પાછું આવી આંખમાં વિરામેઃ તેમ મ્હારી યે મનની આશાઓ અને કલ્પનાઓ ફરી ફરીને પાછી મનમાં જ વિરામશે કે શું ?

કડી. ૨૧. એ છોળની પેઠે આવે ને જાયેઃ

**मात्रास्पर्शास्तु कौंतेय ! शीतोष्णसुखदु:खदाः ।**
**आगमापायिनोऽनित्यास्तांस्तितिक्षस्व भारत ॥**

ગીતા અ. ૨. શ્લો. ૧૪.

કડી. ૨૪. સંસારને સર અમૃત વિઃ મહાત્મા ભર્તૃહરિએ શંકા મૂકી છે કેઃ

**न जाने संसारः किममृतमयः किं विषमयः**

કેટલાંક કાવ્યો ભાગ ૨ જો. ટીકામાંથી

૮૫

લી. ૪ તે સુભગતા, એ ચળકતા રંગોનું સૌંદર્ય.

૮ લોકવખાણ, શેખચલ્લીપણામાં કલ્પેલાં.

૯ ત્હને અવગણી, ત્હને ન જોઇ, – રે, ખુદ સ્નેહને પણ જોયો નહીં !

૯૧

બૌદ્ધમતે મનુષ્યનું વ્યક્તિત્વ પાંચ સ્કન્ધ ( **खंधा** ) વડે બંધાયલું છે. મરણ વખતે સ્કન્ધ બધા વિનાશ પામે છે, પરંતુ મનુષ્યના કર્મના પ્રભાવથી તત્કાળ જ નવા સ્કન્ધ બંધાય છે અને નવું જીવન ચાલે છે; નવા બન્ધાયલા સ્કન્ધ અને પૂર્વજન્મના સ્કન્ધ જુદા જુદા હોવા છતાં બન્નેને સાંકળનારા કર્મવડે મનુષ્યનું વ્યક્તિત્વ એનું એ જ છે એમ એકતા સચવાય છે. એ કર્મનો જ નાશ થાય, તો પછી પુનર્જન્મનો સંભવ જ તૂટે. આ કર્મનાશ અને તે દ્વારા નિર્વાણસિદ્ધિ એ બૌદ્ધમતે પરમ લક્ષ્ય છે. એ સિદ્ધિ માટે **માર્ગ** ( **मग्गो** ) ચાર ક્રમનો કહ્યો છે. તેમાં ચોથો **अरहत्तमग्गो** ( **अर्हत्त्वमार्गः** ) અર્હત્‌પણું મેળવવાનો માર્ગ; **अरहा–अरहन्तो**–એટલે યોગ્યતાવાળો, નિર્વાણની યોગ્યતાવાળો. આ કાવ્યમાં **निर्वाण**નો અર્થ મરણની પૂર્વેજ મેળવેલી વિકારનાશ તથા અલૌકિક શાન્તિની સ્થિતિનો જ લીધો છે.

આ નિર્વાણની સમાધિ દશાની શાન્તિમાં કદી પણ ભંગ થાય ખરો ? આ શંકા અને હેનું સમાધાન આ કાવ્યમાં છે. યશોધરા બુદ્ધની પ્રથમમાં પ્રથમ–પરિવ્રાજિકા ( **भिक्खुनी** )–શિષ્યા થઇ હતી; હેની કને આ શંકા આ કાવ્યમાં પૂછાવી છે. અરહન્તની પૂર્વાવસ્થાના કોઇ પણ વૃત્તાન્ત તેના મનમાં છાયા પાડી તેના નિર્વાણમાં ક્ષતિ પમાડી શકે કે કેમ ? એમ એ પ્રશ્નનું રૂપ મૂકાવ્યું છે.

બુદ્ધ મહાત્મા હેની Parables ( રૂપકાદિદ્વારા દૃષ્ટાન્ત )થી સમાધાન કરવાની પદ્ધતિનો આશ્રય લઇ આ પ્રશ્નનો ઉત્તર આપતો અહિં દર્શાવ્યો છે. ક્ષિતિજમાં લટકતા ચન્દ્રનો ચાંદનીનો લાંબો વિશાળ પટો, સમુદ્ર ઉપર પડેલો, યશોધરાને બુદ્ધ બતાવે છે; અને તે ક્ષણે એ પટાની મ્હારથી આવીને કૌમુદીમાં પ્રવેશ કરતી, એક નૌકા–સફેદ શઢવાળી નૌકા–તરફ હેની નજર ખેંચે છે. આ નૌકાથી ચન્દ્રની શાન્તિમાં ભંગ નથી થતો, ઉલટી એ નોકા કૌમુદીની સાથે એકરૂપ બની જાય છે. તેજ રીતે અરહન્તની નિર્વાણ શાન્તિમાં ગમે તે વિક્ષેપનો ભાસ

આણનારા વૃત્તાન્ત આવે તો તે પોતાનો શાન્તિવિરોધી ગુણ તજી નિર્વાણદશાની જોડે એકરૂપ થઇ વિલીન થઇ જાય છે; નિર્વાણને કશો વિકાર અર્પતા નથી. નિર્વાણના અતિ ઉજ્જ્વલ ગુણનું સ્વરૂપ બીજા સર્વ બનાવો, પોતાનો ગુણ તજીને, પ્રાપ્ત કરે છે, એ સિદ્ધાન્ત આ કાવ્યમાં ઉપજાવ્યો છે, માટે કાવ્યનું નામ **तद्गुण** પાડ્યું છે;—**अतत्** ( તે નહિ, અન્ય વસ્તુ ) તે **तत्** ( તે, પ્રધાન વસ્તુ )નો ગુણ સ્વીકારે માટે **तद्गुण**. કાવ્યશાસ્ત્રમાં **तद्गुण** નામનો અલંકાર છે તે ઉપરથી આ નામ લીધું છે. **तद्गुण** અલઙ્કારનું લક્ષણ

**स्वमुत्सृज्य गुणं योगादत्युज्ज्वलगुणस्य यत् ।**
**वस्तु तद्गुणतामेति भण्यते स तु तद्गुणः ॥** *

મમ્મટે આપ્યું છે.

આ **तद्गुण** કાવ્યમાં આ અલંકારનું ઉદાહરણ બતાવ્યું નથી. પરંતુ એ અલંકારનું તત્ત્વ વિશેષરૂપે વપરાયું છે; માટે **तद्गुण** નામનો ઉપયોગ કર્યો છે.

૪. ઉદધિવ્યોમ—ઉદધિ ( સાગર ) અને વ્યોમ ( આકાશ ); દ્વન્દ્વ સમાસ. જ્યહાં ચુમ્બતાં ઉદધિ વ્યોમ—અર્થાત્, ક્ષિતિજમાં,

જલૌઘે—જલ+ઓઘ ( = સમૂહ, પ્રવાહ ), જળના સમૂહમાં પ્રવાહમાં.

૫. ચાંદનીના પટાની બંને બાજુ કાળી અંધારાની છાયા ત્હેમાંથી એકબાજૂથી આવીને ચાંદનીમાં પ્રવેશ કરતી નૌકા વર્ણવી છે.

શુભ્રવેશ—ધોળો વેશ; શઢ ધોળો તેથી.

૮. શાન્તિના જળમાં લહરી થાય (મોજા ઉત્પન્ન થઇ ચલતા જેવો ભાસ થાય ) ત્હેને અજ્ઞાન જનો શાન્તિની સ્થિતિમાં ભંગ થયો માને છે.

પરંતુ વસ્તુતઃ—

---

*અર્થ અતિ ઉજ્જ્વલ ગુણવાળી વસ્તુની જોડે યોગમાં આવવાથી પોતાનો ગુણ તજીને કોઇ વસ્તુ ત્હેનો ( ઉજ્જ્વલગુણ અન્ય વસ્તુનો ) ગુણ લે છે—તે તદ્ગુણ અલંકાર.

૯. નિર્વાણના સિન્ધુના જળમાં કદી પણ શાન્તિમાં વિકાર થતો નથી; વિકારનો આભાસ થાય કદી, તો તે જુદી જ વસ્તુ છે (અન્ય જ એ પ્રકાર);

આ અન્ય પ્રકારનું સ્વરૂપ સમજાવવા માટે બુદ્ધ મહાત્મા પોતાની જ નિર્વાણદશામાં બનેલા અનુભવોમાંથી એક કહી બતાવવાનો આરંભ કરે છે.

૧૦. બોધિવૃક્ષ—બુદ્ધ અનેક થઇ ગયા કહેવાય છે; તે દરેક બુદ્ધને બુદ્ધત્વની પ્રાપ્તિ અમુક વૃક્ષની તળે ચિન્તન, તપ, કર્યાથી મળે છે; તે પછી તે વૃક્ષનું નામ બોધિવૃક્ષ કહેવાય છે; એ ઝાડ બૌદ્ધોમાં પૂજ્ય ગણાય છે. શાક્યમુનિનું બોધિવૃક્ષ અશ્વત્થ હતું; હેની પૂર્વના બુદ્ધ કશ્યપનું ન્યગ્રોધ વૃક્ષ હતું.

બોધિવૃક્ષ તળે તપ કરતી વખતે અનેક વિઘ્નો, લાલચો, વગેરે પ્રગટ થાય છે; **માર** (પાપનું મૂર્ત રૂપ) પ્રલોભક રૂપે આવી બુદ્ધ થનારને કસોટીએ ચડાવે છે, **માર**નું સૈન્ય પ્રલોભનાદિકનું માયારૂપો ધારીને ચલિત કરવા મથે છે; અન્તે હેના ઉપર વિજય મેળવીને **सम्मा संबुद्धो** (**सम्यक्संबुद्धः**) સારી રીતે પ્રકાશ પામેલો બને છે, નિર્વાણ ભોગવનારો બુદ્ધ બને છે, **अर्हत्** (અરહન્ત) થાય છે.

૧૧. ૧૨ આ બુદ્ધત્વના નિર્વાણની સિદ્ધિનો છેવટનો ક્રમ અહિં આલેખ્યો છે.

૧૧. સંવેદન—અનુભૂતિ; આન્તર અનુભવ; ઊંડા હૃદયમાં અનુભવ.

૧૨. અપ્રમેય=તર્કના પ્રમાણથી સાબીત કરાય નહિ હેવી (અપ્રમેય દશા); કેવળ માનસ પ્રત્યક્ષથી જ અનુભવાય, બીજી રીતે પ્રમાણથી સિદ્ધ કરી બતાવાય નહિં, માટે અપ્રમેય.

૧૩. ભિન્નભાસી–નિર્વાણથી ભિન્ન ભાસતા; નિર્વાણના સ્વરૂપના વિરોધી જેવા જણાતા.

૧૫. દુકૂલ=રેશમી ઝીણાં લૂગડાં.

૧૬, એ નૌકાના સરખી ત્હારી મધુર મૂર્તિની સ્થિતિ હતી.

૧૭. નિર્વાણને ચાંદનીનું રૂપક આપી, ત્હેને જળનું રૂપક વળી આપ્યું છે, તે ચાંદની અને સિન્ધુ જે પ્રત્યક્ષ હતાં તેના મિશ્રરૂપનું કાંઇક અનુલક્ષણ કરે છે.

૧૮. ૧૯. પૃથગ્જન—અજ્ઞાન, પામર જન

નૂપુરઝંકાર (ટીકા)માંથી

૧૦૭

\+ + +

પ્રથમ. કાવ્યને નામ આપનાર શબ્દ જરાક કઢંગો શ્રવણને લાગે છે. 'ફૂલડાં કટોરી' એમ બહુવચનયુક્ત પૂર્વપદવાળો સમાસ સુરુચિયુક્ત નથી લાગતો. 'ફૂલની કટોરી' એમ હોત તો ચાલત અને આ વાંધો ના ઉત્પન્ન થાત. પદ્યમાં પણ 'ફૂલની કટોરી ગૂંથી લાવ્ય' એમ સારી રીતે બેસે એમ છે. પરંતુ આ બહુ મહત્ત્વનો દોષ નથી.

અમૃત—એ શબ્દમાં મૃ તે જોડાક્ષર હોય એમ ભ્રમથી પૂર્વનો 'અ' ચડકાવીને બોલવાની ભૂલ્ય આ શબ્દ આ કાવ્યમાં જે રીતે ગોઠવ્યો છે તે ઉપરથી જણાઇ આવે છે. તેથી શ્રવણને કર્કશતા ઉત્પન્ન થાય છે. મણિલાલ દ્વિવેદી જેવા સંસ્કૃતના સારા જ્ઞાનવાળા વિદ્વાનને હાથે પણ

'જે કર્ણ—અમૃત રસાયન ચિત્તકેરાં.'

જેવા સ્થળમાં દોષ થયેલો જોયો છે તો સંસ્કૃતના જ્ઞાનનો ગન્ધ પણ જે'ને નથી હેવાને આ દોષ માટે ક્ષમા આપી સકાશે, પરંતુ ક્ષમા ન આપી સકાય હેવો દોષ સંસ્કૃતના જ્ઞાનનો અભાવ છતાં સંસ્કૃત ભાષાના શબ્દો જોડે ઉદ્ધત છૂટચ લેઇને રા. ન્હાનાલાલ માથે વ્હોરી લે છે તે ખેદકારક છે. 'ચન્દ્રી' એ શબ્દ આ ધૃષ્ટતાનું ઉદાહરણ છે. એ રૂપ આપી એ શબ્દમાં શો નવો અર્થ સમાવવાનો પ્રયત્ન તેઓ કરે છે તેજ પ્રથમતો અગમ્ય છે.—'ચન્દ્રી શુક્રીનાં તેજ'—એમ એક બીજે પ્રસંગે હેમણે પ્રયોગ કર્યો છે; ત્હાં પ

હાસ્યજનક પરિણામ આવ્યું છે, ને શું ઉદ્દિષ્ટ છે તે વાત તો ગૂઢ જ રહી છે. 'ચન્દ્રિકા'—ચાંદની—તો ઉદ્દિષ્ટ નહિ જ હોય એ આ કાવ્યના સંદર્ભ ઉપરથી જણાય છે. ત્હારે 'ન્હાનો સરખો ચન્દ્ર' એ મતલબ હશે? તો હેવા ચન્દ્રમાંથી અમૃતની ધારા વરસતી સંભવે નહિ. 'ચન્દ્ર' ને સ્ત્રીલિંગ બનાવી રસિકરૂપ આપવાની જ ઇચ્છા હશે, અથવા ચન્દ્રને સ્ત્રીરૂપ કલ્પ્યો હશે એમ વખતે સંભવે પણ તેમ કરવા જતાં હાવું અપરિચિત સાક્ષરતાવિરોધી અને હાસ્યજનકરૂપ ઘડી કાઢવાથી તો રુચિભંગ જ થાય છે. 'ચંદા' એ પ્રાકૃત રૂપ હિન્દી કવિતામાંથી અને નર્મદ કવિનાં કાવ્યોમાંથી પ્રાપ્ત થએલું જેમ ભાષાશુદ્ધિને ક્ષોભ આપવાથી અલગ રહે છે તેમ સુરુચિ અને રસિક ભાવનાને પોષક બને છે. એ રૂપ સ્વીકારવામાં રા. ન્હાનાલાલને ન્હાનમ લાગતી હોય તો લાચાર! પરંતુ પોતાની મેળે અપૂર્વ શબ્દ ઘડી કાઢવાની છૂટય સમર્થ વિદ્વાન્ અથવા કવિજન પણ વિરલ પ્રસંગે લે છે અને લે છે ત્યારે સફળતા હેવાને જ અને અમુક મર્યાદા સાચવ્યાથી જ મળે છે—એ વાત ધ્યાનમાં રાખવાની છે.

'ચાળવું'—ઉપરથી 'ચાળણી' શબ્દ થયેલો છે છતાં 'ચાયણી' એમ રૂઢ થયેલું રૂપ અશિષ્ટ માની શિષ્ટ બનાવવા જતાં, ય તો રકારનો જ થાય એમ ગણી લઇ 'ચારણી' શબ્દ રા. ન્હાનાલાલે વાપર્યો છે તે ઉઘાડી રીતે જ ખોટો અને હાસ્યજનક છે. પરંતુ આ શબ્દશુદ્ધિની જ માત્ર વાત છે તેથી, તેમજ રા. ગોવર્ધનરામ ત્રિપાઠી જેવા વિદ્વત્તા માટે વિખ્યાત પુરુષે પણ આ પ્રકારની જ ભૂલ્ય કરેલી છે—'ચારણી' શબ્દ વાપર્યો છે—તેથી રા. ન્હાનાલાલ જેવા યુવકને આ ક્ષતિ માટે બહુ દોષ નહિં દઇયે તો ચાલશે; જો કે એ શબ્દની અશુદ્ધિ તો તેથી લુપ્ત નહિ જ થાય.

ઉપરના કાવ્યની ત્રીજી કડીમાં અમૃતને 'દશધાર' ઝરી જતું કહ્યું છે તે જરાક સમજાતું નથી. અંજલિ એ હાથની બનાવતાં દસ આંગળીઓ વચ્ચે આઠ (અથવા તો બે હાથ જોડાતાં ટચલી

આંગળીઓ છૂટી રહી ગણતાં નવ ) તડા પડેલી હોય તેથી 'અષ્ટધાર' અથવા 'નવધાર' સંભવે. આ એક ન્હાની સરખી શંકા નોંધીને જ બસ કરું છું.

'જગમાલણી' એ રૂપમાં 'જગત્' અને 'માલણી' એ ઉપમેય અને ઉપમાન વચ્ચે લિંગભેદ આવે છે તે જરાક રુચિને ક્ષોભ કરનાર જણાય છે, પણ હેને બદલે શું મૂકવું જોઇતું હતું તે શોધી કાઢતાં જરાક વાર લાગશે.

આટલા દોષાંશ બતાવ્યા પછી હવે આ કાવ્યના અસાધારણ ગુણાંશ બતાવવાનું આનન્દમય કર્તવ્ય બજાવું છું. આ કાવ્યમાં સમાયલા અતિ ઊંચા પ્રકારના ધ્વનિનું શ્રવણ રસિક જનોને તરત થશે. મ્હારી અલ્પમતિ પ્રમાણે મ્હને જે ધ્વનિનું શ્રવણ થાય છે તે અહિં દર્શાવીશ. વાચ્યાર્થ તો સ્પષ્ટ આટલો જ છે કે ચન્દ્રમાંથી અમૃતઝરણ પડે છે તે કવિ હાથની અંજલિમાં ઝીલવાને અનિચ્છુ છે; હેનાં કારણો અંજલિમાં છિદ્રો હોવાથી પૂરૂં ઝીલાય એમ નથી, તેમ જ હાથમાં છૂંદણાંના ડાઘથી અમૃત મલિન થવાનો ભય છે; અને ઝીલવું તો છે. ના ઝીલે તો અમૃતઝરણ વ્યર્થ જતું રહે; માટે એ ઝીલવા માટે જગત્ રૂપી માલણની કને ફૂલડાંની ગૂંથેલી કટોરી માગે છે, કેમકે ફૂલની પાંખડીઓ તે દેવની હાથેલિયો છે, અલૌકિક છે. તેજ આ પ્રકારનું અમૃત ઝીલવાને યોગ્ય તથા સમર્થ છે; દેવલોકો અમૃતપાન કરનારા મનાયા છે તો હેમની હાથેલિયો આ જગત્‌માં સુન્દર ફૂલમાં જણાય છે, માટે તે સાધનથી આ અમૃત ઝીલાશે. અથવા દેવ એટલે પરમ દિવ્ય પરમાત્મા હેનું સુન્દર સ્વરૂપ ફૂલમાં છે એમ વધારે સુઘટિત અર્થ થશે. આમ વાચ્યાર્થ છે. હામાં સુન્દરતાથી ઊભરાઇ જતો ધ્વનિ તપાશિયે. વાચ્યાર્થ ઉદ્દિષ્ટ નથી એતો ઉઘાડી જ વાત છે. વ્યંગ્ય અર્થજ પ્રધાન છે અને તેથી જ આ કાવ્યના કવિત્વની સુન્દરતા છે; વિશેષ એ વ્યંગ્ય અર્થની ચારુતા અને ઉચ્ચ કલ્પનાને લીધે જ. તેમજ વ્યંગ્ય અર્થ અસ્પષ્ટ નથી તેમ અતિ સ્ફુટતાના

દોષવાળો પણ નથી: એ વ્યંગ્ય–એ ધ્વનિ–આ છે:–દિવ્ય ભાવનાઓ મનુષ્યને માટે આ માનવ જીવનથી કોઇ ઉચ્ચતર પ્રદેશમાંથી અમૃતની પેઠે ઝરે છે. ઇશ્વર એ અમૃત મોકલે છે; પરંતુ તે ઝીલવા માટે અર્થાત્ એ ભાવનાઓ બરાબર ધારણ કરવા માટે આ જીવનની ખામીનાં છિદ્રોથી ભરપૂર અને ઐહિક વાસનાઓથી કલંકિત માનવહૃદય યોગ્ય પાત્ર નથી; હેને ઝીલવા માટે દિવ્ય વાસનાઓથી બનેલું કોઇ હૃદય જ સમર્થ અને યોગ્ય છે; માટે જગતને કવિ વીનવે છે કે હેવી કોઇ દિવ્ય વાસનાઓથી મ્હારૂં હૃદય લિપ્ત કર્ય કે જેથી એ દિવ્ય ભાવનાઓનું અમૃત ઝીલી સકું. આપણા માનવ જીવનના રંગબેરંગી અનુભવો આપણને સમજાવી સકશે કે ઇશ્વિરદત્ત વિરલ પળોએ થતી દિવ્ય ભાવનાઓની ઝાંખી મનુષ્ય જીવનની જડ મલિનતાને લીધે ક્ષણિક જ રહે છે; આ ચન્દ્રિકાની ઝાંખી મટી એકધારી દીપ્તિવાળી ચન્દ્રિકાનું સતત દર્શન થવાની ઉચ્ચ ઊર્મિમાં ઊછળીને આ કાવ્ય રચાયલું જણાય છે. ચન્દ્રમાંથી ઝરતું અમૃત ઝીલવાને, તે અમૃત ઝરી ના જાય, તેમ જ ઐહિક વાસનાનાં છૂંદણાંથી એ અમૃત કલુષિત ન થાય, તેવી કોઇ દિવ્ય કટોરી આ કવિને જોઇએ છિયે. તે કોણ આપશે ?–મલિન વાસનાઓવાળું જગત્ ? એ કેમ આપી સકે ? જગત્‌નાં છુંદણાંના ડાઘથી તો મુક્ત હેવી અંજલિ બનાવવી જોઇશે. છતાં ' જગમાલણી ' કને જ કવિ ' ફૂલડાંકટોરી'ની–દેવની કટોરીની–માગણી કરે છે. હેમાં જણાતો વિરોધ તે વિરોધાભાસ જ છે. એ દેખાતા વિરોધમાં ઊંડું સત્ય સમાયલું છે. દિવ્ય ભાવનાઓનું ગ્રહણ કરવાને આ જીવનના અનુભવોમાંથી જ ઊંચાં તત્ત્વો મળી સકે છે; પ્રેમ, ઉપકાર, સદ્‌ભાવ આદિ અનેક કુસુમો આ જીવનમાંથી પ્રાપ્ત થાય છે; અને તે ઊંચાં તત્ત્વો આ જીવનમાંથી એકત્ર કરીને હેની ' ફૂલડાંકટોરી ' ગૂંથી આપવાની શક્તિ આ સંસારમાં છે—જો બરાબર રીતે એ શક્તિનો ઉપયોગ થાય અને લેવાય તો. એ માટે કોઇ જગત્‌ની બ્હારના કલ્પિત જગત્‌માં જવાની જરૂર જ નથી. માટે જ જગમાલણીને પ્રાર્થના કરી છે. દિવ્ય વાસ-

નાઓને ફૂલડાંની ઉપમા અપાઇ છે તે અતીવ ચારુતાયુક્ત કલ્પના છે. પ્રકૃતિનાં સુન્દર સ્વરૂપોમાંથી ન્હાનકડા આકારમાં છૂટક છૂટક રહેલાં સ્વરૂપ સુન્દર કુસુમ જ છે; અને દિવ્ય વાસનાઓનાં છૂટક છૂટક પ્રસંગે સ્ફુરતાં સ્વરૂપો તે આ કુસુમની કલ્પનાથી સરસ રીતે પ્રગટ થાય છે. માટે જ 'ફૂલડાંમાં દેવની હથેલિયો' કવિ જુવે છે.

દિવ્ય ભાવનાઓનું અમૃત ઝીલવાનું ઉપર કહ્યું છે ત્હેમાં કવિત્વ ભાવનાઓ, ધર્મ ભાવનાઓ, વગેરે સર્વ ઉચ્ચ ભાવનાઓનો સમાવેશ થાય છે; અને એમ ઉચ્ચ ભાવનાના પેટાભેદનો પરામર્શ કરીને આ કાવ્યમાંનો ધ્વનિ–સૂર્યનાં કિરણો જુદા જુદા પ્હેલમાં ઝીલીને જુદા જુદા ઇન્દ્ર ધનુષ્યના રંગ વિખેરતા લોલકની પેઠે–ભિન્ન-ભિન્ન સુંદર રંગ પ્રકટ કરે છે.

આ કારણથી રા. ન્હાનાલાલના આ કાવ્યથી મોહ તથા આનંદ ઉત્પન્ન થાય છે. ત્હેના જ પ્રમાણમાં ને તે માટે જ ઉપર બતાવેલી કેટલીક મહત્ત્વની ખામીઓથી હેની સુંદરતા કથળે છે તેથી ખેદ થાય છે. પરંતુ એકંદર ફળ સુન્દરતાના દર્શનનું જ થાય છે એ આ કાવ્યની અન્તર્ગત ઉચ્ચ રસિકતાનું પરિણામ છે.

**નરસિંહરાવ ભોળાનાથ.**

વસન્ત વર્ષ ૫. અંક ૮. ભાદ્રપદ, સંવત્ ૧૯૬૨. પૃ. ૩૦૮.

## ૧૧૧

ડૉ. રવીન્દ્રનાથ ટાગોરના એક કાવ્યનો અનુવાદ છે.

## ૧૧૬

**राधावदनविलोकनविकसितविविधविकारविभंगं**

એ સુપ્રસિદ્ધ અષ્ટપદીની રાહ.

લીટી ૩. સૂર્યે સૂર્યે ગ્રહો પ્રકટ્યાઃ આ પ્રમાણે જલમય બ્રહ્માં-ડમાંથી ક્રમે ક્રમે વિકાસ થાય છે અને અગણિત સૂર્યમંડળો પ્રકટ્યાં છે, પ્રકટે છે અને પ્રકટ્યા કરશે, એ આખો વિશ્વક્રમ તે આ

પંડ—પંડપતિ: આત્મા—પરમાત્માનો રાસ. દરેક કડીમાં આ પ્રમાણેનો મુખ્ય અર્થ છે:

૧૦ **પ્રાણીપતિ,** પ્રાણીઓમાં શ્રેષ્ઠ નર; માનવ યોનિમાં વળી શ્રેષ્ઠ માનવી તે કે જેણે પોતાના પ્રાણોને પણ પૂરેપૂરા આત્માધીન કર્યા. વિશ્વક્રમના આ પાસાના વિકાસનો ઉત્તમ પરિપાક, આવા માનવી ઉત્પન્ન થાય તે.

૧૫ **કામ વીર્ય,** ઇચ્છાઓ અને શક્તિઓ.

૧૯ **દેહુ ધરી,** દેહ ધર્યાનું સાર્થક્ય સેવાધર્મ જ માની તે તેમાં જ મચ્યો રહે.

૨૦—**શાસ્ત્ર શક્તિ,** વિદ્યાઓ, કળાઓ, હુન્નરો, વિજ્ઞાનો, આખું ભૌતિક જ્ઞાન—ક્રિયા—ચક્ર. આ શૂદ્ર—વિશ—ક્ષત્રિય—બ્રાહ્મણ એ ચાતુર્વર્ણ્યનો રાસ: હિન્દમાં જ અને આર્યવિદ્યામાં જ આ ચાતુર્વર્ણ્ય છે એમ નથી. બધે હતું, છે, અને હશે જ, કેમકે હોવું જ જોઇએ. આપણે ત્યાં અત્યારે આ ચાતુર્વર્ણ્યનું જે રૂપ થઇ ગયું છે, તેના બચાવમાં આ શાશ્વત સત્ય વાપરવું કે તેની સખ્તમાં સખ્ત ટીકા તરીકે વાપરવું,—એતો જેને જેમ ફાવે તેમ કરવા સ્વતંત્ર છે: અહીં બેમાંથી એકે ઉદ્દેશ નથી.

૨૩ **પ્રાણ** એટલે અહીં પ્રાણો, પ્રાણાદિ વાયુઓ. **પગ—ઉદરનો** દૃષ્ટાન્ત લિવિ નામના અમર રોમન ઇતિહાસકમાં અને ત્યાંથી શેક્સ-પિયરે કોરિઓલેનસમાં લીધેલો જગજાહેર છે. પુરુષસૂક્તમાંનું રૂપક પણ અહીં સૌ જાણે છે.

૨૫ ઉપનયન સંસ્કારથી ગાયત્રીસુત બનેલો બ્રહ્મચારી. ગાયત્રી તે જ સરસ્વતી. સરસ્વતીના આખા કલાપનો પરમ નિષ્કર્ષ દરેક વ્યક્તિને પોતાને માટે શેમાં છે ? માત્ર જ્ઞાનમાં ? ના; જ્ઞાનનો પોતાના આત્માના સમ્પૂર્ણ વિકાસનમાં વિનિયોગ કરવામાં; અન્તર્જ્યોતિ પ્રકટાવવામાં. જેઓ આર્યસંસ્કારો અને ભાવનાઓનાં નામ માત્રથી અભડાતા હોય તેઓ આ પંક્તિ ઉપરથી પોતાને અનુકૂલ સામાન્ય અર્થ લઇ શકશે: અહીં લખવામાં આવ્યો છે તે અર્થ આ: ચાર આશ્રમો દરેકમાંથી તે પછીનો એમ અંકુર-

–ફુલ–ફ્લ–બીજ ન્યાયે પ્રકટે છે; અને એ પ્રમાણેનો ઉત્તરોત્તર વિકાસ આણતો એ આખો ક્રમ પંડ—પંડપતિના રાસનું એક પાસું છે.

૧૧ કુટુમ્બો, ગોત્રો, ગ્રામો, નહાનાં રાજ્યો, મોટાં રાજ્યો, આખા ભૂમંડલમાં પ્રસરી રહેલું આખી માનવ જાતિનું એક જ રાજ્ય : આ પ્રમાણેનો વિકાસક્રમઃ ટુંકાવીને જોતાં—કુટુમ્બ, ગ્રામ, રાજ્ય, રામરાજ્ય; એથી પણ ટુંકાવીને, અને બે જુદી જુદી દૃષ્ટિએ જોતાં એ રાસ નર—નૃસાથનો છે; એ રાસ નય—સ્વતંત્રતાનો છે.

રાસ અખંડ વિહાર અનન્ત જ પંડ—પંડપતિનો એઃ એમાં પંડપતિ નથી તો એ રાસ પણ નથી, માત્ર રાગદ્વેષાદિ ભૂતાવળનાં નાચવાં ખૂંદવાં અને પરસ્પર છૂંદવાં છે.

૩૭–૪૨. પહેલી ૭ કડીમાં આ રાસ અખંડના એક એક પાસાનું દર્શન છે. આ છેલ્લી કડીમાં એ ૭ પાસા વાળા હીરાના ગર્ભભાગનું દર્શન છે. પાસાઓના પરસ્પર હદોની સ્થૂલતા ટળતાં જે સમરસ સત્ત્વ શેષ રહે છે અને પૂરેપૂરું ઝળહળે છે, તે આ કડીનો વિષય છેઃ સ્થૂલમાંથી સૂક્ષ્મ, મમતામાંથી સમતાઃ અને એ દર્શન થતાં એ રાસને પંડ–પંડપતિનો કહેવા જતાં જીભ અચકાય છે. પંડ પણ તેને અન્ય સર્વથી નોખો પાડનારી હદો રૂપ સ્થૂલતામાં બંધાઇ રહે છે ત્યાં સુધી જ પંડ છે. અહંતા જ મ્હારૂં જીવન, મ્હારી personality મ્હારી individuality એ ભાવ રહે છે ત્યાં સુધી પંડ છે જ. પણ એ personality એ individuality એ વ્યક્તિત્વ જીવન કે રક્ષણ મનાતું મટી જઇ બન્ધન મનાવા લાગે, સૂક્ષ્મ મનાતું મટી જઇ વધારે સૂક્ષ્મ સત્ત્વના દર્શનને લીધે સ્થૂલ મનાવા લાગે, એટલે ક્રમે ક્રમે ઓગળે છે. દામ્ભિક પુરુષોની આ વાત નથી; અન્તરમાંથી ખરેખર ઓગળતું આવે છે. અને એવા દ્રષ્ટાને આ આખો રાસ જે અત્યાર સુધી પંડ–પંડપતિનો રાસ દેખાતો હતો તે હવે સ્વયમ્ પંડપતિનો જ રાસ દેખાય છે.

ભણકાર–ટિપ્પણ

૧૨૩

અમારામાં મોત પછી ત્રીજે દિવસે પાછલે પ્રહરે પારસીઓના ઉઠમણાની માફક નાતભાઇઓ અને બીજા સમ્બન્ધીઓ દિલાસો દેવા આવે છે; કલાક બેસી ઘરનાંઓને દેવદર્શને લઇ જાય છે: આને ચોટી કહે છે. આ પદ "નવ કરશો કોઇ શોક, રસિકડાં !" એ નર્મદના જાણીતા પદની રાહનું છે. રાગ—આશાજોગ કે ભૈરવી.

ભણકાર-ટિપ્પણ.

૧૨૪

૧૨ ચિદાકાશ = એક આકાશ.

૨૨ ડોલતી પર્વતાવલિ: આવેશવાળું નયન કોઇ પણ પદાર્થ સ્હામું અનિમિષ જોઈ રહે તો થોડી વારે તે આવેશનું આન્દોલન કીકીમાં આવે છે અને અન્તે બહારના પદાર્થમાં તે દેખાય છે. એવી રીત્યે જ આ પર્વતમાલા ડોલતી અને તેથી જ તે નર્તતા મેઘદળની છાયાનું રૂપક લઇ શકે.

૨૫ તમરાજ = અન્ધકારનો રાજવી.

૩૫ વિબુધોના આત્મામાં વસે છે એવો: જ્ઞાનનું મૂળ પ્રશ્નમાં છે અને કેવળ જ્ઞાનીના ઊંડા ઊંડા અંતરમાં પ્રશ્નની પરંપરા રમ્યાં કરે છે. જ્ઞાની પુરુષ લોભી–Covetous જેવો છે. મૂડી મળી તેની ત્હેને કીંમત નથી, પણ નથી મળી તે તેને હમેશાં ખૂંચ્યા કરે છે. એવી સ્થિતિ–સૂચક એક સૂત્ર 'નેતિ' 'નેતિ'નું છે.

૩૭ ભેદના પ્રકાશ = ઉષ્માના પૃથક્કરણકારોએ કાળાં કિરણો પણ શોધ્યાં છે: એવો ભેદનો કાળો પ્રકાશ.

૫૧ વજ્રતલ = કારણકે અભેદ્ય.

કર્તાની ટીકા

૧૨૬–૧૨૯

આ કાવ્યો 'કલાપીનો વિરહ' માંથી લીધેલાં છે.

૧૩૨

આ કાવ્ય તેમજ તેની પછીનાં ૧૩૩, ૩૪, ૩૫, ૩૬ ક્રમાંકનાં કાવ્યો 'સ્મરણસંહિતા'માંથી લીધેલાં છે. એ શ્રી નરસિંહરાવે

પોતાના પુત્રના મરણનિમિત્તે લખેલી કરુણ પ્રશસ્તિ (Elegy) છે. કરુણ પ્રશસ્તિ એ સંગીતકલ્પ (Lyric) કાવ્યનો અવાન્તર ભેદ છે અને તેનું લક્ષણ 'મરણનિમિત્તક, ચિન્તનાત્મક, કરુણપ્રશસ્તિ' એવું શ્રી આનંદશંકરે કાવ્યના ઉપોદ્ઘાતમાં આપ્યું છે.

૧ થી ૪. પ્રકૃતિ અને મનુષ્યહૃદયને સામસામાં ધરીને કવિઓ એમાંથી ત્રણ પ્રકારે રસનિષ્પત્તિ કરે છે: (૧) બેનું સામ્ય, (૨) વૈષમ્ય, કે (૩) પરસ્પર અસર વર્ણવીને. આ સ્થળે બીજો પ્રકાર છે. મુખ્યરસ ગૌણ બની ન જાય તે માટે પ્રકૃતિનું વર્ણન બહુજ આછું રાખવામાં આવ્યું છે.

ના ગમે **મને; અને** ના ગમે, પણ ઉર **સ્વયં** ભાર હલકો કરે. આ આન્તર વિસંવાદ કવિના ચિત્તની વિષમ સ્થિતિ બહુ લક્ષક રીતે સૂચવે છે.

"**शोकक्षोभे च हृदयं प्रलापैरेव धार्यते**"
(उत्तररामचरित)
શ્રી આનદશંકરની ટીકામાંથી.

૧૩૩

૧ થી ૩. 'શ્યામ પડ તિમિરો તણાં......' = શોક અને અજ્ઞાનની અનેક વૃત્તિઓ મારા દિવ્ય જ્ઞાનના માર્ગમાં આવરણ રૂપ થઈ પડે છે. અને પરિણામે સત્યની અને મારી વચ્ચે જાણે પાષાણની એક જબરી ભીંત ચણાઈ જાય છે. પ્રથમ તો એ ભીંતમાં એકે દ્વાર દેખાતું નથી—દેખાય છે ત્યારે તે બંધ દેખાય છે. અને એને એક વજ્રતાળું મારેલું છે. તત્ત્વજ્ઞાનના તર્કશાસ્ત્રે આપેલી વિધવિધ કૂંચીઓ લઇ એ દ્વાર ઉઘાડવા હું મથું છું, પણ એ ઊઘડતું નથી. ઊઘડતું નથી એટલું જ નહિ, પણ હું જ્યાં ઊભો છું ત્યાં

'પાય મુજ નીચે સરે;' વગેરે

૪. ૫. ક્ષણક્ષણનું આ અનુભવ ચિત્ર છે: 'પાય સરે છે,' 'ક્યહાં કળુંછું કળણમાં ?' એમ પ્રશ્ન થાય છે; કંઇ ખબર પડતી નથી, પડે છે, કળણ–કર્દમમાં હું ડૂબું છું, કોઇ હાથ દો ! – એમ

ત્વરાથી એક પછી એક ક્ષણના જુદા જુદા અનુભવ અત્રે શબ્દરૂપ ધરે છે. પાંચમી કડીનો આર્તરવ ગજેન્દ્રના કરતાં ઓછો કરુણ અને ઉચ્ચ ('તાર') છે ? પુત્રશોકના કરતાં પણ આમાં કરુણરસની ચીસ વધારે વિકળતાથી અને કારમી વેદનાથી નીકળે છે એ લક્ષ્યમાં રાખવા જેવું છે.

'કળણ'–દિવ્ય સત્યનું અજ્ઞાન તે માત્ર અન્ધકાર નહિ, પણ કળણ. સત્યદર્શન માટે બેવડી અપેક્ષા–માત્ર જિજ્ઞાસાજ નહિ, પણ મુમુક્ષા.

શ્રી આનંદશંકરની ટીકામાંથી

૧૩૪

૧. ૧. ગૂઢ 'નિયમે નિયમાએલું' એટલો જ' 'યન્ત્ર' શબ્દનો અર્થ કરવો. Machine ના અર્થમાં લેતાં વિકસવાની અને મ્હાલવાની ક્રિયા સાથે એ અસંગત થાય છે.

૩. ૪. યુગ્મક. માનવી જીવન તણા ભૂતકાળના ઇતિહાસ કરતાં પણ ભાવી વિકાસ વધારે ભવ્ય.

મેળ—**મેલઃ** (સંગીતનો શબ્દ) = ઠાઠ–જેના ઉપર રાગની રચના થાય છે.

સંગીતસ્વરસમ—તેથી **ઑરફ્યુસની** Lute, **પાઇથેગૉરસની** સંખ્યા (Number), કૃષ્ણની બંસરી.

૫. જીવને–જવનમાં

રંગ–રંગના તંતુ

૬. મૂળસ્વર–પ્રધાનસ્વર, દરેક રાગનું સ્વરૂપ નિયમનાર સૂર.

૮. પરમાત્મા એ દિવ્ય સંગીતનો યોજક તેમજ નાયક.

શ્રી આનંદશંકરની ટીકામાંથી

૧૩૫

૨. જે તર્કશાસ્ત્રના વાદથી સીધી રીતે સધાતું નથી, તે આ બે—મૃત્યુ અને દુઃખ અનુભવ દ્વારા સાધી આપે છે. તેથીજ પ્લેટો તત્ત્વજ્ઞાનને 'Meditation on Death' કહે છે; અને ઉપનિષદમાં

નચિકેતા "**वक्ता चास्य त्वाद्गन्यो न लभ्यः**" એમ કહીને યમ પાસેથી જ તત્ત્વજ્ઞાનના ગંભીર પ્રશ્નોનો ખુલાસો મેળવે છે.

કુન્તી પણ દુઃખનો મહિમા સમજીને જ ભગવાન પાસે માગે છે કે "**विपदः सन्तु मे शश्वत्**" અને એજ પ્રમાણે અન્ય અનેક ભક્તજનોએ દુઃખ માગ્યાં સુપ્રસિદ્ધ છે.

૪ શા માટે '**આ** ક્ષણે જ' નહિ? કદી જ નહિ.

શ્રી આનંદશંકરની ટીકામાંથી.

## ૧૩૯

૨ થી ૫ વ્યાપક સનાતનતામાં મૃત્યુને અવકાશ નથી.

૪ 'દેદીપ્યમાન ચિરજીવન સિન્ધુ મ્હાલે'—જીવન સિન્ધુનો આત્માનન્દ.

૫. મૃત્યુ તે જીવનસિન્ધુમાં બુદ્બુદ સમાન ક્ષણવાર પ્રગટ થાય અને નાશ પામે. પણ જેમ બુદ્બુદ તે જળ સિવાય કાંઇ નથી તેમ મૃત્યુ પણ જીવનનું એક રૂપ જ છે. અત્રે મૃત્યુને બુદ્બુદ સમાન કહ્યું છે, જીવનને નહિ. "**मरणं प्रकृतिः शरीरिणां विकृतिर्जीवितमुच्यते बुधैः**" (કાલિદાસ) એથી ઉલટી રીતે અહિં મરણનો ખુલાસો કર્યો છે–પરિણામમાં તાત્પર્ય એક સરખું જ નીવડે છે.

શ્રી આનંદશંકરની ટીકામાંથી



## ૧૪૦

૧ ખફા=નારાજી. ૨ વસ્લ=મેળાપ. ૪ ખોફ=ભય. કદમબોશી= ચરણનું ચુંબન. ૫ શમા=દીવો. પરવાના=પતંગિયું. ૬ શહ્–બાદશાહી. દુહાઇ=આણ. ૭ હકીકત=સત્ય. રફાઇ=સુંફી લોકો ઉજાગરો કરવા માટે જે પ્યાલી પીતાં તેને રફાઇ કહેતા. મોટાઇ, ઉત્કર્ષ એવો પણ એનો અર્થ થાય છે. ૮ રાહ રોશન=જાહેર રસ્તો. ૯ ખાર=કાંટા. ૧૦ મુરશિદ=ગુરુ.



# કાવ્યોનો પહેલી લીટીઓની સૂચી





## લેખકો અને તેમનાં કાવ્યોની સૂચી

મુંબાઈ ઈલાકાના સરકારી કેળવણી ખાતાએ ટેક્સ્ટ બુક તરીકે મંજુર કરેલું.

# કાવ્ય સમુચ્ચય

ભાગ ૧

સંગ્રાહક,

રામનારાયણ વિશ્વનાથ પાઠક

સોલ એજન્ટસ,

એસ. બી. શાહની કંપની,

પાનકોર નાકા—અમદાવાદ

કિંમત રૂપીઆ એક

માધ્યમિક શાળાઓનાં પહેલાં ત્રણ ધોરણો માટે

# સરળ મધ્ય અંકગણિત

રચનાર,

ભોગીલાલ કેશવલાલ પટવા, બી. એ.

એસ. ટી. સી. ડી.

એસિ. માસ્તર મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ ફોર વીમેન,

અમદાવાદ.

પ્રકાશક,

એસ. બી. શાહની કંપની

પાનકોર નાકા—અમદાવાદ

કિંમત ૧-૨-૦

મુંબાઇ ઇલાકાના સરકારી કેળવણી ખાતાએ ટેક્સ્ટ બુક તરીકે મંજુર કરેલ.

# સાહિત્ય મંજરી

## ગુચ્છ એક

હાઇસ્કુલના ચોથા ધોરણ માટે


સંગ્રાહક,

સાકરલાલ અમૃતલાલ દવે,

B. A. S. T. C. D. (Hons)

શિક્ષક મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ તથા ગર્લ્સ હાઇસ્કુલ,

અમદાવાદ



પ્રકાશક,

એસ. બી. શાહની કંપની

પાનકોરનાકા–અમદાવાદ

કિંમત દસ આના

# સાહિત્ય મંજરી

## ગુચ્છ બે

હાઇસ્કુલના પાંચમા ધોરણ માટે

સંગ્રાહક,

**સાકરલાલ અમૃતલાલ દવે,**

B. A. S. T. C. D. (Hons)

શિક્ષક, મહાલક્ષ્મી ટ્રેનિંગ કોલેજ તથા ગર્લ્સ હાઇસ્કુલ,

અમદાવાદ

પ્રકાશક,

**એસ. બી. શાહની કુંપની**

પાનકોર નાકા–અમદાવાદ

કિંમત ચૌદ આના

